# અનુક્રમણિકા

# પ્રવેશ અને પરિચય

ઈતિહાસ જેને "ખૂની અલાદિયા"ના નામે ઓળખે છે એ અલાઉદ્દીન ખીલજી જેટલો ક્રૂર હતો એથી અનેકગણો કામાંધ હતો.

સગા કાકા અને સગા સસરા વૃદ્ધ જલાલુદ્દીનનો ઘાત કરીને દિલ્હીનું પાયતખત પચાવી પાડનાર પાદશાહ અલાઉદ્દીન, તરસ જાનવર જેવો ક્રૂર અને વાળી ઘોડા જેવો વિષયાંધ હતો.

મૂર્તિભંજક મહમદ ગઝનવી બનવાના કોડ સેવનાર પાદશાહ અલાઉદ્દીને અનેક દેવમંદિરો તોડ્યા'તા. અસંખ્ય મૂર્તિઓ ભાંગી'તી.

એણે જ પોતાના ધાઈ-ભાઈ સરદાર અલફખાનને સોમનાથનું મંદિર તોડવાનો હુકમ કર્યો'તો. ને પોતે કચ્છના પુરાણા તીર્થધામ કોટેશ્વર મહાદેવના લિંગમાં લોઢાના ખીલા ધરબ્યા'તા. લિંગના કઠણ પથ્થરને પોચો પાડવા માટે અલાઉદ્દીને એક દિ' ને એક રાત લિંગને અગનિમાં ભારી રાખ્યું'તું.

ખૂની અલાદિયો જેટલો ધર્મઝનૂની હતો, એથી હજારગણો વિકારઝનૂની હતો.

એના સમકાલીન અને આશ્રિત મુસલમાન તવારીખનવેશો પણ પાદશાહ અલાઉદ્દીનની વિષયાંધતાથી તંગ આવીને લખી ગયા છે કે, "પાદશાહ સલામતના સહવાસમાં આવેલી બળુકી ને હાડેતી હુરમ પણ બેહોશ બની જતી."

એ તો જે હો તે–પણ રૂપશિકારી ને જોબનલૂંટારુ પાદશાહ અલાઉદ્દીને ભારતીય રાજરાણીઓ અને રૂપરૂપનાં અંબાડ રાજકુંવરીઓને હાથ કરવા ખાતર ત્રણ ત્રણ પ્રાન્તો પર વરવો વિનાશ વેર્યો હતો.

ને એનો વિકાર ભૂખાળવો ડોળો સૌંદર્યસામ્રાજ્ઞી સિંધુ રાજકુમારી સુભગા પર ફર્યો. સિંધુકુમારી સુભગાના દેવરૂપની વાણ્ય સાંભળીને ગાંડો બનેલો પાદશાહ અલાઉદ્દીન એને હાથ કરવા ટાંપીને બેઠો'તો.

ત્યાં તો સિંધના હાલતા ચાલતા દુર્ભાગ્ય સમો રાજકુમાર ચનેસર દિલ્હીના દરબારમાં પહોંચ્યો. એણે પોતાની બહેન સુભગાના અભોગત રૂપલાવણ્યના મોંફાટ વખાણ કર્યા. કુલઘાતકી ને વતનદ્રોહી ચનેસર સાચું બોલ્યો કે, "જહાંપનાહ, સિંધના ઝૂંપડામાં પણ સૌંદર્ય આળોટે છે. સિંધની ગરીબ સુમરીઓ પણ તમારી બેગમો કરતાં રૂપાળી છે.

સિંધના રાજકુમાર ચનેસરની વાત સાંભળતાં ઉરાંગઉટાંગ વાનર જેવો વિષયશૂરો પાદશાહ અલ્લાઉદ્દીન રૂપરાશી સિંધુકુમારી સુભગાને હાથ કરવા ત્રીસ હજારના સૈન્ય સાથે સિંધમાં ઉતર્યો.

બેશરમ પાદશાહ અલાઉદ્દીને સિંધરાજવી ઘોઘારાજ પાસે રાજકુમારી સુભગાની માંગણી કરી. ઇસ્લામ મજહબ સ્વીકારવાની શરત મૂકી. બાદશાહે કહેણ મોકલ્યું કે જો તમે ઈસ્લામ મજહબનો આદર કરશો અને તમારી બહેન સુભગા મને સુપ્રદ કરશો તો હું આવ્યો, તો એમ જ પાછો ચાલ્યો જઇશ. પણ જો તમે મારી શરતો સ્વીકારશો નહિ તો હુ સિંધને ખેદાનમેદાન કરી નાંખીશ.

સિંધરાજવી ઘોઘારાજ ગુજરાતના રાજા કરણ વાઘેલા જેવો નિર્માલ્ય નહોતો કે નહોતો નિર્બળ . . . એણે પાદશાહ સાથે ધર્મયુદ્ધ ખેલી લેવાનો નિર્ધાર કર્યો

એજ ઘડીએ સમયસૂચક ઘોઘારાજે પોતાની બહેન સુભગાને એના ભાવિપતિ વડસરના ઠાકોર અબડા અણભંગને ઘેર વોળાવી દીધી. સુભગા સાથે સવાસો સુમરિયોનેય કચ્છ ભણી રવાના કરી'તી.

ને હળવા થયેલા સમા રાજવી ઘોઘારાજે ધર્મઝનૂની પાદશાહ સાથે ધર્મયુદ્ધ ખેલ્યું. હજારો મલેચ્છ સિપાહીઓને જમસદન પહોંચાડીને ઘોઘારાજ વીરગતિ પામ્યો.

પાદશાહ અલાઉદ્દીનને સિંધ પર દોરી લાવનાર દેશદ્રોહી ચનેસર પણ અન્તને છેડે દેશપ્રેમી બન્યો'તો. એની જ પત્નીએ એની આંખો ઉઘાડી'તી.

ચનેસરનેય ચાનક ચડ્યું હતું. અને એ પણ પોતાના નાના ભાઈ ઘોઘારાજ સાથે વીરમૃત્યુને ભેટયાં'તો.

રૂપશિકારી પાદશાહ ઉમરકોટમા પ્રવેશ્યો. પણ સુભગા હાથ આવી નહિ. રૂપાળી સુમરીઓનાંયે દર્શન થયાં નહિ. નિરાશ બનેલા પાદશાહે નગરને પલિતો ચાંપ્યો.

પણ કચ્છના દુર્ભાગ્યે પાદશાહને ખબર પડી કે સૌન્દર્યરાણી સુભગા અને સવાસો સુમરિયું કચ્છ પહોંચી ગઈ છે. વડસર ઠકરાતના ઠાકોર અબડા અણુભંગની આશ્રિત બની છે.

ને હડકાયા નાર જેવો પાદશાહ અલાઉદ્દીન વા-વટોળ વેગે વડસર પહોંચ્યો. એણે વડસરના ઠાકોર અબડા અણુભંગને કહેણ મોકલ્યું : 'સિંધુરાજકુમારી સુભગા સાથે સવાસો સુમરિયું સોંપી દો નહિ તો હું કચ્છ પર કાળો કેર વરતાવીશ.'

જવાબમાં અબડા અણુભંગે તલવાર તાણી. ને વડસરના પહોળા પાધરમાં ખૂંખાર જંગ જામ્યો.

ઘડિયાં-લગને અબડા અણુભંગને પરણેલી સુભગાએ પતિને સાથ આપ્યો. પોતેય બખતર-પાખર પહેર્યાં.

આ સિંધુકુમારી સુભગાએ અખંડ આર્યાવર્ત...અભંગ ભારત વર્ષનો ધર્મનાદ ગાજતો કર્યો.

પણ વડસર પડ્યું, અણુભંગ પડખે રહીને લડતી સુભગા સ્વર્ગે સંચરી અને સિંધથી આવેલી સવાસો સુમરીઓ પણ સતી થઈ.

ને એનો વિકાર ભૂખાળવો ડોળો સૌંદર્યસામ્રાજ્ઞી સિંધુ રાજ-કુમારી સુભગા પર ઠર્યો. સિંધુકુમારી સુભગાના દેવરૂપની વાણ્ય સાંભળીને ગાંડો બનેલો પાદશાહ અલાઉદ્દીન એને હાથ કરવા ટાંપીને બેઠો'તો.

ત્યાં તો સિંધના હાલતા ચાલતા દુર્ભાગ્ય સમો રાજકુમાર ચનેસર દિલ્હીના દરબારમાં પહોંચ્યો. એણે પોતાની બહેન સુભ-ગાના અભોગત રૂપલાવણ્યના મોંફાટ વખાણ કર્યાં. કુલઘાતકી ને વતનદ્રોહી ચનેસર સાચું બોલ્યો કે, "જહાંપનાહ, સિંધના ઝૂંપડામાં પણ સૌંદર્ય આળોટે છે. સિધની ગરીબ સુમરીઓ પણ તમારી બેગમો કરતાં રૂપાળી છે.

સિંધના રાજકુમાર ચનેસરની વાત સાંભળતાં ઉરાંગઉટાંગ વાનર જેવો વિષયશૂરો પાદશાહ અલ્લાઉદ્દીન રૂપરાશી સિધુકુમારી સુભગાને હાથ કરવા ત્રીસ હજારના સૈન્ય સાથે સિંધમાં ઉતર્યો.

બેશરમ પાદશાહ અલાઉદ્દીને સિંધરાજવી ઘોઘારાજ પાસે રાજકુમારી સુભગાની માંગણી કરી. ઇસ્લામ મજહબ સ્વીકારવાની શરત મૂકી. બાદશાહે કહેણુ મોકલ્યું કે જો તમે ઈસ્લામ મજહબનો આદર કરશો અને તમારી બહેન સુભગા મને સુપ્રદ કરશો તો હું આવ્યો, તો એમ જ પાછો ચાલ્યો જઇશ. પણ જો તમે મારી શરતો સ્વીકારશો નહિ તો હું સિંધને ખેદાનમેદાન કરી નાંખીશ.

સિંધરાજવી ઘોઘારાજ ગુજરાતના રાજા કરણ વાઘેલા જેવો નિર્માલ્ય નહોતો કે નહોતો નિર્બળ . . . એણે પાદશાહ સાથે ધર્મયુદ્ધ ખેલી લેવાનો નિર્ધાર કર્યો

એજ ઘડીએ સમયસૂચક ઘોઘારાજે પોતાની બહેન સુભગાને એના ભાવિપતિ વડસરના ઠાકોર અબડા અણભંગને ઘેર વોળાવી દીધી. સુભગા સાથે સવાસો સુમરિયોનેય કચ્છ ભણી રવાના કરી'તી.

ને હળવા થયેલા સમા રાજવી ઘોઘારાજે ધર્મઝનૂની પાદશાહ સાથે ધર્મયુદ્ધ ખેલ્યું. હજારો મલેચ્છ સિપાહીઓને જમસદન પહોંચાડીને ઘોઘારાજ વીરગતિ પામ્યો.

પાદશાહ અલાઉદ્દીનને સિંધ પર દોરી લાવનાર દેશદ્રોહી ચનેસર પણ અન્તને છેડે દેશપ્રેમી બન્યો'તો. એની જ પત્નીએ એની આંખો ઉઘાડી'તી.

ચનેસરનેય ચાનક ચડયું હતું. અને એ પણ પોતાના નાના ભાઈ ઘોઘારાજ સાથે વીરમૃત્યુને ભેટર્યો'તો.

રૂપશિકારી પાદશાહ ઉમરકોટમા પ્રવેશ્યો. પણ સુભગા હાથ આવી નહિ. રૂપાળી સુમરીઓનાંયે દર્શન થયાં નહિ. નિરાશ બનેલા પાદશાહે નગરને પલિતો ચાંપ્યો.

પણ કચ્છના દુર્ભાગ્યે પાદશાહને ખબર પડી કે સૌન્દર્યરાણી સુભગા અને સવાસો સુમરિયું કચ્છ પહોંચી ગઈ છે. વડસર ઠકરાતના ઠાકોર અબડા અણભંગની આશ્રિત બની છે.

ને હડકાયા નાર જેવો પાદશાહ અલાઉદ્દીન વા-વટોળ વેગે વડસર પહોંચ્યો. એણે વડસરના ઠાકોર અબડા અણભગને કહેણ મોકલ્યું : 'સિંધુરાજકુમારી સુભગા સાથે સવાસો સુમરિયું સોંપી દો નહિ તો હું કચ્છ પર કાળો કેર વરતાવીશ.'

જવાબમાં અબડા અણભંગે તલવાર તાણી. ને વડસરના પહોળા પાધરમાં ખૂંખાર જંગ જામ્યો.

ઘડિયાં-લગને અબડા અણભંગને પરણેલી સુભગાએ પતિને સાથ આપ્યો. પોતેય બખતર-પાખર પહેર્યાં.

આ સિંધુકુમારી સુભગાએ અખંડ આર્યાવર્ત...અભગ ભારત વર્ષનો ધર્મનાદ ગાજતો કર્યો.

પણ વડસર પડયું, અણભંગ પડખે રહીને લડતી સુભગા સ્વર્ગે સંચરી અને સિંધથી આવેલી સવાસો સુમરીઓ પણ સતી થઈ.

રાજપૂતો માત્ર કપાઈ મૂવા. રાજપૂતાણી માત્ર મરી પરવારી ત્યારે આક્રમણખોર પાદશાહ અલાઉદીન પાસે થોડા અંગરક્ષકો જ જીવતા રહ્યા હતા. એના ત્રીસ હજારેય અફઘાન સિપાહીઓ સિંધ અને કચ્છના રાજપૂતો સાથેના ધર્મયુદ્ધમાં ખતમ થઈ ગયા'તા.

ને નિરાશ બનેલો કામૂક પાદશાહ ના છુટકે દિલ્હી ભેળો થયો'તો.

*

મારી વાત : ઈતિહાસ એ અર્ધ સત્યનો દરિયો છે. ઈતિહાસ સમંદરમાં ઊંડી ડુબકી મારનાર મરજીવાને સાચાં મોતી સાંપડે છે. ઉપરછલ્લાં ઝાંવા નાખનાર નવલકથાકારને હાથ આવે છે, છીપ-શંખલા અને કોડા.

હું દૃઢપણે માનું છું કે, ઐતિહાસીક નવલકથાકારે જે ભૂમિની નવલકથા લખવી હોય એ ભૂમિની યાત્રા કરવી ઘટે. ત્યાંના લોકજીવન અને લોકસાહિત્યનો અણસાર મેળવવો ઘટે.

આવા યાત્રિક ઐતિહાસિક નવલકથાકારને ઈતિહાસ થાપ નહિ ખવડાવી શકે.

હું વડસર જઈ આવ્યો. ત્યાંની ભૂમિ પર આળોટી આવ્યો. ભૂમિ જોઈ. ભૂતકાલિન વાતો સાંભળી. લોકગાથા અને લોકગીતો સાંભળ્યાં.

ને એ બધું વાગોળ્યા પછી જ મેં વાર્તા લખવા માંડી.

ગુજરવદી (સૌરાષ્ટ્ર) —દેવશંકર મહેતા

# પ્રકરણ ૧ લું : : રાજગાદી પર કોણ બેસે ?

સિંધુ : આર્ય સંસ્કૃતિનું પારણું. ઉપકારક આર્ય સંસ્કૃતિ અહીં પ્રસરી અને પાંગરી'તી.

આર્યોએ સિંધુતટે વેદવાણી વહાવી'તી. અહીંથી જ આર્ય સંસ્કારની ફોરમ પ્રસરાવી'તી.

ને સાત સાગરને અંજલિમાં સમાવીને પી જનાર મહાન મુસાફર અગસ્થ મુનિએ પહેલવહેલી સાગર–સફર અહીંથી જ શરૂ કરી'તી.

અહીં જ્ઞાન અને વિજ્ઞાનના શાસ્ત્રોનું સર્જન થયું'તું. અહીં જ આયુર્વેદના અદ્દ્ભૂત જ્ઞાતા મહર્ષિ ચરકે અંતિમ જીવન વિતાવ્યું'તું.

પુરાણકથા છે કે ઈન્દ્રરાજની સહુથી સવળોટી અપ્સરા ઉર્વશી, એકદા સ્વર્ગમાં આવેલા મહારથી અર્જુનને જોઈને મોહવશ બની'તી. મોહાંધ ઉર્વશી અડધી રાતે લાજશરમ કોરાણે મૂકી અર્જુનના શયનખંડમાં પ્રવેશી'તી.

પણ...બાણાવળી અર્જુન તો હતો વજ્જર કછોટાધારી. પોતાનો સ્વીકાર કરવાની કાકલુદી કરતી ઉર્વશીને અર્જુને કહેલું કે

" ઉર્વશી, તું ઈન્દ્ર મહારાજની અપ્સરા, ઈન્દ્રે ભોગવેલી ભાર્યા. હું ઈન્દ્રનો પુત્ર છું. એ સગપણે તું મારી જનેતા લખાય. હું તારા હેતનો સ્વીકાર કરું તો મહાપાપમાં પડું.'

ઘોર તિરસ્કાર મળતાં વિવશ બનેલી ઉર્વશી, ઊકળેલા હૈયામાં ઠારકો વાળવા વિમાન પર સ્વાર થઈને સિંધુતટે ઉતરી હતી.

પરંતુ એનું ચંચળ ચિત્ત કેમેય કરતાં સ્થિર થતું નહોતું. ઉર્વશીના આંતરનયણાં આગળથી અર્જુનની પૌરુષસભર મૂર્તિ કેમેય કરતાં અળગી થતી નહોતી.

જોગાનુજોગ એ જ વખતે અર્જુન જેવા ઘાટવળોટવાળો એક પરાક્રમી બામણ જુવાન ઉર્વશીની નજરે ચડ્યો. વિકળ અપ્સરા ઉર્વશીએ ધનુષ્યધારી બામણને મોહ પમાડ્યો.

સ્વર્ગની અપ્સરાએ મર્ત્યલોકના માનવીનો નેહ પીધો. સ્વર્ગની સુંદરીએ કાળા માથાના માનવીનો સંસર્ગ સાધ્યો.

જેમ તપસ્વી વિશ્વામિત્રને ચળાવનારી અપ્સરા મેનકાએ શકુંતલાને જન્મ આપ્યો'તો એમ બામણવરને વરેલી અપ્સરા ઉર્વશીએ પણ એક પુત્રીને જન્મ આપ્યો'તો.

જુવાન વયે રાજપુત વરને વરેલી એ અપ્સરાપુત્રીએ પેટ માંડ્યું. વસતાર વધ્યો. એ સિંધના સુમરા.

અપ્સરા પુત્રીના ઉદરે અવતરેલી સુમરીઓના રૂપલાવણ્ય સારાયે હિંદમાં અજોડ મનાતાં.

*

ઈ. સ. ૭૧૨ની અપશુકનિયાળ સાલ.

આ વરસમાં સંસ્કૃતિ અને સંસ્કાર, સૌંદર્ય અને ઔદાર્યના આવગા ગુણધર્મવાળા સિંધ પર ઇસ્લામીઓનું આક્રમણ થયેલું.

મહાભાગ ભારતવર્ષ પરનું મુસલમાનોનું આ પહેલું આક્રમણ !

વાત હતી નકલી અને નમાલી. સિંહલદ્વીપના રાજાએ બગદાદના ખલિફાને સાચા મોતી સાથે એક સુંદરીની ભેટ મોકલી'તી.

પણ અરબી સમંદરમાં કોઈ સ્થળે કોઈ ચાંચિયાએ બગદાદ જતાં લકડાઈ વહાણને લૂંટી લીધું હતું. સિંહલદ્વીપની સુંદરીનુંય અપહરણ કર્યું'તું.

બગદાદના ખલિફાને વહેમ પડ્યો કે સિંધના રાજા દાહિરે જ સિંહલદ્વીપનું વહાણ લૂંટ્યું છે. સિંહલદ્વીપની સુંદરીનું અપહરણ કર્યું છે.

બગદાદના ખલિફાએ સિંધુરાજ દાહિર પર આળજાળનો આક્ષેપ કર્યો. વાણજેતું ઢમાણ કર્યું. પણ સિંધુરાજ દાહિર બગદાદના ખલિફાથી ડરે એવો ડરપોક નહોતો. શૂરવીર સિંધુરાજ દાહિરે કહેવડાવ્યું કે હું નિર્દોષ છું. અમે સુમરા સાગરના અડિખમ ચોકિયાત. અમે સાગરપરંપરાના સર્જક...સાગરવાટ પર નિર્ભેના શિરોટા પાડનાર સુમરા ચાંચિયાગીરી કરે નહિ. અમે દરિયાલાલના દીકરા. સુમરાના ગુંદથી પેદા થયેલા દરિયાદેવના ખોળે ઝૂલતા વહાણનું ઝોંપું કરે-લૂંટે નહિ.

સાથોસાથ સિંધુરાજ દાહિરે ખલિફાને સંદેશ પહોંચાડ્યો કે અમે ચોર નથી કે નથી લૂંટારું. એમ છતાંય જો તમે અમારા પર આક્રમણ કરશો તો સુમરા નગારું શોભતું સામૈયું કરશે. અમે ચૂડલા નથી પહેર્યાં.

બગદાદના ખલિફાએ પોતાના સેનાપતિને સિંધ પર આક્રમણ કરવા દોડાવ્યો. સેનાપતિ મહંમદ બીન કાસીમે જોરાવર લશ્કર સાથે સિંધ પર અચાનક હુમલો કર્યો.

સિંધુરાજ દાહિર શત્રુ સાથે શૂરવીરતાથી લડ્યો. પણ આરબોનાં

" ઉર્વશી, તું ઇન્દ્ર મહારાજની અપ્સરા, ઇન્દ્રે ભોગવેલી ભાર્યા. હું ઇન્દ્રનો પુત્ર છું. એ સગપણે તું મારી જનેતા લખાય. હું તારા હેતનો સ્વીકાર કરું તો મહાપાપમાં પડું.'

ઘોર તિરસ્કાર મળતાં વિવશ બનેલી ઉર્વશી, ભિંજેલા હૈયામાં દારકો વાળવા વિમાન પર સ્વાર થઈને સિંધુતટે ઉતરી હતી.

પરંતુ એનું ચંચળ ચિત્ત કેમેય કરતાં સ્થિર થતું નહોતું. ઉર્વશીના આંતરનયણાં આગળથી અર્જુનની પૌરુષસભર મૂર્તિ કેમેય કરતાં અળગી થતી નહોતી.

જોગાનુજોગ એ જ વખતે અર્જુન જેવા ઘાટવળોટવાળો એક પરાક્રમી બામણ જુવાન ઉર્વશીની નજરે ચડ્યો. વિફળ અપ્સરા ઉર્વશીએ ધનુષ્યધારી બામણને મોહ પમાડ્યો.

સ્વર્ગની અપ્સરાએ મર્ત્યલોકના માનવીનો નેહ પીધો. સ્વર્ગની સુંદરીએ કાળા માથાના માનવીનો સંસર્ગ સાધ્યો.

જેમ તપસ્વી વિશ્વામિત્રને ચળાવનારી અપ્સરા મેનકાએ શકુંતલાને જન્મ આપ્યો'તો એમ બામણવરને વરેલી અપ્સરા ઉર્વશીએ પણ એક પુત્રીને જન્મ આપ્યો'તો.

જુવાન વયે રાજપુત વરને વરેલી એ અપ્સરાપુત્રીએ પેટ માંડ્યું. વસતાર વધ્યો. એ સિંધના સુમરા

અપ્સરા પુત્રીના ઉદરે અવતરેલી સુમરીઓના રૂપલાવણ્ય સારાયે હિંદમાં અજોડ મનાતાં.

*

ઈ. સ. ૭૧૨ની અપશુકનિયાળ સાલ.

આ વરસમાં સંસ્કૃતિ અને સંસ્કાર, સૌંદર્ય અને ઔદાર્યના આગવા ગુણધર્મવાળા સિંધ પર ઇસ્લામીઓનું આક્રમણ થયેલું.

મહાભાગ ભારતવર્ષ પરનું મુસલમાનોનું આ પહેલું આક્રમણ!

વાત હતી નજીવી અને નમાલી. સિંહલદ્વીપના રાજાએ બગદાદના ખલિફાને સાચા મોતી સાથે એક સુંદરીની ભેટ મોકલી'તી.

પણ અરબી સમદરમાં કોઈ સ્થળે કોઈ ચાંચિયાએ બગદાદ જતાં લંકાઈ વહાણને લૂંટી લીધું હતું. સિંહલદ્વીપની સુંદરીનુંય અપહરણ કર્યું'તું.

બગદાદના ખલિફાને વહેમ પડ્યો કે સિંધના રાજા દાહિરે જ સિંહલદ્વીપનું વહાણ લૂંટ્યું છે. સિંહલદ્વીપની સુંદરીનું અપહરણ કર્યું છે.

બગદાદના ખલિફાએ સિંધુરાજ દાહિર પર અણછાજતો આક્ષેપ કર્યો. વણજોતું દબાણ કર્યું. પણ સિંધુરાજ દાહિર બગદાદના ખલિફાથી ડરે એવો ડરપોક નહોતો. શૂરવીર સિંધુરાજ દાહિરે કહેવડાવ્યું કે હું નિર્દોષ છું. અમે સુમરા સાગરના અડિખમ ચોકિયાત. અમે સાગરપરંપરાના સર્જક...સાગરવાટ પર નિર્ભેના શિરોટા પાડનાર સુમરા ચાંચિયાગીરી કરે નહિ. અમે દરિયાલાલના દીકરા. સુમરાના બુંદથી પેદા થયેલો દરિયાદેવના ખોળે ઝુલતા વહાણનું રખોપું કરે–લૂંટે નહિ.

સાથોસાથ સિંધુરાજ દાહિરે ખલિફાને સંદેશ પહોંચાડ્યો કે અમે ચોર નથી કે નથી લૂંટારું. એમ છતાંય જો તમે અમારા પર આક્રમણ કરશો તો સુમરા તમારું શોભતું સામૈયું કરશે. અમે ચુડલા નથી પહેર્યાં.

બગદાદના ખલિફાએ પોતાના સેનાપતિને સિંધ પર આક્રમણ કરવા હુડદાવ્યો. સેનાપતિ મહંમદ બીન કાસીમે જોરાવર લશ્કર સાથે સિંધ પર અચાનક હુમલો કર્યો.

સિંધુરાજ દાહિર શત્રુ સાથે શૂરવીરતાથી લડ્યો. પણ આરબોનાં

લાખલેખાં સૈનિકો સામે થોડાં સુમરા સૈનિકો વધુ વાર ટકી શક્યા નહીં. દાહિર ખૂબ લડ્યો ને પડ્યો. દાહિર હાર્યો ને હણાયો.

ને દુર્ભાગ્યે બાપ પડખે રહીને લડતી સમરાંગણમાં ઊતરેલી સિંધુરાજ દાહિરની એ કુંવરીઓ શત્રુના હાથમાં ઝડપાઈ ગઈ.

સેનાપતિ મહંમદ બીન કાસીમ પકડાયેલી સિંધની રાજકુંવરીઓને લઈ ને મુલતાનના માર્ગે વહેતો થયો.

સિંધની રાજકુંવરીઓ રતિ અને સતિ પામી ગઈ કે બગદાદ પહોંચતાં જ ખલિફા આપણું સતીત્વ લૂંટશે. ને જીવતર કરતાંય સતીત્વને મોંઘું માનનારી સિંધી રાજકુંવરીઓ મરવા સાબદી બની

પરંતુ સિધની રાજકુંવરીઓના લેલાડમાં જુદા જ લેખ લખાયા હતા. પ્રાણ પછાડવા તૈયાર થયેલી રતિસતીને મેવાડ રાજના આદિસ્થાપક અને રાણાકુળના મૂળપુરુષ પરાક્રમી બાપ્પા રાવળ હૈયે ચડ્યા.

ચકોર રાજકુંવરીઓએ પોતાનાં પુરોહિત મારફત મેવાડપતિ બાપ્પા રાવળને વિનંતી કરી કે મલેચ્છ અમને હરી જાય છે. બગદાદ પહોંચતાં વેંત જ ખલિફા અમારી કુંવારપ નંદવશે. દેહસત અભડાવશે. અમે પણ રાજપુતાણીઓ છીએ. પ્રાણ કાઢી નાંખીશું પણ ખલિફાના હવસનો ભોગ નહિ જ બનીએ. તમે રજપૂત કુલશિરોમણિ, અસહાયને સહાય કરશો. અમને મલેચ્છના હાથમાંથી મુક્ત કરાવશો. જો તમે નહિ આવો તો અમે મુલતાનના સીમાડે અમારા પ્રાણ તજી દેશુ.

સિંધની રાજકુંવરીઓની વિનંતી સાંભળતાં જ વીરનર બાપ્પા રાવળે આરબ સૈન્ય પાછળ દોટ દીધી. પ્રચંડ પરાક્રમી બાપ્પા રાવળ મુલતાનના સીમાડામાં જ આરબ સૈન્યને આંબી ગયાં. મારફણાં મેવાડા રાજપૂતો અને અવળકંધા આરબો વચ્ચે ખૂંખાર જંગ

જામ્યો. આરબો હાર્યાં. મારધીક મેવાડા બાપ્પા રાવળે ખલિફાના સેનાપતિ પાસેથી સિંધની રાજકુંવરીઓ આંચકી લીધી.

ને ચિત્તોડ પહોંચેલી સિંધની રાજકુંવરીઓ પોતાના મુક્તિદાતા બાપ્પા રાવળની રાણીઓ બની.

પણ સિંધની રાજકુંવરીઓ જ આરબ સેનાપતિ મહંમદ–બીન–કાસીમના કમોતનુ કારણ બની'તી. આરબ સીપાહીઓનાં મોઢેથી સુમરા રાજકુંવરીઓનાં રૂપની વાંણુ સાંભળીને પાગલ બનેલા ખલિફાએ સેનાપતિ મહમદ–બીન–કાસીમને ઊંટના આળા ચામડાની ગંધાતી ખોળમાં શિવી–ગુંગળાવીને મારી નાખ્યો.

મહમદ–બીન–કાસીમના ગયા પછી તરત જ શૂરા સુમરાઓએ ખલિફાના આરબ હાકેમને હરાવીને સિંધ કબજે કર્યું. સિંધ પર ધર્મ શાસન સ્થાપ્યું.

આરબો તો સિંધ છોડી ગયા, સુમરાએ મલેચ્છોને સિંધ છોડી જવાની ફરજ પાડી; પણ ભારત પર થયેલું મલેચ્છોનું આ પ્રથમ આક્રમણ સિંધમાં એક મહાપાપ મૂકતું ગયુ'તું.

આરબ સેનાપતિએ સિંધના અનેક સુમરાને વટલાવીને મુસલમાન બનાવ્યા'તા. આરબો તો સિંધમાંથી ઉચાળા ભરી ગયા પણ વટલાયેલા સુમરા ક્યાં જાય?

ને સિંધમાં સહુપ્રથમ વિધર્મી રિયાસત ખડી થઈ. માભારતીના દેહ પરનાં ભરની ગળ ગુમડાં સમી મલેચ્છ રિયાસત સિંધમાં સ્થપાઈ.

સવાલ એ થાય કે શું માનવી પેઠે મુલકનેય ભાગ્ય ભોગવવાં પડતાં હશે?

એ તો જે હો તે પણ સિંધના પાટનગર કલ્યાણકોટમાં આજે સુખ અને દુઃખ સેળભેળ થયા'તા, આનંદ અને અફસોસ એક સાથે

લાખલેખાં સૈનિકો સામે થોડાં સુમરા સૈનિકો વધુ વાર ટકી શક્યા નહીં. દાહિર ખૂબ લડ્યો ને પડ્યો. દાહિર હાર્યો ને હણાયો.

ને દુર્ભાગ્યે બાપ પડખે રહીને લડતી સમરાંગણમાં ઊતરેલી સિંધુરાજ દાહિરની બે કુંવરીઓ શત્રુના હાથમાં ઝડપાઈ ગઈ.

સેનાપતિ મહંમદ બીન કાસીમ પકડાયેલી સિંધની રાજકુંવરીઓને લઈ ને મુલતાનના માર્ગે વહેતો થયો.

સિંધની રાજકુંવરીઓ રતિ અને સતિ પામી ગઈ કે બગદાદ પહોંચતાં જ ખલિફા આપણું સતીત્વ લૂંટશે. ને જીવતર કરતાંય સતીત્વને મોંઘું માનનારી સિંધી રાજકુંવરીઓ મરવા સાબદી બની

પરંતુ સિંધની રાજકુંવરીઓના લલાડમાં જુદા જ લેખ લખાયા હતા. પ્રાણ પછાડવા તૈયાર થયેલી રતિસતીને મેવાડ રાજના આદિસ્થાપક અને રાણાકુળના મૂળપુરુષ પરાક્રમી બાપ્પા રાવળ હૈયે ચડ્યા.

ચકોર રાજકુંવરીઓએ પોતાનાં પુરોહિત મારફત મેવાડપતિ બાપ્પા રાવળને વિનંતી કરી કે મલેચ્છ અમને હરી જાય છે. બગદાદ પહોંચતાં વેંત જ ખલિફા અમારી કુંવારપ નંદવશે. દેહસત અભડાવશે. અમે પણ રાજપુતાણીઓ છીએ. પ્રાણ કાઢી નાંખીશું પણ ખલિફાના હવસનો ભોગ નહિ જ બનીએ. તમે રજપૂત કુલશિરોમણિ, અસહાયને સહાય કરશો. અમને મલેચ્છના હાથમાંથી મુક્ત કરાવશો. જો તમે નહિ આવો તો અમે મુલતાનના સીમાડે અમારા પ્રાણ તજી દેશું.

સિંધની રાજકુંવરીઓની વિનંતી સાંભળતાં જ વીરનર બાપ્પા રાવળે આરબ સૈન્ય પાછળ દોટ દીધી. પ્રચંડ પરાક્રમી બાપ્પા રાવળ મુલતાનના સીમાડામાં જ આરબ સૈન્યને આંબી ગયાં. મારકણાં મેવાડા રાજપૂતો અને અવળકંધા આરબો વચ્ચે ખૂંખાર જંગ

જાગ્યો. આરબો હાર્યા. મારથીક મેવાડા બાપ્પા રાવળે ખલિફાના સેનાપતિ પાસેથી સિંધની રાજકુંવરીઓ આંચકી લીધી.

ને ચિત્તોડ પહોંચેલી સિંધની રાજકુંવરીઓ પોતાના મુક્તિદાતા બાપ્પા રાવળની રાણીઓ બની.

પણ સિંધની રાજકુંવરીઓ જ આરબ સેનાપતિ મહંમદ–બીન–કાસીમના કમોતનુ કારણ બની'તી. આરબ સીપાહીઓનાં મોઢેથી સુમરા રાજકુંવરીઓના રૂપની વાણ સાંભળીને પાગલ બનેલા ખલિફાએ સેનાપતિ મહંમદ–બીન–કાસીમને ઊંટના આળા ચામડાની ગંધાતી ખોળમાં શિવી–ગુંગળાવીને મારી નાખ્યો.

મહંમદ–બીન–કાસીમના ગયા પછી તરત જ શૂરા સુમરાઓએ ખલિફાના આરબ હકૂમતને હરાવીને સિંધ કબજે કર્યું. સિંધ પર ધર્મ શાસન સ્થાપ્યું.

આરબો તો સિંધ છોડી ગયા, સુમરાએ મલેચ્છોને સિંધ છોડી જવાની ફરજ પાડી; પણ ભારત પર થયેલું મલેચ્છોનું આ પ્રથમ આક્રમણ સિંધમાં એક મહાપાપ મૂકતું ગયુ'તું.

આરબ સેનાપતિએ સિંધના અનેક સુમરાને વટલાવીને મુસલમાન બનાવ્યા'તા. આરબો તો સિંધમાંથી ઉચાળા ભરી ગયા પણ વટલાયેલા સુમરા ક્યાં જાય ?

ને સિંધમાં સહુ પ્રથમ વિધર્મી રિયાસત ખડી થઈ. નાભાગતીના દેહ પરના બદનીગળ ગુમડાં સમી મલેચ્છ રિયાસત સિંધમાં સ્થપાઈ.

સવાલ એ થાય કે શું માનવી પેઠે મુલકનેય ભાગ્ય ભોગવવાં પડતાં હશે ?

એ નો જે હો તે પણ સિંધના પાટનગર કલ્યાણકોટમાં આજે સુખ અને દુઃખ સેળભેળ થયા'તા, આનંદ અને અફસોસ એક સાથે

અવતર્યાં'તા, સુમરાના રાજમહેલમાં રૂદન અને હાસ્ય એક સાથે ઉલળતા'તા.

હતું- શું ?

આજે પ્રજાપાલક રાજવી ભુંગર મરણ પામ્યો'તો. પરાક્રમી ભુંગર પરલોક પરવર્યો'તો.

રાજપૂત રાજરજવાડાંની એક પરાપૂર્વની રશમ છે કે યુવરાજ રાજગાદી પર બેસે પછી જ મૃતરાજવીની સ્મશાનયાત્રા નીકળે. યુવરાજને રાજતિલક કર્યાં પછી જ નવો રાજા મૃતપિતાના શબને અગ્નિદાહ દેવા સ્મશાને જાય.

પ્રજાપ્રિય ભુંગર મૃત્યુ પામ્યો હતો. ભુંગરના મૃત્યુ પરથી એક પ્રહર વીતી જવા છતાં ય નવો રાજવી રાજગાદી પર બેઠો નહોતો. યુવરાજનો રાજ્યાભિષેક થયો નહોતો.

ભુંગર સુમરાનું શબ પડ્યું હતું.

રાજમહેલના મંત્રણાખંડમાં બેઠેલા સુમરા સામંત–ભાયાતોના ચહેરા પર ચિંતા છવાઈ હતી, મારધીક મહાજનના મોં પર મૂઝવણ અંકાઈ હતી અને પ્રાંગણમાં એકઠી થયેલી પ્રજાના અંતર પર અસૂઝ ભય પથરાયો'તો.

સવાસો સામંત–ભાયાતો સુખે બેસી શકે એવડા પહોળા ખંડમાં પડતા નાના ખંડના બારણાં ચક–પડદાથી ઢંકાયેલા હતા. ચક આડાશે રાજ્યપરિવારની સ્ત્રીઓ બેઠી'તી.

ખંડ છેવાડે ગોઠવેલું સોનાનું સિંહાસન ખાલી હતું. સહુની આંખો અણોહરા દેખાતા સિંહાસન પર ખોડાઈ હતી.

રાજમહેલના જબરા ખંડમાં સોંપો પડી ગયો'તો. કોઈ કાંઈ બોલતું નહોતું–બોલી શકતું નહોતું.

સમય સરતો જતો હતો. રાજ્યાભિષેકનું શુભ મુહુર્ત વીતતું'તું.

અકળાવનારી અકર્મણ્યતા જોઈઅનુભવીને તંગ આવેલો એક તેજસ્વી જુવાન ઊભો થયો. પહોળા ખંડમાં અબોલ બેઠેલા સુમરા સામંતો પર પ્રભાવશાળી નજર પાથરીને એ બામણ જુવાન ગોરંભતા અવાજે બોલ્યો: 'સુણો સુમરાઓ, સાંભળો સામંતો,'

બાળશિયા મે'ની ઘેરી ગડેડાટી જેવો ગંભીર અવાજ સાંભળીને અત્યાર સુધી ધરતી પર નજર ઢાળી બેઠેલા સુમરા ભાયાત-સામંતોની સામટી નજરું ઊભા થયેલા જુવાન પર ધોબાઈ.

બામણે પહછંદ સાદે પ્રશ્ન કર્યો: 'સામંતો, જવાબ આપો, બોલો, તમારે ક્યા સુધી ભુંગરના મૃતદેહને સેડવવો છે? કેટલો સમય પુણ્યશાળી ભુંગરના શબને પડ્યું રાખવું છે?'

જુવાન બામણનો છાતીફાડ સવાલ સાંભળીને સુમરા સામંતો સામટા સળવળ્યા. એક અવસ્થાવાન સુમરો શાંત સાદે બોલ્યો: 'બામણદેવતા, તું અમારો પૂજનિક. પરાક્રમી ને પવિત્ર પુરુષ. તું રાજવહિવટનો વડો. દીવાન કહીયે તો દીવાન અને મહામંત્રી કહીયે તો મહામંત્રી...તું જ કહે. તું જ મારગ ચીંધ અમારું તો મતું મૂંઝાઈ ગયું છે.'

'હું શું કહું?' મહામંત્રી જલધરે જવાબ વાળ્યો: 'કહેવા જેવું હોય શું? સુમરા પોતાનો કુળાચાર આચરે. સ્વધર્મ જાળવે. પરંપરાગત રાજરીત મુજબ વર્તે. સામંતો ભુંગરના કુમારને રાજતિલક કરે. રાજગાદી પર બેસાડે. રાજ્યાસન પર આરુઢ થયેલો સિંધુરાજ પિતાને અગ્નિદાહ દે. આટલી સરલ વાત છતાં સામંતો મૂંઝાય છે શા માટે?'

અવસ્થાવાન સામંત ગંભીર અવાજે બોલ્યો: 'બામણ દેવતા, અમેય સમજીએ છીએ કે રાજગાદી રેઢી રહે નહિ. રાજસિંહાસન ખાલી રહે નહિ. નવા રાજાનો રાજ્યાભિષેક થયા પછી જ મૃત રાજવીનો અગ્નિસંસ્કાર થાય.'

'તો પછી સામંતો મૂંઝાઇને મુંગા કાં બન્યા?'

સુમરા સામંતો પર નજર પાથરીને અવસ્થાવાન સામંત બોલ્યો: 'બામણ દેવતા, તું સમજુ થઈને અમને કાં દોષ દે? શાણો થઈને અમને કાં મૂઝવે?'

'મૂંઝવણ ઠાલવો.'

'તું ક્યાં નથી જાણતો?'

'બોલો,'

'મારા મોઢે જ સાંભળવું છે?'

'હા-હા.'

'તો સાંભળ! સામંતો, તમેય સાંભળો. મહાજન પણ મારી વાત વિચારે. પરિસ્થિતિનો તાગ લઈને તોડ કાઢે. રાજરમણીઓ પણ મારી મૂંઝવણનો ઉટાંક કાઢીને માર્ગ ચીંધે.'

'બોલો.'

'સહુ કોઈ જાણે છે કે રાજગાદી રેઢી રહે નહિ. એ રાજપૂતોની પરિયાગત રશ્નમ. રાજરીત...'

'વાતમાં મોરણ ઘાલોમાં.'

'જલધર, હું ઓછાબોલો ને આખાબોલો રાજપૂત. વાત લડાવવાનું કામ વાર્તાકાર ગઢવીનું. અમે સુમરા—વાતને નાહક વણીયે નહિ. વાણીનો વ્યભિચાર સુમરાને સદતો નથી.'

'મન મોકળું મૂકો. મૂંઝવણ છતી કરો.'

'મહામંત્રી, સહુકોઈ જાણે છે. ભુંગરના વડોકુંવર ચનેસર લોહરકન્યાના પેટે પેદા થયો છે. ચનેસર જો રાજરાણીના ઉદરે અવતર્યો હોત તો સામંતો મૂંઝાત નહિ. ભુંગરની કુળવાન રાણી સંધાદેવીનો કુંવર ઘોઘારાજ ચનેસરથી નાનો છે. ઘોઘારાજ મોટો હોત તો અમને કોઈ મૂંઝવણ સતાવત જ નહિ.'

'સમજાય તેવું બોલો.'

સાચક સામંત સાફ સાદે બોલ્યો, 'મહામંત્રી, સિંધની પવિત્ર રાજગાદી પર કુળવાન રાજકુંવરીના પેટે પેદા થયેલો કુંવર જ આરુઢ થાય એવું હું ઇચ્છું છું.'

અવસ્થાવાન સામંતની વાત સાંભળીને ખંડમાં સોંપો પડી ગયો. પણ ખંડ પડખે આવેલા ઓરડામાં બેઠેલી રાજરમણીઓમાં વિવાદ જાગ્યો.

આટલું કહીને ઘડીભર શાંત બનેલો અવસ્થાવાન સામંત સાચક સાદે વળી બોલ્યો : 'મહામંત્રી, તું ભૂદેવ, પવિત્ર અને પરાક્રમી પુરુષ, રાજનો પેઢીઉતાર કુળગોર. તું પંડીત. શાસ્ત્ર સાથે શસ્ત્ર-વિદ્યાને ઘોળીને પી જનાર. સાચક બામણ. તું કહે તું મારગ ચીંધ. મુત્સદ્દી સામંતો તારું વેણ નહિ વાઢે. રાજકુટુંબ તારું કરેલું લીટું નહિ ઓળાંડે.'

'એ મહાબોજ હું નહિ ઉપાડી શકું.'

'જટાધર, હું જાણું છું. તું કાશીએ ભણ્યો. તેં ચાર વખત ભારતની પરકમ્મા કરી. તેં દેશપરદેશના રાજવહિવટ પેખ્યા છે. તેં દેશવિદેશના માનવીના આચારવિચાર જોયાજાણ્યા. તેં હિંદના રાજપ્રાસાદનો ઊંડો અભ્યાસ કર્યો. તું કહે. તારી આજ્ઞા અમારા આંખમાથા પર છે.'

જ્ઞાન ઝંખતા સાધક બનેલા જટાધરના ચહેરા પર તેજ છવાયું. આંખોમાં ચમક વધી. એ મક્કમ અવાજે બોલ્યા : 'હું કહું–બોલું. પણ જો મારી આજ્ઞા ઉથાપી છે તો...'

'બોલો, મહાબ્રાહ્મણ જનાર્દન.'

ગંગાના પ્રવાહ જેવા પુનિત અવાજે જટાધર બોલ્યા : 'છતાં હું તમને મૂંઝવીશ નહિ. મારું કહેવું તમારા ગળે ઉતરે નહિ તો

તમે રાજકુંવરી સુભગાની સલાહ પ્રમાણે વર્તજો. સુભગા મારું વેણ વાઢશે તોપણ મને દુઃખ નહિ થાય.'

'કારણ ?'

'ઘોઘારાજની મા-જણી બહેન સુભગા ન્યાયપ્રિય છે. સમયસૂચક અને શૂરી છે. રૂપરાશી રાજકુંવરી સુભગા પવિત્ર અને પરાક્રમી છે. એ મારી શિષ્યા છતાં હવે ગુરુપદને લાયક છે.'

'રાજકુંવરી સુભગા એટલી બધી સમજદાર છે ?'

'હા.'

'બોલ-વાતનો વીંટલો વાળ.'

ને સિંધનો નવજુવાન મહામંત્રી જલધર પ્રભાવશાળી સાદે બોલ્યો : 'સુણો, હું સિંધુરાજ ભુંગરની કુળવાન રાણી સંધાદેવીના કુંવર ઘોઘારાજને રાજતિલક કરવાની સલાહ આપું છું. સિંધની પવિત્ર રાજગાદી પર કુલિન રાજરાણી સંધાદેવીના પુત્રનો રાજ્યાભિષેક કરવાનો આગ્રહ કરું છું.'

જલધરનું બોલવું સાંભળીને સહુ સામંતોએ સંમતિ દર્શાવી.

પણ બીજી જ પળે મનકળુ જલધરે સામંતોના અંતરમાં ધોળાતી વાત છાતી કરી. એ વણુથરક્યા સાદે બોલ્યો : 'સુણો, સંધાદેવીના પુત્ર ઘોઘારાજ લાહરકન્યાના કુંવર ચનેસરથી નાનો છે. ચનેસર સિંધની રાજગાદીનો સાચો હકદાર છે. એમ છતાં હું ચનેસર બદલે ઘોઘારાજને રાજગાદી બેસાડવાનો આગ્રહ કરું છું.'

'કારણ શું ?'

'કારણ કે યુવરાજ ચનેસર બેય પખે ઉજળો નથી. એ ભુંગરનો પુત્ર છે એ સાચું; પણ એની જણેતા છે લાહરકન્યા. લાહરકન્યાના આતંક રૂપમાં મોહીને ભુંગરે એને રાણી બનાવી'તી. મહારાણી પદ આપ્યું'તું. લાહરકન્યા માયાદેવી સ્વરૂપવાન જરૂર છે; પણ કુલિન

નથી. ખકુલિન લાહરકન્યાનો પુત્ર સિંધની પવિત્ર ને પરાક્રમી રાજગાદી પર બેસી શકે નહિ. એવું અજુગતું થશે તો સિંધ પર આફત ઊતરશે. દેશ પર વિપત્તિનાં વાદળ ઘેરાશે.'

'મહામંત્રી સાચું કહે છે. ચનેસર લાહરકન્યાનો પુત્ર છે. એને રાજગાદી પર બેસાડાય નહિ!' સામંતો સામટા બોલી ઊઠ્યા.

'સહુ સામંતો સમંત છે?'

34405

'હા—હા.'

'તો ઘોઘારાજનો રાજ્યાભિષેક કરો.' જલધર બોલ્યો, 'મૂરત વીતે છે સારા કામને સો વિઘન.'

ખાલી પડેલા રાજસિંહાસન પડખે બેઠેલા રાજકુંવર ઘોઘારાજ તરફ નજર કરીને જલધર બોલ્યો: 'ઘોઘારાજ, સિંધના સામંતો તમને રાજગાદી પર બેસવાની વિનંતી કરે છે.'

શુકનવંતા ચોઘડિયાં વાગ્યાં. વેદમંત્રોના પૂનિત ધ્વનિથી ખંડમાં શાંતિ છવાઈ.

સહુની સંમતિ મળતાં રાજગાદી પર બેસવા ઊભો થયેલો રાજકુંવર ઘોઘારાજ રાજસિંહાસન તરફ ડગ ભરે ના ભરે ત્યાં તો વા-વંટોળ વેગે ઘોઘારાજ સામે આવેલી રાજકુંવરી સુભગા પ્રભાવશાળી સાદે બોલી: 'ખામોશ ઘોઘારાજ. ખબરદાર ઘોઘારાજ.'

રાજકુંવરી સુભગાનું વિચિત્ર વર્તન જોઈને અકળાયેલો મહામંત્રી જલધર ઊંચા અવાજે બોલી ઊઠ્યો: 'સુભગા, તેં ઘોઘારાજને રાજગાદી પર બેસતાં શીદને વાર્યો? શા માટે અટકાવ્યો?'

'મહાપંડિત, એ અન્યાય છે. હું સુભગા, અન્યાય સહન નહિ કરું. મારી નજર સમક્ષ હકદારનો રાજહક છીનવવા નહિ દઉં. ઘોઘારાજ મારો સગો સહોદર છે છતાં એ નાનો છે. ચનેસર ભલે લાહરકન્યાને પેટે પેદા થયો છતાં એ રાજનો સાચો હકદાર છે.'

'પણ...લાહરકન્યા અકુલિન......'

મહામંત્રીને બોલતો વારીને સુભગા બોલી: 'મહામંત્રી, સ્ત્રી અકુલિન હોય જ નહિ. પત્નીનું કુળ પતિના કુળમાં ઓગળીને એક-રૂપ થઇ જાય છે.'

'એટલે તું...'

'હું આજ્ઞા કરું છું. ચનેસરને રાજગાદી પર બેસાડો. એ રાજગાદીનો સાચો હકદાર છે. ધોધારાજ ફટાયો છે.'

ને અપ્સરા કહીએ તો રાજરાણી લાગે ને રાજરાણી કહીએ તો અપ્સરા ભાસે એવી રાજરાણી અને અપ્સરાના સુભગ મિશ્રણ સમી સુભગાના પ્રચંડ પ્રભાવથી દબાયેલા સામંતોએ ચનેસરનો રાજ્યાભિષેક કરવાની સંમતિ દર્શાવી.

દિલ બહોળપવાળો ધોધારાજ બોલ્યો: 'હું સિંધુરાજ ચને-સરને મૃત્યુ પર્યંત વફાદાર રહીશ.'

સહુકોઈ સંમત થયા'તા પણ અસંમત હતો એક મહામંત્રી જલધર.

ને સુભગા આવી'તી એ જ પગલે પાછી વળી નીકળી.

# પ્રકરણ ૨ જું : : થોરે કેળું પાકે?

સ્ત્રી એટલે અપરાજિતા.

આભનો ઊભો મોભારો ચીરતી વીજળીનો પ્રચંડ પ્રકાશ જોઈને માનવી અંજાઈ જાય એમ રાજકુંવરી સુભગાના દેવી પ્રભાવથી દબાયેલા સુમરા સામંતો સ્તબ્ધ જ બની ગયા હતા.

પગલે પગલે પ્રભાવ પાથરનારી સુભગાએ ફેંસલો આપ્યો'તો. આજ્ઞા કરી'તી કે ચીનેસર ભલે અકુલિન લાહરકન્યાના ઉદરે અવતર્યો, લાહરમાતાના પેટે પેદા થવું એ પાપ નથી કાંઈ. ચનેસર મારા સગા સહોદર ઘોઘારાજથી વડેરો છે, એ સિંધની રાજગાદીનો હક્કદાર છે. તમે કુલાભિમાનને વશ થઈને ચનેસરનો રાજહક છીનવશો તો ઈશ્વર કોપશે. સિંધમાં જાદવાસ્થલી રચાશે.

સહુકોઈ મંત્રમુગ્ધ બન્યા'તા.

સવાલ એ થાય કે રાજકુંવરી સુભગામાં એવું બધું હતું શું કે જેની વાણી સાંભળીને વૃધ્ધ સામંતોય શિશ ઝૂકાવતા? મારધીક મહાજન પણ એનું વેણ ઉથાપી શકતું નહોતું? રાજરાણીઓય એનો પડ્યો બોલ ઝીલતી?

મહાભારતનું ઘનઘોર જુધ્ધ જગાડનારી મહારાણી દ્રૌપદીના

બધા જ ગુણાવગુણ સાથે જન્મેલી રાજકુંવરી સુભગા સારા યે હિંદમાં અજોડ સ્વરૂપવાન મનાતી. સિંધની સુમરા સુંદરીઓમાં શિરમોર હતી. ભુવનમોહિની સુભગાના અનુપમ રૂપલાવણ્યની વાંણુ તો હિંદના સીમાડા યે વળોટી ગઈ હતી.

કોઈ ભલા કારીગરે આરસપહાણમાંથી કંડારેલી સપ્રમાણ મૂર્તિ સમી રાજકુંવરી સુભગાના અંગેઅંગમાંથી નમણાંઇ નીતરતી. અંગ પ્રત્યાંગમાંથી રૂપ ત્રબકતું.

રૂપ અને ગુણના સાગર સમી સુભગાના લંબગોળ ચહેરા પર રાજરાણીની પ્રતિજ્ઞા અને અપ્સરાનું આકર્ષણ અંકાયેલાં હતા.

સાગના સોટા જેવી ઊંચી અને ઉજળી સુભગાના સહેજ દુબળા દેખાતા દેહમાં અથાગ બળ ભર્યું હતું.

હૈયામાં પ્રચંડ પરાક્રમ ધરબાયું'તું.

નમણાંઈના સાક્ષાત્ અવતાર સમી સુભગા બોલતી ત્યારે ફુલડાં ઝરતાં, વેણે વેણે મોતી ખરતાં. પણ સદૈવ શાંત રહેતી સુભગા જ્યારે અશાંત બનતી ત્યારે એનું રૂપ કરાલ અને વાણી વડવાનલ બનતી.

દેવી અને માનુષી રૂપગુણવાળી રાજકુંવરી સુભગા સિંધના સમસ્ત સુમરા સામંતોની લાડકી હતી. રૈયતનો હૈયાવિસામો હતી.

શૌર્ય અને સૌન્દર્યની સાક્ષાત પ્રતિમાસમી રાજકુંવરી સુભગા આંખથી અદીઠ થતાં જ સુમરા સામંતો સામટા સળવળ્યા. સહુકોઈ સજાગ બન્યા.

સુભગા તો જતી રહી'તી; પણ એનો પ્રભાવ હજુય પથરાયો'તો. એની આજ્ઞાના પડઘા અને પડછંદા હજુયે શમ્યા નહોતા.

સુભગા બોલી'તી કે 'યાદ રહે—જો તમે કુલાભિમાનને વશ થઈને લાહરકન્યાના કુંવર ચનેસરનો રાજહક છીનવશો તો સિંધમાં જાદવાસ્થળી રચાશે.'

સિંહાસન નજીક ઊભેલો સમજુ રાજકુંવર ઘોઘારાજ સ્તબ્ધ બનેલા યુવરાજ ચનેસર તરફ નજર કરીને બોલ્યો: 'મોટાભાઈ, શુભ મૂરત વીતે છે. હું ખુશ છું. સહુ સામંતો સંમત છે. મહાજને ય રાજી છે. તમે રાજગાદી પર બેસો. સિંધનું રાજસિંહાસન શોભાવો. રાજગાદી રેઢી રહે નહિ—રખાય પણ નહિ. પિતાનો અગ્નિસંસ્કાર કરવો હજુ બાકી છે. ઝટ કરો. આપણી કુલદેવી ચંડીચામુંડાના શપથ ખાઈને કહું છું કે હું મૃત્યુપર્યંત રાજને વફાદાર રહીશ. તમે રાજી થઇને આપશો એટલી જાગીરથી સંતોષ માનીશ.' ઘોઘારાજ સાચક સાદે વળી બોલ્યો : 'ચનેસર, જો તમે રાજી હશો તો જ હું સિંધમાં રહીશ. આજ્ઞા કરશો તો સિંધ છોડી જઈશ.'

ઘોઘારાજની ત્યાગભાવના જોઈને સુમરા સામંતો અબોલ બની ગયા. પણ મૂંગો રહી શક્યો નહિ સાચક મહામંત્રી જલધર. એ ગૌરંભતા સાદે બોલ્યો; 'ઘોઘારાજ, તેં ભયંકર રાજદ્રોહ નથી કર્યો કે ચનેસર સિંધની રાજગાદી પર બેઠા પછી તને દેશવટો દે!'

સામંતોની સંમતિ મળતાં મનમાં મલકાતો ચનેસર રાજગાદી પર બેસવા સાબદો બન્યો. પણ દેવ જાણે કેમ, ચનેસર રાજસિંહાસન તરફ ચાર ડગ ભરીને જ થંભી ગયો.

આ જોઈને ઘોઘારાજ બોલ્યો: 'પધારો...શુભ મુરત વીતે છે. સિંહાસન પર બેસો.'

રાજસિંહાસન તરફ જતાં થંભી ગયેલો ચનેસર ઉતાવળા અવાજે બોલી ગયો: 'ઘડીક થોભો.'

'શા માટે? શું કામ?' જલધરે પૂછ્યું.

'હું મારી માને પૂછી આવું. માનો મખરાબ લઈ આવું. માની આશિષ અને સંમતિ મેળવ્યા પછી જ હું રાજતિલક કરાવીશ.'

બોલ્યો : ‘સામંતો, યાદ રહે, આજે સિંધને પરાક્રમી રાજવીની તાતી જરૂર છે. કુલવાન રાજાની અતિ આવશ્યકતા છે. આવા કપરા કાળમાં અકુલિન લાહરકન્યાના પુત્રને સિંધની શૌર્યપૂજક રાજગાદી પર બેસાડાય જ નહિ.’

કોઈ વિચાર આવતાં ઝબકેલો જલધર નકોર અવાજે બોલ્યો : ‘શું સિંધના કુળવાન સામંતો અકુલિન લાહરકન્યાના પુત્ર સમક્ષ શિર ઝૂકાવશે ?’

જલધર આટઆટલું બોલ્યો છતાં કોઈ કંઈ બોલ્યું નહિ એટલે દુઃખી થયેલો મહામંત્રી હતાશ સાદે બોલ્યો : ‘લખ્યા લેખ મિથ્યા નથા થતા. શૌર્ય અને સૌન્દર્યથી સભર ભરેલા સિંધના ભાગ્યમાં પરાધિનતા લખાઈ લાગે છે.’

ઘડીભર મૂંગો રહેલો જલધર દુઃખભર્યા સાદે બોલ્યો : ‘મારી વાત સાંભળો. બે વાત કહેતો જાઉં. પછી તમને હૈયે વસે તેમ કરજો. હું યે મને સૂઝતું કરીશ.’

અબોલ બેઠેલા સામંતો પર દુઃખનિગાળતી નજર પાથરતો જલધર બોલ્યો. ‘સામંતો, તમે તો એટલું જ જાણો છો કે રાજકુંવર ચનેસરની માતા લાહરકન્યા છે, રાજપૂતથી નીચા કુળની કન્યા છે, પણ હું તો મરહુમ રાજવી ભુંગર અને ચનેસરની માતાના પ્રેમપ્રસંગની વાતા પણ જાણું છું.’

કોઈ નિર્ણય કરી ચૂકેલો જવાંમર્દ જલધર સાફ સાદે બોલ્યો : ‘સામંતો, કબુલ કરું છું કે રાજકુંવર ચનેસરની માતા ખૂબ રૂપાળી છે. એનાં રૂપ અને જોબન–આકર્ષક છે એય સાચું. માયાદેવી મનકળુ છે એ કબૂલ. એ કોકાગાણી સમાપારણુ છે એય સાચું. આ સઘળા ગુણ છતાં ચનેસરની માતા માયાદેવી રાજમાતા બનવાને લાયક નથી. મહારાણી બનવું એ જુદી વાત છે ને રાજમાતા બનવું એ જુદી વાત છે. રાણી રૂપ

જોબનના પરિપાકે મહારાણીપદ શોભાવે ખરી, પરંતુ રાજમાતાપદ શોભાવી શકે નહિ" પળવાર થંભેલો જલધર સાફ સાદે બોલ્યો : 'સામંતો, મારે ના છુટકે વણશોભતું બોલવું પડે છે. મરહુમ મહારાજા ભુંગરનો મૃતદેહ પડ્યો છે. રાજરમણીઓ હઈયાફાટ રૂદન કરે છે. સામંતો અને ભાયાતોના હૈયાં ભારેસલ્લ બન્યાં છે. મહાજનનાં રૂદિયાં રૂવે છે એવે સમે મારે લાહરકન્યા માયાદેવીનાં વગોણાં ગાવાં પડે છે !'

'સામંતો, નર્યું માલધારી જીવતર જીવતા અને મહેમાનગતિ કરવે પોરસીલા લાહરો બળુકા ખરા પણ પરાક્રમી નહિ. ભેંસો ગળે ઘી દુધ ખાઈને જુવાન થતી લાહરકન્યા ધીંગી જરૂર હોય છે પણ રાજપૂતાણી જેવી તેજસ્વી નથી હોતી. કુદરતનો ખોળો ખૂંદીને જુવાન થયેલી લાહરકન્યા રૂપાળી જરૂર હોય પણ એ સતીત્વ ખાતર પ્રાણ કાઢી નાખવા તત્પર થતી નથી.'

પળ...વિપળ અબોલ રહેલો જલધર ગંભીર સાદે વળી બોલ્યો : 'સાંભળો સામંતો, મહાજનો તમેય સાંભળજો. આજથી પચીસ વરસ પહેલાં શિકારે નિકળેલા ભુંગરરાજ અજાજુડ વનખંડીમાં ભૂલા પડ્યા હતા. દિશાશૂન્ય બનેલા ભુંગરરાજ રાજધાની તરફ આવવા બદલે અવળી દિશાએ જતા'તા. કુદરતને વાત રાખવી હશે તે બારે ય મે' ખાંગા થયા. ભૂખ અને થાકના ત્રાસે બેહોશ બનેલા ભુંગરરાજ પોતાના ઘોડાની ગરદને વળગી પડ્યા. વફાદાર ઘોડો બેહોશ માલિકને સાચવીને વનવગડા મધ્યે વસેલા લાહરના નાનકડા નેહડે લઈ ગયો.

'મેઘલી મળી હતી. હાથે હાથ સૂઝે નહિ એવું કાળુંડિબાંણ અંધારું જામ્યું હતું. રાતશેડિયાં જાનવરોય બોડમાં લપાઈ ગયા હતા. આવા અસુર સમયે નેહડે આવી ઉભેલા ઘોડા પર બેહોશ પડેલા અસવારને જોઈને નેહડાવાસી લાહરો પ્રથમ તો ભડક્યા. પછી

અચરજમાં ડૂબ્યા. પણ લાહર આગેવાન માયાદેવીનો પિતા હતો સમજુ. એણે અજાણ અને બેહોશ અસવારને ઘોડા પરથી ઊતારીને ઝૂંપડીમાં આણ્યો. રાતભર ચાકરી કરી. શેક અને તાપ મળતાં બેહોશ ઘોડેસવાર હોશમાં આવ્યો.

'સવારે ભાનમાં આવેલા ભુંગરરાજે પોતાની સાચી ઓળખાણ આપી. ઓળખાણ પડતાં લાહરઅગ્રેસર તો આભો જ બની ગયો. નેહડાવાગી લાહરો ગેલમાં આવી ગયા. ને ભુંગરની ચાકરી કરતી લાહરસુખીની જુવાન દીકરીના હૈયામાં સ્વાર્થ સળવળ્યો.

'ને લાડકી દિકરીની મનિષા પામી ગયેલો લાહર અગ્રેસર કોઈ બહાનું બતાવીને ઘરબારો નીકળી ગયો. એકાંત મળતાં જ સ્વરૂપવાન લાહરકન્યાની આંખમાં કામણ અંજાયાં. નજરમાં જાદુ લિંપાયાં.

'ને જોબન મસ્તાની લાહરકન્યાના આકર્ષક રૂપ જોઈને ડોલી ઊઠેલા સિંધુરાજ ભુંગરે એને આંખથી આવકારી. મીઠો આવકાર મળતાં જ માયાદેવી શરમ વેગળી મૂકીને ભુંગરરાજની છાતીમાં સમાઈ.

'વિધિ ભળી હશે તે એક સામાન્ય લાહરકન્યા સિંધની મહારાણી બની. સિંધની સમસ્ત પ્રજા પર હકુમત કરનાર ભુંગર પર સત્તા ચલાવનારી માયાદેવીને પુત્ર અવતર્યો. છતાં...મારે કહેવું પડે છે કે માયાદેવી રૂપાળી જરૂર છે પણ કુળવાન નથી.'

જલધર સાફ સાદે વળી બોલ્યો: 'ચોતરફ શત્રુથી ઘેરાયેલા સિંધને ઘોઘારાજ જેવા પરાક્રમી રાજાની ખાસ જરૂર છે. માવડિયો ચનેસર રાજા થશે તો સિંધ પર આફત ઊતરશે. ને હું...હું...'

'તમે શું કરશો?' ઘોઘારાજે પ્રશ્ન કર્યો.

'જો મારું મનાશે નહિ તો હું ચનેસરને રાજતિલક કરીને એ જ વખતે સિંધ તજી જઈશ.'

'હેં !' ધોધરાજ આભો બન્યો.

ત્યારે ઉતાવળા પગલે માયાદેવીના મહેલમાં પ્રવેશેલા ચનેસરે સવાલ કર્યો: 'મા, હું રાજગાદી પર બેસું? રાજતિલક કરાવું?'

ચનેસરનું નમાલું વર્તન જોઈને દુઃખી થયેલી માયાદેવી બોલી: 'ભૂતકાલમાં કોઈ યુવરાજ રાજગાદી પર બેસતી વખતે માને પૂછવા ગયો નથી. જા-જલદી જા.'

ચનેસર પાછો વળ્યો.

એકલી પડેલી માયાદેવી મનમાં બોલી: 'મારા કુંવરના ભાગ્યમાં રાજવી બનવું લખાયું નથી. એવું ના હોત તો રાજતિલક કરાવવા સમયે એ મને પૂછવા આવત નહિ. ચનેસર મૂરખ છે. દુર્ભાગી છે.'

ચનેસર માતાની આજ્ઞા લેવા ગયો કે સમાપારખુ જલધરે સમો સાધ્યો. થોડા વખતમાં જ વાતડાહ્યા જલધરે સામંત ભાયાતોના મન ફેરવી નાખ્યા. મહાજન પણ માની ગયું.

ને સહુની સંમતિ મેળવીને રાજહિતેચ્છુ મહામંત્રી જલધરે ધોધારાજને રાજગાદી પર બેસાડી દીધો. રાજતિલક કર્યું. રાજ્યાભિષેકની વિધિ પતી કે સહુ સામંતો સામટા બોલી ઊઠ્યા: 'ધોધારાજનો જય...સિંધુરાજનો જય...'

શુકનવંતા ચોઘડિયાં બજ્યાં. નગારે ઘાવ દેવાયો. શરણાયું ગુંજી. મધ જેવા મીઠા ગળાવાળી વડારણોએ શુકનગીત ગાયાં. નોબત બજી.

આ સાંભળીને ચકોર લાહરકન્યા માયાદેવી પામી ગઈ કે ધોધારાજનો રાજ્યાભિષેક થઇ ગયો. નિર્ભાગ્ય કુંવર ચનેસર રહી ગયો.

ને ઉતાવળા પગલે ખંડમાં પ્રવેશેલા ચનેસરે રાજસિંહાસન પર બેઠેલા ધોધારાજને જોયો કે એ કાળઝાળ બન્યો. મારું કે મરું

થયેલો ચનેસર ફાટતા સાદે બોલી ગયો : ‘ દગો. મારી સાથે દગો ખેલાયો. મને બેવકુફ બનાવ્યો. મારા બદલે ઘોઘારાજનો રાજ્યાભિષેક કર્યો.’

ઘોમચક કાળભરેલો ચનેસર ધ્રૂજતો’તો. એની આંખોમાં વેર અંજાયું’તું, દિલદીમાગ પર ઝનૂન સવાર થયું’તું.

ને અઘોરી આફતો વચ્ચે ય અડીખમ ઊભનારો હૈયાબળુકો જલધર ચનેસર સામે આવીને બોલ્યો : ‘ પધારો રાજકુમાર, તમારા માટે ખાસ આસન ઢળાવી રાખ્યું છે. તમારી બેઠક પર બિરાજો.’

‘ ક્યાં છે મારી બેઠક ? ’

‘ સિંધુરાજના રાજસિંહાસનની જમણી બાજુ.’ જલધર ગંભીર સાદે બોલ્યો : ‘ચનેસર, તમે રાજકુંવર. તમારું આસન સિંધુરાજના જમણા હાથ તરફ જ હોય. બેસો. સમજીને આસન સ્વીકારો. ઘોઘારાજનો રાજ્યાભિષેકનો વિધિ પતી ગયો છે. હવે સહુ સામંતો ઘોઘારાજને વફાદાર રહેવા સોગંદ લેશે. તમે પણ–’

જલધરનું વેણ વાઢતો ચનેસર ચીસ જેવા સાદે બોલ્યો : ‘ હું ઘોઘારાજથી મોટો છું. હું રાજનો સાચો હકદાર. તમે મારો રાજહક છિનવ્યો. મને મૂર્ખ બનાવ્યો. હું રાજનો માલિક. હું ઘોઘારાજ પડખે બેસું ? સામંતો સાથે વફાદારીના સોગંદ લઉં ? ’

‘ હા. ચનેસર, એમાં જ તમારું અને સિંધનું ભલું છે.’

‘ પણ...હું રાજગાદીનો હકદાર...’

ચનેસરનું વેણ વાઢતો જલધર પ્રભાવશાળી સાદે બોલ્યો : ‘ચનેસર, રાજની સાચી માલિક રૈયત, રાજના થાંભલા સામંત-ભાયાતો, સિંધનું રાજ તમારી કે કોઈની બાપુકી મિલકત નથી. રાજા એટલે અગ્રેસર, સુમરા સામંતોએ પોતાના મનભાવ્યો મુખી ચૂંટ્યો છે. મહાજને યોગ્ય અગ્રેસર શોધી કાઢ્યો છે. મહાજન અને

સામંતોએ સાથે મળીને ઘોઘારાજને રાજ્યપદ બક્ષ્યું છે. હવે તમે ઘોઘારાજ જેટલી રિયાસત આપે એથી સંતોષ માનો. સિંધને અને રાજાને વફાદાર રહો. સુખચેનથી જીવો.'

'હું...હું...રાજનો સાચો માલિક, હું ઘોઘારાજે બક્ષિસ આપેલી રિયાસત લઈને છાનોમાનો બેસી રહું એમ ?'

'હા.'

'ના–એ નહિ બને.' ચનેસર ચીસ જેવા સાદે બોલ્યો : 'હું નિર્માલ્ય નથી. નપુંસક નથી. હું હાથ જોડીને બેસી રહું તો મારી જનેતા કહે કે દીકરા તેં મારું ધાવણ લજવ્યું.'

'માયાદેવીને હું સમજાવીશ.'

'મારે સમજવું જ નથી !'

'તો તમારી મરજી.' જલધરે ઢીલું મૂકી દીધું.

રાજહક છીનવાઈ જતાં ક્રોધે કાંપી ઊઠેલો ચનેસર સ્થિતિ સંજોગો ભૂલીને બોલી ઊઠ્યો : 'હું ભુંગરના ખુંદથી પેદા થયો હઈશ તો ઘોઘારાજનો ઘાત કર્યે રહીશ. હું...હું.'

'તું શું કરીશ ?' જલધરે પ્રશ્ન કર્યો.

'હું દિલ્હી જઈશ. બળવાન પાદશાહ અલાઉદ્દીનને ઉશ્કેરીને સિંધ તેડી લાવીશ. સિંધની સંપત્તિ અને સુમરીઓનાં સૌંદર્યની લાલચે પાદશાહ સિંધ પર આક્રમણ કરશે. હું ભવનમોહિની સુભગાનાં રૂપજોબનના વખાણ કરીશ. સુભગાના અલૌકિક રૂપની વાંણ્ય સાંભળતાં જ કામુક પાદશાહ અલાઉદ્દીન સિંધ પર ત્રાટકશે. બળવાન અફઘાન સીપાહીઓ સામે સુમરા ત્રણ ઘડીએ ટકી નહિ શકે. સિંધ પડશે, સુભગા પકડાશે અને ઘોઘરાજનો ઘાત થશે.'

ચનેસરના વેણ સાંભળીને ક્રોધે કાંપી ઊઠેલી રાજકુંવરી સુભગા હવા ફાડતા સ્વરે બોલી : 'દેશદ્રોહી ચનેસરને ગરદન મારો !'

પરંતુ સિંધના હાલતા ચાલતા દુર્ભાગ્ય સમા ચનેસરનું આયખું ખૂટ્યું નહોતું. મહામંત્રી આજ્ઞાસૂચક સાદે બોલ્યો : 'ખબરદાર, કોઈ ઘા કરશોમાં. મારે ઘોઘારાજના રાજ્યાભિષેકના મંગળ અવસરે ચનેસરનું અમંગળ લોહી રેડવું નથી.'

બાળતી નજરે ચનેસરને જોતો જલધર બોલ્યો : 'ચનેસર, સાંભળ. મેં ધાર્યું જ હતું. થોરે કેળું પાકે નહિ. જાત વગર ભાત પડે નહિ. તું લાહરકન્યાનું ધાવણ ધાવીને ઉઝર્યો : તું એવું વિચારે–આચરે એમાં તારો શું દોષ ?'

ઘડીભર મૂગો રહેલો જલધર કરડા અવાજે બોલ્યો : 'જા, હું તને દેશવટો દઉં છું. અપતાલ સિંધની હદ છોડી જજે; તારે જ્યાં જવું હોય ત્યાં જજે, કરવું હોય એ કરજે. દિલ્હીના પાદશાહને સિંધ પર દોરી લાવવો હોય તો દોરી લાવજે. સુમરાઓએ ચુડલા નથી પહેર્યાં. સિંધની સુમરીઓ પાદશાહો અને સુલતાનોની હુરમો જેવી વિલાસ પુતળીઓ નથી.'

'કુલાંગાર, તારું કાળું મોં અદીઠ કર,' સુભગા ત્રાડી. ને એજ ઘડીએ ચનેસરે ઘોડા પર રાંગ વાળી. બાપના શબને અગનિદાહ દેવાની ખેવના કર્યા વગર ક્રૂર અને ઘાતકી ચનેસર દિલ્હી તરફ વહેતો થઇ ગયો.

ભુંગરરાજની સ્મશાનયાત્રામાં સહુકોઈ સામેલ થયું'તું.

ડંખવા સાબદી બનેલી નાગણી પેઠે ફુંફાડા નાંખતી માયાદેવી બોલી : 'હું જલધરનો જીવ લઈશ !'

આજે પરાપૂર્વથી ચાલતી આવેલી સુમરાની પરંપરાગત પ્રણાલીનો ભંગ થયો હતો.

રાણી સંઘાદેવી અને મહારાણી માયાદેવી પતિની સ્મશાનયાત્રામાં શામેલ થઈ હતી. રાણીઓ ઉઘાડા મોઢે ને અણવાણાં પગે સહુની મોખરે ચાલીને સ્મશાને પહોંચી હતી.

રાણીઓ સાથે રાજ્યપરિવારની અન્ય સ્ત્રીઓ પણ કુલાચાર વિસારીને ભુંગરની ભવ્ય સ્મશાનયાત્રામાં જોડાઈ હતી.

એવું ક્યારેય બન્યું નહોતું. બનવુંયે ના ઘટે. મરજાદાપૂજક સિંધના સુમરા રાજઅમલ દરમિયાન કોઈ મૃતરાજવીની કોઈ રાણી ક્યારેય પતિના શબ સાથે સ્મશાને ગઈ નહોતી.

હા, પતિ પાછળ સતી થવા સાબદી બનેલી રાણી મૃત પતિની શબવાહિની સાથે સ્મશાને જતી ખરી. સોળે શણગાર સજીને માથાનાં વાળ છૂટાં મૂકીને ‘ જે અંબે ’ નો પડકાર ઝીલતી રાણી પતિની ભડભડ જલતી ચિતા પર ચડી બેસવા જ સ્મશાને જતી.

પણ ભુંગરની સ્મશાનયાત્રામાં જોડાયેલી રાણી સંઘાદેવી કે મહારાણી માયાદેવી સતી થવાની નહોતી. સતી થવાનાં કોઈ ચિન્હો

પણ દેખાતાં નહોતાં. પતિની નનામી આગળ ધરતી પર નજર ઢાળીને ચાલતી રાણી અને મહારાણીનો વિચિત્ર વર્તાવ જોઈને નાગરિકો આભા બન્યા હતા.

રાજકુંવરી સુભગા તો ઘોઘારાજ સાથે ને સાથે ચાલતી. ‘

ને અગર-ચંદનની ચિતા પર પોઢાડેલા ભુંગરને અગની દાહ દેવાનો સમય થયો કે, પલિતો પકડીને ચિતા તરફ આવતા ઘોઘારાજને રોકતી મહારાણી માયાદેવી સાફ સાદે બોલી : ‘ઠહરો... ઘોઘારાજ, જો તમે તમારા પિતાને અગનિદાહ દેશો તો મરનારનો આત્મા દુભાશે.’

મહારાણી માયાદેવીનું બોલવું સાંભળીને સહુકોઈ સ્તબ્ધ બની ગયા. સામંતો ને મહાજન અગ્રેસરો મુંઝાયા.

મુંઝવનારી ચુપકીદી ચીરતી મહારાણી માયાદેવી દ્રઢ સાદે બોલી : ‘સાંભળો, મરનારે મરતી વેળાએ સાફસાફ કહ્યું છે. એમની અંતિમ ઈચ્છા હતી કે...’

‘શું ? ભુંગરરાજની અંતિમ ઈચ્છા શું હતી ?’

‘રાજકુંવરી સુભગા જ મને અગ્નિદાહ દે એવી મૃત મહારાજાની અંતિમ ઈચ્છા હતી.’

‘હેં !’ મહારાણી માયાદેવીનું બોલવું સાંભળીને સહુકોઈને અચરજ થયું.

સ્મશાનયાત્રીઓના મનમાં સવાલ ઘોળાયો : મહારાણી માયાદેવી પાગલ તો નથી થઈ ગઈ ને ?

મૃત પિતાને અગ્નિદાહ દેવાનો અબાધિત અધિકાર યુવરાજનો— અને એય એનો રાજ્યાભિષેક થયા પછી – રાજતિલક થયા પછી રાજવી બનેલો યુવરાજ બાપનો અગનિ-સંસ્કાર કરે.

કુંવર હૈયાત હોય ને એનો રાજ્યાભિષેક પણ થઈ ગયો હોય છતાં, રાજકુંવરીએ પિતાને અગ્નિદાહ દીધો હોય એવું સુમરા રાજકુળમાં ક્યારેય બન્યું નહોતું. રાજપૂત રાજકુળમાં યે ક્યાંય બન્યું નહોતું.

પ્રશ્ન નાનો કે નમાલો નહોતો. રાજપ્રણાલીનો પ્રશ્ન હતો. હિંદુ ધર્મશાસ્ત્રોની આજ્ઞાનો સવાલ હતો. સહુના મનમાં સવાલ ઘોળાયો : 'હવે કરવું શું ?'

ત્યાં તો ઘેરી ચૂપકીદી ચીરતો મહામંત્રી જલધર પૂનિત અવાજે બોલ્યો : 'ભુંગરરાજની અંતિમ ઈચ્છા ઉવેખાય નહિ. મૃત માનવીની અંતિમ ઈચ્છા અપૂરણ રહે તો મૃતાત્મા અવઘોળ ફરે. રાજકુંવરી સુભગા પિતાને અગનિદાહ દે. દીકરા બદલે દીકરી બાપનો અગનિ-સંસ્કાર કરે એ કુલાચાર વિરૂધ્ધ જરૂર છે; પરંતુ શાસ્ત્રો વિરૂધ્ધ નથી. શાસ્ત્રોએ દીકરા અને દીકરીને સમાન હક્ક બક્ષ્યા છે. પુરાણોનું હાર્દ સાંકડું નથી.'

શાસ્ત્રવેત્તા જલધરની આજ્ઞા સાંપડી કે રાજકુંવરી સુભગાએ મૃત પિતાને અગ્નિદાહ દીધો.

ભુંગરની ચિતા ભડભડ સળગી ઊઠી કે સ્મશાન યાત્રીઓની નજર રાણી સંધ્યાદેવી અને મહારાણી માયાદેવી પર જડાઈ. રાણીઓ પતિ પાછળ સતી થાય એવું સહુકોઈ ઈચ્છતું'તું. પરંતુ ઘોઘા-રાજની માતા સંધ્યાદેવી કે ચનેસરની જણેતા માયાદેવીનું રૂવાડુંયે ફરક્યું નહિ. એમાંથી એકપણ રાણી ભુંગર પાછળ સતી થઈ નહિ. એ સતી થવા ચાહતી નહોતી. રાજવંશની રૂઢ પ્રણાલીનો ભંગ કરીને પતિની સ્મશાનયાત્રામાં જોડાયેલી રાણી-મહારાણી સતી થવા સ્મશાન ગઈ નહોતી.

આજ સુધીમાં અનેક સુમરારાણીઓ પતિ પાછળ સતી થઈ

હતી. સુમરા રાજવંશમાં વિધવા રાણી સતી નહિ થવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

આજે તો પ્રણાલિકાભંગની પરંપરા સરજાઈ હતી.

વિધવા રાણીઓ મૃત પતિની સ્મશાનયાત્રામાં સામેલ થઈ હતી, કુંવર હાજર અને હૈયાત છતાં કુંવરીએ બાપને અગ્નિદાહ દીધો'તો અને રાજરાણીઓ સતી થઈ નહોતી.

આ જોઈને આભા બનેલા સુમરા રાજપૂતો અચરજ વાગોળતા ઘરભેળા થયા.

સિંધુપતિ ઘોઘારાજ અને સુભગા સાથે રાજમાતા સઘાદેવી પોતાના આવાસમાં પ્રવેશી.

ને રાજમાતા બનવાના કોડ સેવનારી ચનેસરની માતા માયદેવી પોતાના માયામહેલમાં સમાઈ.

લાહરકન્યાનાં અનુપમ રૂપલાવણ્યમાં મોહાંધ બનેલા ભુંગરે માયાદેવી માટે નવોનકોર મહેલ ચણાવ્યો'તો. વિલાસથી ભરેલા આ મહેલનું નામ પાડયું'તું માયામહેલ.

સ્વર્ગીય સુખસાહ્યબીથી ભર્યાભર્યા માયામહેલમાં વસનારી મહારાણી માયાદેવીનાં રૂપ-જોબનમાં જાદુ ને વાણી-વર્તનમાં વશીકરણ ભર્યું હતું. ભુંગરને મોહ પમાડનારી માયાદેવીનાં ગોલાં ચકોર હતા ને વડારણો હતી વરણાંગી.

રાત-દિ' વૈભવવિલાસમાં રાચતી અને ભુંગરને હથેલીમાં નચાવતી રાજસી રૂપવાળી મહારાણી માયાદેવીને આખાબોલો મહામંત્રી જલધર 'મહામાયા' જ કહેતો.

માયામહેલમાં પગ મૂકતાં જ માયાદેવી બદલાઈ. શયનખંડમાં પ્રવેશેલી માયાદેવીનો રૂપાળો ચહેરો સિંદુરવરણો બન્યો. આંખોમાં અગનઝાળ રમી. વાણીએ વડવાનલનું રૂપ ઓઢયું.

વા-વંટોળ પેઠે ઘુમરી ખાઈને પાછી ફરેલી માયાદેવી કટાર સાથે જનૈયો અફળાય એવા તીખા સાદે બોલી : 'ક્યાં મરી ગઈ—ક્યાં મૂઈ મરઘાનેણી ?'

માયાદેવીનું કરાલ રૂપ જોઇને ધ્રુજી ઊઠેલી વડારણો ઊભી હતી ત્યાં જડાઈ ગઈ. કાળઝાળ માયાદેવીને ફાટી આંખે જોઈ રહેલી ધાડું એક વડારણોની જીભો શિવાઈ ગઈ.

ઓઝપાયેલી વડારણો તરફ કોપભરી નજર નોંધતી માયાદેવી કરવત પર કાનસ ઘસાય એવા કર્ણકટુ સાદે બોલી : 'મરવાં ક્યાં મૂઈ ? મરઘાંનેણી ક્યાં છે ?'

માયાદેવીના સાદને દાદ દેતી એક વીસ વરસની વડારણ શયનખંડમાં પ્રવેશી. પાણીમાં રમતી જળો જેવી રંગભરી ચાલે ચાલતી એ વડારણ માયાદેવી સામે ખડી થઈ. નૃત્યની મીઠી અદાથી નમતી એ રૂપકડી વડારણ લહેકો કરીને બોલી : 'ખંમા મહારાણીને...મરઘાંનેણી આ મૂઈ. આજ્ઞા ફરમાવો.'

આંખના ઈશારે અન્ય વડારણોને રજા આપતી માયાદેવી સરોષ સાદે બોલી : 'તું મૂઈ હતી ક્યાં ?'

વડારણો વેગળી થઈ. એકાંત મળતાં જ માયાદેવી કાંપતાં સાદે બોલી ઊઠી : 'મરઘાંનેણી, દેવયોગે હું વિધવા બની. મારું મહારાણી પદ તો સિંધુરાજ સાથે સળગી ગયું. મારું રાજમાતાપદ પણ ઓલા માથાફરેલ બામણે ઝુંટવી લીધું.'

'તમારું રાજમાતાપદ છીનવનારું છે કોણ ? કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે...'

રૂપકડી વડારણ મરઘાંનેણીનો બોલતી વારીને માયાદેવીએ વાત કરી : 'મરઘાંનેણી, તું નજરે જુવે છે છતાંય ના પાડે છે ? અણમાનેની રાણી સંઘાદેવીના કુંવરનો રાજ્યાભિષેક થયો. ઘોઘારાજ સિંધુરાજ

અન્યો મહામંત્રી જલધરે બહેકાવેલા સુમરા સામંતોએ મારા કુંવરનો રાજહક છીનવ્યો. ફટાયા ઘોઘારાજને રાજગાદી પર બેસાડ્યો.'

'હં...' મરઘાંનેણીએ હેંકારો ભણ્યો.

'હું મહારાણી હતી. હું જ રાજમાતા બનવાને લાયક હતી. મારો કુંવર ચનેસર ઘોઘારાજથી મોટો છે. મરનારની યે ઈચ્છા હતી કે પોતા પાછળ મારો કુંવર ચનેસર જ સિંધની રાજગાદી પર બેસે.'

'ચનેસર જ રાજગાદીના સાચા હકદાર છે.'

'મરઘાંનેણી, મારા ઓલા ભવના દુશ્મન જલધરે દુશ્મનાવટ દેખાડી. મને અકુલન કહી. ભરસભામાં મારા માવતરના કુલની બદનામી કરી. એણે શરા પણ ભોળા સુમરા સામંતોનાં મન ફેરવી નાંખ્યાં. વિશ્વાસઘાત કરીને ચનેસર બદલે ઘોઘારાજને રાજતિલક કર્યું.'

માયાદેવી દઢ પ્રતિજ્ઞ સાદે વળી બોલી: 'હું હલકા કુળની નથી. જલધરને મારા કોપનો પરિચય નથી. લાહરકન્યાના પ્રભાવ ને પ્રપંચથી અજાણ મહામંત્રીને મારા સાચા રૂપનો અનુભવ કરાવીશ.'

'મહારાણી......'

'મહારાણી મરી ગઈ. હવે તું મને મહારાણી કહીને બોલાવીશ નહિ. હવે હું રાજમાતા પણ નથી. જલધરે મને સાવ સામાન્ય સ્ત્રી બનાવી દીધી. હવેથી તું મને માયાદેવી કહેજે. નામથી જ બોલાવજે.'

'મારી જીભ નહિ ઉપડે.'

આડી અવળી વાતો વેગળી મૂકીને માયાદેવી માથું ઝંઝેડતી બોલી: 'જો હું...હું...શુધ્ધ લાહરકન્યા હોઈશ, એક બાપથી પેદા થઈ હોઈશ તો વેર વાળીશ. બદલો લઈશ. વેરની વસુલાત કરીશ. લાહરકન્યાના તીખા સ્વભાવનો પરચો બતાવીશ.'

'બા...' મરઘાંનેણીની રાડ ફાટી.

વૈભવથી ભરેલા શયનખંડનાં બારણાં બંધ કરીને પાછી વળેલી માયાદેવીએ હૂકમ કર્યો: 'અહીં આવ.'

છલાંગ મારીને રંગત ઢોલિયા પર બેઠેલી માયાદેવી પલાંઠી વાળીને બોલી: 'મરઘાંનેણી, યાદ રહે: હું લાહરકન્યા છું એમ તું પણ લાહરકન્યાની કુખે અવતરેલી લાહરપુત્રી જ છે.'

મરઘાંનેણીનું વેણ વાઢતી માયાદેવી દાંત વતી હોઠ ડસતી અને ડંખ મારવા સાબદી બનેલી કાળી નાગણી પેઠે ડોલતી બોલી: 'તુંયે લાહરપુત્રી છે. તું લાહરપુત્રીનું ધાવણ ધાવીને ઉઝરી છે. તારા તનબદનમા પણ લાહરખૂન દોડી રહ્યું છે.'

'બા, આવડું બધું છે. શું?'

'તું હજુય પૂછે છે કે આવડું બધું છે શું?' શિકાર પર ઉતરતા શિકારી બાજની સીસોટી જેવા તીણા અવાજે માયાદેવી બોલી: 'હું તને પૂછું છું કે, હવે બાકી રહ્યું છે ય શું? અણમાનેતી સંઘાદેવી સાથે મળીને મહામંત્રીએ મારા માથે કરવામાં બાકી યે શું રાખ્યું છે શું?'

'હું...'

'મહામંત્રી જલધરે મારા કુંવરનો રાજહક છીનવ્યો. મારું રાજમાતાપદ છીનવ્યું. આટલું અધૂરું રહેતુ હશે તે એણે મારા બાપના કુળની નિંદા કરી. મને લાહરકન્યા કહીને વગોવી."

'હા ..'

'મરઘાંનેણી, હું જલધરને બતાવી દઈશ કે લાહરકન્યા નીમાંણી નથી...! વાઘણ જેવી લાહરપુત્રીને છંછેડવામાં સાર નથી.'

'હા-બા'

'તું લાહરપુત્રીનું ધાવણ ધાવીને ઉઝરી છે.'

સિંધુરાજ ભુંગરના રાજમહેલમાં જન્મેલી અને માયાદેવીના

માયામહેલમાં રહીને જવાન થયેલી વડારણ મરઘાંનેણી મૂરખ ન હતી, કે નહોતી દાધારંગી. ભલભલા ભાયાતોને ભરમાવે એવી મરઘાંનેણીના દેહ પર જોબન મહોરી ઊઠ્યું હતું. ઊઘડતા કમળફૂલની યાદ આપતા ફુટતા અને ફોરતા જોબનવાળી વડારણ મરઘાંનેણી કોઈએ રાજવીના રણવાસની શોભા બને એવી સુંદર હતી. સેવકાઈના સાક્ષાત અવતાર સમી મરઘાનેણીનો સહવાસ પામવા અનેક સુમરા સામંતો તલપાપડ બન્યા'તા.

મનકળુ વડારણ મરઘાંનેણી બોલી : "બા, મન મોકળું મૂકો. હૈયાંની હાટડી ખોલો. બોલો, અંતરની વાત છતી કરો...'

સહારો સાંપડતાં જ હૈયામાં હમચી ખુંદતી વાત કરવા સાબદી બનેલી માયાદેવીના ચહેરા પર ચમક વસી. અવાજમાં ડણક ભળી. એ ધીરા પણ ગંભીર સાદે બોલી : 'મરઘાંનેણી, યાદ રહે; હું મૂરખી નથી. લાહરકન્યા મૂરખી હોય જ નહિ.'

'સાંભળ,' સામે ઊભેલી મરઘાંનેણીની આંખમાં આંખ પરોવતી માયાદેવી રણકતા સાદે બોલી : 'મરઘાંનેણી, હું લાહરકન્યા...આજથી પચીસ વર્ષ પહેલાં એક મેઘલી રાતે બેહોશ સિંધુપતિ મારા આંગણે આવ્યા. મેં એમની ભલી ચાકરી કરી. મારા દેહની ગરમી આપીને મરનારનો જીવ ઉગાર્યો. જેનો બદલો વાળી શકાય જ નહિ એવા મારા એ ઉપકારના બદલામાં સિંધુરાજે મને મહારાણી બનાવી.'

પોતાના સપ્રમાણ દેહ પર નજર ઠેરવતી માયાદેવી બોલી : 'મરઘાનેણી, એય સાચું કે જો હું કુરૂપ હોત તો સિંધુરાજ મારો સ્વીકાર કરત જ નહિ. મારા રૂપ જોઈને પરવશ બનેલા સિંધુરાજે ઉપકારનો બદલો વાળવા ખાતર નહિ પણ વિલાસભૂખ ભાગવા માટે જ મને મહારાણી બનાવી હતી. હુ મહારાણીપદને લાયક પણ હતી.'

'તમારાં રૂપની વાંણ્ય તો સિંધનો સિમાડોય વળોટી ગઈ છે...'

'સાંભળ. સરવા કાને સાંભળી લે.' માયાદેવી ધનુટંકાર જેવા રણકતા સાદે બોલી: 'મરઘાંનેણી, મારો બાપ હતો માલધારી જીવતર જીવનાર લાહરેનો મુખી. ગરીબ પણ સતોપી લાહરેનો અગ્રેસર...એ નહોતો કોઈ ગામનો ગરાસિયો કે સિંધુપતિ સાથે પરણાવેલી દીકરીને ભલો કરિયાવર કરે.'

'એનું અત્યારે શું છે?'

'સાંભળ. કચ્છ, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનના રજવાડા કુંવરીને ભલો કરિયાવર કરે છે. ગજસંપત હાથીઘોડા આપે છે.'

'હું જાણું છું.'

'મરઘાંનેણી, રાજરાણીને કરિયાવરમાં મળેલી વડારણો પર રાણીનો કુલઅખત્યાર હોય છે. માલિકણ જુવાન વડારણને પોતે ધારે એ ગોલા સાથે પરણાવે.'

'એમાં તમે નવું શું કીધું?' મરઘાંનેણી બોલી: 'પણ એ વાત અત્યારે શિદને સંભારવી પડી?'

'મારી વાત સાંભળ.' માયાદેવી નકાર સાદે બોલી: મરઘાંનેણી, ગોલી પર રાજાનો અખત્યાર. પરાધિન વડારણો રાજાના ઈશારા પર નાચે. સનકારે થનાં પડ પાથરે. પણ પરમેશ્વર પ્રિતે કહેવું પડે કે બધી જ ગોલીઓનાં જીવતર ગોઝારા નથી હોતા. કેટલીક રૂપાળી અને બુદ્ધિશાળી વડારણોએ તો સફળ રાજવહીવટ કર્યા છે.'

'વડારણ અધ્યાય ઝટ પૂરો કરો.'

'અથરી થામાં, માયાદેવી હેતાળ સાદે બોલી: 'મરઘાંનેણી, ઉપકારવશ સિંધુરાજે મારા રૂપજોબનને વશ થઈને મારો સ્વીકાર કર્યો. હું સિંધુરાજને પરણી, ને સાસરે પરવરી. પણ હું તો વગડાનું

ફૂલ. પહાડનું પુષ્પ. મારા ભલા બાપે મને અધારું લાગે નહિ એ માટે તારી જણેતાને સાથે મોકલી હતી.'

'એ વાત તો જુની થઇ.'

'સાંભળને બાઈ.' માયાદેવી ઉત્સાહથી બોલી : 'તારી જણેતા મારા જેવડી જ હતી. અમારામાં ફેર એટલો જ હતો કે હું સાગના સોટા જેવી ઊંચી ને પાતળી હતી ત્યારે તારી મા હતી બેઠી દડીની ને ધીંગડકી.'

'મને ખબર છે.'

'તને ખબર નથી એવી વાત કહું ?' માયાદેવી નકાર સાદે બોલી : 'અમે અહીં આવી. હું અને તારી મા દિ' આખો સાથે રહેતી ને રાતે જુદી પડતી. વાતવાતમાં બે વરસ વીતી ગયાં. તારી માની જુવાનીયે આંટો લઈ ગઈ હતી. એને ય હવે એકલતા ડંખતી. પણ એ નહોતી નારુકારુનું છોરું કે બોખર કરી લે. એ ય લાહરકન્યા હતી.'

'હં બોલો.'

'મરઘાનેણી, ઈશ્વરને વાત રાખવી હશે તે પાકું જોબન ઓઢણું ઓઢી ચૂકેલી તારી જણેતા પર સિંધના મહામંત્રીની નજર ઠરી. સિંધુરાજના મહામંત્રીને જોઈને તારી જણેતા પણ પરવશ બની હતી.'

મરઘાનેણી ઉતાવળા સાદે બોલી ગઈ : 'શું વાત કરો છો ? મારી મા મહામંત્રી જલધરની નજરમાં વસી'તી ?'

'ના રે પગલી. મહામંત્રી જલધર તો હજુ જુવાન છે. એ હજુ બાર વરસ પહેલાં જ અહીં હારીઠામ થયો. જગતપ્રવાસી જલધર બાર વરસથી સિંધનો રાજવહિવટ ચલાવે છે.'

'ત્યારે ?' મરઘાનેણી પોતાની જણેતાની અને પોતાના જન્મની વાત સાંભળવા ઉત્સુક બની. 'પછી શું થયું ?'

'પછી થયું જે થવું ઘટતું'તું.' માયાદેવી બોલી : 'તારી કુંવારી જણેતાએ સિંધના મહામંત્રીની મન મોકળું મૂકીને ચાકરી કરી, પરિણામે તારો જન્મ થયો.'

પોતાની મૃત જણેતાનો પ્રેમપ્રસંગ સાંભળીને પ્રેમવાંછુ મરઘાંનેણી સ્તબ્ધ જ બની ગઈ.

કે માયાદેવીએ વાત વણી 'પણ કહેવુ પડે. તારી જણેતા ભલે કુંવારી માતા બની, પરણ્યા પહેલાં સગર્ભા થઈ, છતાં કહેવું પડે. તારી માતા સતી સાધ્વી હતી.'

'કુંવારા કલંક લાગ્યું છતાંય એ સતી સાધ્વી ..' મરઘાંનેણીને બોલવું સૂઝતું નહોતું.

'હા—એ સતી હતી.' માયાદેવી સાચક સાદે બોલી : 'મરઘાંનેણી, તારો જન્મ થયો. રાજપૂત રાજરજવાડાના રણવાસમાં કુંવારી વડારણ માતા બને એ નવીનવાઈની વાત નથી.'

'હેં !'

'ને તારી કુંવારી જણેતાએ તને જન્મ આપ્યો. તું ચાર વરસની થઈ. પણ તારી માતાના લલાટમાં વધુ સુખ લખાયું નહિ હોય. એક કાળ ચોઘડીયે સિંધના રાજહિતેચ્છુ મહામંત્રીને કાળોતરો આભડયો. અનેક ઉપાયો કર્યાં છતાં કોઈ ઉપાય કારગત નીવડયો નહિ. હળાહળ વિપધર ભુજંગે મહામંત્રીનો પ્રાણ લીધો. ને રાજરાણી પેઠે તારી માતા પતિ પાછળ સતી થઈ. કુંવારી માતા બનેલી તારી જણેતા રાજપૂતાણીને ય શરમાવી ગઈ.'

'તમે આ વાત કોઈ દિ' કરી નહોતી ને આજે...'

'સમયે શોભે.' માયાદેવી લપસાવનારા સાદે બોલી : 'મરઘાંનેણી, તારાં પ્રેમાળ માવતર સ્વર્ગે સંચર્યાં ત્યારે તું માત્ર ચાર વરસની હતી.

સતી થવા ચિતા પર ચડતી તારી જણેતાએ મને કીધું'તું કે મારા અને મહામંત્રીના પ્રેમના ફળરૂપ મરઘાંનેણીને હૈયાના હાડ પર રાખજે. મરઘાંનેણી તમારા ઈશારા પર પ્રાણને પાથરશે.'

'હા. પણ મારો પેદાગર...'

'તારો પેદાગર મહામંત્રી હલકા કુળનો કે હલકા આચારનો માનવી નહોતો. એ હતો ભગવાન શ્રી રામના પુત્ર લવનો વંશજ. રામચંદ્રજીના બે પુત્રો : મોટો લવ અને નાનો કુશ. કુશના વંશજ કુશાવહ રાજપૂતો રાજસ્થાનમાં રાજ કરે છે ને લવના વંશજ લવાણા. સિંધ, કચ્છ અને સૌરાષ્ટ્રમાં વેપાર કરે છે. કેટલાક સીપાહીગીરી કરે છે ને કેટલાક રાજવહીવટ ચલાવે છે. તું લાહરકન્યાના ઉદરે પેદા થયેલી છતાં તારાં રૂપ તને અન્ય વડારણોથી નોખી તારવે છે. તારા સંસ્કાર તને અન્ય ગોલીઓથી અલગ પાડે છે. તું પ્રેમાળ અને પવિત્ર માવતરનું પરાક્રમી સંતાન છે. તું શુધ્ધ લાહરકન્યા છે. શુધ્ધ રાજપૂતાણી....'

પોતાના મૃત માવતરની પ્રિતની વણસાંભળી વાત સાંભળીને ઊંડા વિચારમાં ઊતરી ગયેલી મરઘાંનેણી અચાનક માથું ઝંઝેડીને બોલી : 'બોલો, કામ ચીંધો, હું લાહરકન્યા, લવાણા કુમારી...'

તાતું લોહું ટીપી લેવામાં પાવરધી માયાદેવી કઠોર સાદે બોલી : 'મરઘાંનેણી, મારા કુંવરનો રાજહક છીનવી લેનાર, મારું રાજમાતાપદ આંચકી લેનાર મહામંત્રી જલધરને ખતમ કર્યા વગર હું જંપીશ નહિ. જલધરને જમસદન પહોંચાડું નહિ તો હું લાહરકન્યા નહિ. મહામંત્રી જલધરને પછાડયા સિવાય હું ધરીને ધાન ખાઈશ નહિ.'

'હું શું કરું—એ કહોને.' મરઘાંનેણી રંગમાં આવી હતી. એ માના સારમાં આવી હોય એમ ધીરું ધીરું ધ્રૂજતી બોલી : 'તમે મને દીકરી પેઠે ઉછેરી, મારા દેહ દિલ પર તમારો આબાધિત અધિકાર છે કહો. બોલો, હું શું કરું ?'

'પહેલાં કોલ દે–પછી બોલ બોલું.'

'હું લાહરકન્યાની કુખે પેદા થઈ છું.'

'છતાં...'

'કહો તો માથું ઉતારી આપુ.'

'મારે તારું માથું નહિ પણ વફાદારી ખપે છે.'

'જો હું એક ખુંદથી પેદા થઈ હઈશ તો તમારું વેણ નહિ વાઢું–વચન નહિ ઉથાપું.'

'મરઘાંનેણી, તુ ખૂબ સુંદર છે. જનમના જોગીનેય જોગ વિસરાવે એવાં તારાં આકર્ષક રૂપ–જોબન...'

માયાદેવીનું વેણ વાઢતી મરઘાંનેણી સાચક સાદે બોલી: 'ઝટ કામ ચીંધો. મારાં રૂપનાં વખાણ વેગળાં મૂકો. હું શુ કરું એ કહો.'

મરઘાંનેણીની નજરમાં નજર પરોવતી માયાદેવી બોલી: 'મરઘાં-નેણી, તું...તુ ...હડમાન જાતિ હોવાનો ડોળ કરતાં મહામંત્રી જલધરનું ચિત્ત ચળાવ. એને મોહ પમાડ. નિર્લેપ જલધર પર તારા પ્રમત્ત જોબનનાં કામણ પાથર. કોઈનેય વશ નહિ થનાર વિદ્વાન જોદ્ધા જલધરને વશ કર.'

'હુ જલધરને મોહવશ કરું?'

'હા. તો જ તું સાચી લાહરકન્યા.'

ધારદાર નજરે માયાદેવી તરફ તાકી રહેલી મરઘાંનેણી ધનુટંકાર જેવા સાદે બોલી: 'હું...હું જોગંદર જેવા જલધરને ત્રણ દિમાં જ મહાત કરીશ. જલધર તો માનવી છે–હું ધારું તો દેવને ય ચળાવું.'

'જો તું જલધરને મોહ પમાડીશ તો હુ આયખું આખું તારી ઓશીંગણુ રહીશ.'

પણ કોઇ વિચાર આવતાં મરઘાંનેણી ઉતાવળા સાદે પૂછી બેઠી : ‘એ તો ઠીક. પણ તમે મારાં રૂપજોબનમાં મોહ પામેલા જલધરનું શું કરવા ચાહો છો? મારા ઇશારા પર નાચવા મંડેલા મહામંત્રીનો કેવો ઉપયોગ કરવા ઇચ્છો છો?’

માયાદેવી ક્રૂર સાદે બોલી : ‘હું મારું ઘોર અપમાન કરનાર જલધરનો પ્રાણ લઈને જ જંપીશ. તારામાં મોહાંધ બનેલા જલધરને જમદ્વારે પહોંચાડીશ.’

‘વોય માડી!’ હૈયાબળુકી મરઘાંનેણીએ માયાદેવીનો આસુરી નિર્ણય સાંભળીને કાંપી ઊઠી

## પ્રકરણ ૪ થું : : જન્મજન્માંતરની ઓળખાણ

રાજહક્ક છીનવાઈ જતાં પાગલ બનેલા ચનેસરે બાપનો અગ્નિસંસ્કાર કરવાનીયે પરવા કર્યા વગર ઘોડા પર રાંગ વાળી'તી.

લોકજીભે ખૂની અલાદીયાના નામે જાણીતા બનેલા પાદશાહ અલાઉદ્દીનની સહાય વડે સિંધનું રાજ હાંસલ કરવા ચનેસર ચડ્યા ઘોડે દિલ્હી જઈ રહ્યો હતો.

ને પોતાના કુંવરનો રાજહક્ક છીનવાઈ જતાં કાળઝાળ બનેલી માયાદેવી ગમે તે ઉપાયે મહામંત્રી જલધરનો પ્રાણ લેવા સાબદી બની'તી

ડંખ દેવા તૈયાર થયેલી કાળી નાગણી જેવી ડંખીલી માયાદેવી રૂપકડી વડારણ મરઘાંનેણી દ્વારા જલધરનો જાન લેવા તત્પર થઈ હતી.

પરંતુ મહામંત્રી જલધર સામાન્ય માનવી નહોતો. એની હત્યા કરવી સહેલીયે નહોતી. ભગવાન શંકરના ગણ જેવા પવિત્ર જલધરને રૂપ-જાળમાં ફસાવવાનું સામાન્ય જુવતીનું ગજુંયે નહોતું.

સિંધના સુમરા સામંતો નિઃશંક અને નિસ્વાર્થી જલધર સામે હાથ જોડીને ઊભતા. કલ્યાણકોટનું મારંધીક મહાજન પણ જલધરનો પડ્યો બોલ ઝીલતું. સિંધની રૈયત એને દેવતા માનીને પૂજતી.

આવા પ્રજાપ્રિય પુરુષનો વધ કરવો યા કરાવવો સહેલો નહોતો.

પણ મરઘાંનેણીનાં આંતર–નયણાં આગળ જલધરની પૌરુષ-સભર મૂર્તિ ઓળખાઈ કે એનું હૈયું કાંપ્યું. એ અસાવધપણે બોલી ગઈ: ‘ મહામંત્રી જલધર તો છે લખમણજતિ જેવો સંયમી ને વીરભદ્ર જેવો વિકરાળ. એને ચળાવવો સુલભ નથી. ’

મરઘાંનેણીની નમાલી વાત સાંભળીને ક્રોધે ભભૂકી ઊઠેલી માયા-દેવી ચીસ જેવા સાદે બોલી: ‘ હમણાં તો તું જ કહેતી’તી કે હું જલધરને ત્રણ દિ’માં જ પછાડીશ. મારા અણોટ રૂપજોબનમાં મોહાંધ બનાવીશ. ’

‘ હા–હું બોલી’તી. ’

‘ તો ઘડીકમાં શું થઈ ગયું તને? ’ ઘોમચક કાળભરેલી માયા-દેવી કડવા સાદે બોલી: ‘ મરઘાંનેણી, લાહરકન્યાના બાપ ને બોલ એક જ હોય. તું તે લાહરકન્યા છે કે મેઘવાળની છોકરી? મરઘાં-નેણી, સિંધ અને કચ્છના મેઘવાળો ય મર્દ છે. મેઘવાળકન્યાઓ પણ વેણ માટે મરી પરવારે છે. ’

મરઘાનેણી છાતી કાઢીને બોલી: ‘ હું લાહરકન્યા... હું જલધરને પછાડીશ – એનું પતન કરીશ. મહામંત્રી પર મારાં રૂપ-જોબનનાં જાદુ પાથરીશ. મારો પ્રાણ પછાડીને ય હું મહામંત્રીને ભોળવીશ, ભ્રષ્ટ કરીશ પછી...... ’

મરઘાંનેણીનું વેણ વાઢતી માયાદેવી બોલી : ‘ તો પછી તું આવું નમાલું શીદને બોલે છે? ’

‘ આ, શત્રુના બળનો ઓછો ઉટાંક આંકવો ના ઘટે. મહામંત્રી જલધર જબ્બર દુશ્મન છે. મારે એને તલવારથી નહિ પણ મારા જોબનના હથિયારથી પરાસ્ત કરવો છે – હું એને પછાડે રહીશ – છતાં મહામંત્રીના સંયમનો ઉટાંક કાઢવામાં ગાફલ રહેવું ન જોઈ.’

'એ તો સાચું.'

'બા, જલધર આખર માનવી છે. જુવાન દેખાતો આધેડ માનવી છે. વળી છે ય અવિવાહિત...એને ચળાવવો એ મોટી વાત નથી. હું ધારું તો જનમના જોગંદરને ય જોગ વિસરાવું. તપસ્વીને ય પછાડું. દેવને ય નચાવું. હું મારા અભોગત રૂપ અને અનોખાં જોબનનાં જાદુ જલધર પર પાથરીશ. એને પરવશ બનાવીશ. મોહાંધ બનેલો મહામંત્રી મારા ઈશારા પર નાચશે. હું કહું તેટલાં ડગલાં ભરશે. સારાયે સિંધ પર સત્તા ચલાવનાર મહામંત્રી પર હું હકુમત ચલાવીશ.'

'શાહબાશ...'

'પણ મહામંત્રી મારાં રૂપજોબનથી વશ થશે નહિ તો? મારી સઘળી મથામણ એળે જશે તો? જલધર વજ્જરકછોટાધારી પુરુષ સાબિત થશે તો? તો શું કરીશું?'

દાંત વતી હોઠ કરડતી માયાદેવી ધીરા પણ ક્રૂર સાદે બોલી : 'ઊંટી ઝેર...'

ઊંટી ઝેરનું નામ સાંભળતાં જ મરઘાંનેણી કાંપી.

માયા મહેલમાં જન્મી ને જુવાન થયેલી, લાહરકન્યાની કુખે અવતરેલી ચાલાક મરઘાંનેણી ઊંટી ઝેરથી અજાણ નહોતી. અડતા જ પ્રાણ હરનાર ઊંટી ઝેરની ઉત્પત્તિથી યે એજાણ નહોતી. ઊંટનાથી પેદા થતા હળાહળ ઊંટી ઝેરનો ઉતાર તો દેવના વૈદ્ય ધનવંતરીને ય સાંપડ્યો નહોતો.

જગતના બધા જ ઝેરના શિરમોર સમું ઊંટી ઝેર અડતાં જ પ્રાણ હરી લે. અન્ય ઝેરો તો પેટમાં પડ્યા પછી પ્રાણ લે પણ ઊંટી ઝેર તો અડતાં જ જીવ લઈ લે.

એ ય સાચું કે રાજસ્થાન, કચ્છ અને સિંધના રાજરજવાડા

કુંવરીને કરિયાવરમાં ઊંટી ઝેર પણ આપતા. ઊંટીઝેર વગર કરિયાવર અધૂરો ગણાતો.

વિષધર ભુજંગના ઝેરભર્યા મોરાનો જ ખોરાક ખાનાર હાકરિયો વીંછી ઊંટને કરડાવાતો. હાકરિયા વીંછીનો ડંખ લાગતાં જ ઊંટ જેવું આકુત જાનવર પણ પાંચ પળમાં જ પ્રાણ છોડતું. ત્રણ દિ' પછી મારેલા ઊંટની ખૂંધમાં રહેતું પાણી સંભાળથી કાઢી લેવાતું. આ ઊંટી ઝેર...જગતમાં જેનો જોટો જડતો નહોતો એવું આ હળાહળ ઝેર—અડતાં જ પ્રાણ હરનારું વિષ !

ઊંટી ઝેરનું નામ સાંભળતાં જ થરકેલા મનને સ્થિર કરી વાળતી મરધાંનેણી સ્વસ્થ અવાજે બોલી : 'હા—જલધર મારા જોબનના વિષથી મરશે નહિ તો હું એને ઊંટી ઝેરથી જમસદન પહોંચાડીશ.'

કો વરવો વિચાર આવતાં સજાગ બનેલી માયાદેવી ટાઢા-ક્રૂર સાદે બોલી : 'મરધાંનેણી, ઊંટી ઝેરથી અદકું કાતિલ ઝેર મારી પાસે છે.'

'હેં !' મરધાંનેણી બોલી ગઈ : 'બા, જગતભરમાં ઊંટી ઝેરનો જોટો જડતો નથી. અડતાં જ જીવ લેનાર ઊંટી ઝેરથી અદકું કાતિલ વિષ આ વિશ્વમાં અવતર્યું નથી.'

'છે.'

'ઝેરનું નામ બોલો.'

'ઊંટી ઝેરથી યે વધુ કાતિલ ઝેરનું નામ છે બદનામી.' માયાદેવી કઠોર અવાજે બોલી : "ઊંટી ઝેર તો પ્રાણ જ હરે પરંતુ બદનામી માનવીનું જીવતર જલાવે. જિંદગી ખારીધૂધવાડ બનાવે.'

'કાંઈ યે સમજાતું નથી.'

'સાંભળ !' માયાદેવી નિર્લજ નઠોર અવાજે બોલી : 'જલધર તારા જોબનમાં મોહાંધ નહિ બને તો હું એને બદનામ કરીશ.'

'સમજાવો.'

'મરઘાંનેણી, આપણને જલધર નડે છે એમ રાજસ્થાનના એક રજવાડાની રાણીને એનો મહામંત્રી નડતો'તો. એ મહામંત્રી પણ જલધર પેઠે કુંવારો જ હતો. ચાલાક રાણીએ મહામંત્રીનું સાલ કાઢવા ત્રાગડો રચ્યો. તારા જેવી રૂપાળી ને વફાદાર વડારણને સીસકારી. હુડદાવેલી વડારણ સાંજ વેળાએ મહામંત્રીના ઘરે ગઈ. વડારણે મહામંત્રીને ફસાવવા અનેક ધામા ધમ્યા. પણ મહામંત્રી ચળ્યો નહિ. હારણ બનેલી વડારણે મહામંત્રીના ખોળામાં પડતું મૂક્યુ. પોતાના હાથે જ ઘાઘરો–કાપડું ફાડ્યાં. રાડો નાંખી કે બચાવો...બચાવો...મહામંત્રી મારી આબરું લૂટે છે. ને સંકેત મુજબ રાણીના કહ્યાગરા સામંતો મહામંત્રીના ઘરમાં પ્રવેશ્યા. મહામંત્રીના ઘેરથી નીકળેલી વડારણ ઊભી બજારે રોતીકકળતી રાજમહેલે પહોંચી. ગામ આખામાં વાત ફેલાઇ કે સાધુપુરુષ મનાતા મંત્રીએ રાજની રૂપાળી વડારણની આબરુ પર હાથ નાંખ્યો. મહામંત્રીએ ગરીબ ગોલી પર બળાત્કાર ગુજાર્યો. થઇ રહ્યું...મહામંત્રી નિર્દોષ હતો છતાં લોકઅપવાદ આંબી ગયો. દિ' ઊગ્યા પહેલાં જ મહામંત્રી ભાગી ગયો.'

'એટલે...'

'મરઘાંનેણી, જો મહામંત્રી જલધર કોઇપણ ઉપાયે મારી જાળમાં ફસાશે નહિ તો છેવટે એને બદનામ કરીશ. બેઆબરુ કરીને દેશવટો દઇશ.' માયાદેવી લપસાવનારા સાદે બોલી: 'તું મારી વફાદાર વડારણ. દીકરી કહું તો દીકરી ને ગોલી કહું તો ગોલી. જલધરને બદનામ કરવાની ભવાઈ પણ તારે જ ભજવવી પડશે.'

દારુડિયા પેઠે ડોલતી પ્રમત્તજોબના મરઘાંનેણી આંખોનો હીણો ઉલાળો કરતી બોલી: 'બા, પુરુષ માત્ર પામર છે. અપસરા મેનકાએ

મહાતપસ્વી વિશ્વામિત્રને ય ચળાવ્યા હતા. તપસ્વી તપ ભૂલીને મેનકાના ચરણમાં આળોટયાં હતાં. પરિણામે શકુંતલા જન્મી'તી.'

શિકાર ગળવા સાબદી બનેલી નિર્દય અજગરણ જેવી માયાદેવી મીઠા સાદે બોલી : 'તું મારો હૈયા–વિસામો છે.'

પણ કોઈ વિચાર આવતાં મરધાંનેણી ઉતાવળા સાદે બોલી; 'બા, હું અનેક કામ પ્રસંગે અનેક વાર મહામંત્રીના ઘરે ગઈ છું."

"વાત કર."

"બા, જલધર નિર્મોહી છે. પુરાણકાળના રૂષિ જેવું સાદું જીવતર જીવતો મહામંત્રી સાવ સામાન્ય માનવી પેઠે જીવે છે. પુરાણકાળના રૂષિની કુટિરની યાદ આપતાં સાદા ઘરમાં રહેતો જલધર આપનિવેદી છે."

"આપ-નિવેદી એટલે ?"

"એ કોઈના હાથતું રાંધેલું ખાતો નથી."

"શું વાત કરે છે?"

"બા, ઝૂંપડી જેવા સાદા અને સ્વચ્છ ઘરમાં એકલો રહેતો મહામંત્રી કોઈનીયે સેવા સ્વીકારતો નથી. એને સેવકો સદતા નથી. લાલ લુગડાથી આઘા ભાગતા જલધરના ઘરમાં સ્ત્રીને પગ મૂકવાની યે મનાઈ છે. ખાખી બાવા જેવા જલધરનું ઘર ભગવાન શંકરના મંદિર જેવું પવિત્ર અને નાગડા બાવાના અખાડા જેવું સુંવાળપહિણું છે."

"મેં તો ધાર્યું હતું કે સિંધનો મહામંત્રી રાજસી ઠાઠથી રહેતો હશે. સુમરા સામંતો જેવી સુખસાહ્યબી ભોગવતો હશે. મેં માન્યું હતું કે મહામંત્રીના ઘરે નોકરો હશે ને નોકરાણીઓ પણ

હશે. ને...ને...એકાદ નમણી નોકરાણી પર મહામંત્રીની અમી નજર ઠરી હશે."

"ના–ના–ના!" મરઘાંનેણી સાફ સાદે બોલી ગઈ.

"મરઘાનેણી, મેં માન્યું હતું કે સત્તાશોખીન મહામંત્રી જલધરે અનર્ગળ લખમી ભેગી કરી હશે. એ દેવરાજ ઈન્દ્ર જેવા વૈભવ ભોગવતો હશે.'

"ના. જલધર તો પુરાણકાળના રૂષિમુની જેવું સાદુ ને પવિત્ર જીવન જીવે છે.' મરઘાંનેણી સહેજ હતાશ સાદે બોલી: "બા, એના ઝૂંપડી જેવા ઘરમાં નથી નોકર કે નથી નોકરાણી. એ હાથે રાંધે છે ને એક વખત જમે છે. નજરે તો નથી જોયું પણ સાંભળ્યું છે કે જલધર ઘરે પહોંચતાં વેંત જ મહામંત્રીના મોંઘામૂલા જરકશી જામા ઊતારી નાંખીને રૂષિમુની પેઠે લંગોટ ધારણ કરી વાળે છે. આખા ડીલે ભભૂતી ભૂંસી વ્યાઘ્રચર્મ પર બેસીને ભગવાન શંકરનું પૂજન કરે છે."

જલધરનું જીવતર જાણીને ઓઝપાયેલી માયાદેવી સકંપ સાદે બોલી: "તો...તો...આપણી ધારણા બર નહિ આવે? જલધરને મહાત કરવો શક્ય નહિ બને?"

રૂપ–અભિમાની મરઘાંનેણી વિશ્વાસભર્યા સાદે બોલી: "તમે નાહક ઉચાટ કરોમાં. બા, જોગેશ્વર ભગવાન શંકર પણ ભુવનમોહિની ભીલડીમાં મોહ્યા હતા. જલધર તો માનવી છે. પુરુષ છે. એને મોહ પમાડવો એ તો સારા ડાબા હાથનો ખેલ. બા, માનવઘાટ ઘડનારાએ મને મોકળા હાથે નમણાંઈ બક્ષી છે."

"હા–તું છે તો ભલભલાને ભાન ભુલાવે એવી આકર્ષક."

"બા, જાહેરમાં પવિત્ર રહેતો પુરુષ એકાન્તે અપવિત્ર બને. એકાન્તે જુવાન સ્ત્રીને જીરવી જનાર જણ આ જગતમાં હજુ જન્મ્યો નથી."

"હા."

"બા, પુરુષમાત્ર પામર છે."

જોબન–મસ્તાની વડારણ મરઘાંનેણી કેટલુંયે બોલત–પુરુષ જાતને પેટ ભરીને નીંદત–પણ દોડતી આવેલી એક વડારણ, માયાદેવીના બંધ શયનખંડનાં બારણાં ખખડાવતી બોલી : "બા, બારણાં ખોલો... ઝટ બારણાં ઉઘાડો...સિંધુપતિ ઘોઘારાજ તમને પગે લાગવા આવ્યા છે. સિંધુરાજ સાથે જલધર મહામંત્રી પણ છે. સંધાદેવી ને રાજકુંવરી સુભગાયે સાથે છે."

શિકાર પર તળપેલી નછોરવી વાઘણ પેઠે છલાંગ ભરીને ઢોલિયા હેઠી ઊતરેલી માયાદેવીએ હડી કાઢીને બારણું ઉઘાડ્યું. શયનખંડમાં પ્રવેશેલા સિંધુપતિ ઘોઘરાજના વારણાં લેતી માયાવી માયાદેવી હેતઝરતા સાદે બોલી : 'જુગ જુગ જીવજે જોધાર."

પગમાં પડેલી રાજકુંવરી સુભગા માથે હાથ ફેરવતી માયાદેવી ગળતા સાદે બોલી: "દીકરી, હું માતા પાર્વતી પાસે પ્રાર્થના કરીશ. તને સારાં ઘરવર મળે એ માટે ભગવાન શંકરને વીનવીશ"

માયાદેવીનું બોલવું સાંભળીને રાજકુંવરી સુભગા શરમાઈ ગઈ. રાજમાતા સંધાદેવીનું હૈયું દર્યું.

બે હાથ જોડીને ઊભેલા મહામંત્રી પર વેધક નજર નોંધીને ઊભેલી મરઘાંનેણીનું મન બોલ્યું : 'આ પર્વત જેવો પુરુષ મારા રૂપ જોબનથી હલબલશે ખરો?'

સિંધુપતિ ઘોઘરાજને ઢોલિયા પર બેસાડતી માયાદેવી સાચક સાદે બોલી : "મારા કુંવર, હવે તમે બાપની પાટે બેઠા. સિંધુપતિ બન્યા, મારી આંખો ટાઢી. સો વરસ જીવો ને સુખે રાજપાટ ભોગવો. રૈયતને પાળોપોષો. સાચા રાજવી બની રહો. બાપનું નામ ને માની કૂખ ઉજાળો પણ."

" પણ શું ? "

માયાદેવી ગળતા સાદે બોલી : " ઘોઘારાજ, હું દુર્ભાગી. મેં ચનેસર જેવા કુલઘાતકીને જન્મ આપ્યો. જો મને ખબર હોત કે મારું ધાવણ ધાવેલો ચનેસર જાતિદ્રોહી બનશે તો હું એને ધવરાવત જ નહિ. જન્મતા વેંત ગળેચીપ દેત."

" માતા . " ઘોઘરાજ કાંપી ઊઠ્યો.

" ઘોઘારાજ, યાદ રહે – હવે હું ચનેસરની મા નથી ને એ મારો પુત્ર નથી. એવા પુત્ર કરતાં તો હું વાંઝણી રહી હોત તો સાત થોક સારું હતું."

" આવડું બધું શું છે ? "

" ઘોઘારાજ, તમે ચેતતા રહેજો. રાજહક્ક છીનવાઈ જતાં પાગલ બનેલો ચનેસર દિલ્હીના પાદશાહના શરણે ગયો છે. એ દેશદ્રોહી વરવા આચારવિચારવાળા અલાઉદ્દીન પાદશાહને સિંધ પર આક્રમણ કરવા ઉશ્કેરશે. ભૂમિ ભૂખ્યો પાદશાહ ચનેસર જેવા કુલઘાતકીના સહારે સિંધ પર ચડાઈ કરશે. ખૂની અલાદિયાનો સાવગળ ડોળો સિંધ પર પડ્યો છે. તમે ચેતજો – ચેતતા રહેજો."

" સુમરા સાબદા છે." ઘોઘારાજ બદલે મહામંત્રી જલધરે જવાબ વાળ્યો.

માયાવી માયાદેવી જલધર તરફ વળી, એ હેતાળ સાદે બોલી : ' મહામંત્રી, મરહુમ કહેતા ' તા કે સિંધનો રાજવહિવટ જ્યાં સુધી સજાગ મહામંત્રી જલધરના હાથમાં છે ત્યાં સુધી સિંધનું કુલેય નહિ ફરકે. ' માયાદેવી ભારે સાદે બોલી : ' મરહુમ પૂરણ ભાગ્યશાળી હતા. એમના રાજઅમલ દરમિયાન ચનેસર જેવો દેશદ્રોહી સુમરો પાક્યો નહોતો. ચનેસર દેશદ્રોહી બન્યો છે. એ ધર્માંધ પાદશાહ અલાઉદ્દીનના શરણે ગયો છે. ખૂની અલાદિયો ભૂમિ સાથે

રૂપનો પણ લૂટારું છે. મહામંત્રી, સારાય હિંદમાં સિંધની સુમરીઓનાં રૂપનાં વખાણ થાય છે. આકર્ષક સુમરીઓનાં સૌન્દર્યનાં વખાણ સાંભળતાં જ વિષયાંધ પાદશાહ સિંધ ઉપર ચડશે. એમાં મીનમેખ થાય નહિ. અભાગિયો ચનેસર વિદાય વેળા બોલ્યો'તો કે હું પાદશાહ અલ્લાઉદ્દીનને સિંધની અનર્ગળ સંપતિ અને સુંદરીઓના અનુપમ સૌંદર્યની લાલચ આપીને સિંધ પર દોરી લાવીશ.'

"હં – ચનેસર એવું બોલ્યો'તો ખરો."

"હા...હા...જાવ–સુખે રાજ ભોગવો. સિંધના દુશ્મન ચનેસરથી ચેતતા રહેજો. દિલ્હીના પાદશાહને જડબાતોડ જવાબ આપવા સાબદા રહેજો."

અક્ષરેય બોલ્યા વગર સૌ કોઈ પાછા વળી ગયા. માયાદેવીના વાણીવર્તન જોઈને બધા ભરમાયા. પણ ભરમાયો નહોતો એક જલધર. એનું માનવ–પારખ મન ઊંડું ઊંડું બોલ્યું : 'આ... ફરેબ છે. માયાદેવી માયાવી છે.'

પણ સમયસૂચક મહામંત્રી જલધર મનની વાત કટાંણે છતી કરે એવો મૂરખ નહોતો.

શીળી સાંજ ઢળી.

ને જનમ-ગોબરી ચે ઓળીચોળીને માથડાં ગુંથે ને પંડ વીંછળે એવા વરણાંગી સમયે વરણાંગણ વડારણ મરઘાંનેણી મહામંત્રી જલધરના ગામના છેવાંડે આવેલા એકાન્ત આવાસે આવી પહોંચી.

ચાર નાની નાની ઝૂંપડીઓ વચ્ચે આવેલી મોટી ઝૂંપડીમાં વસતા જલધરના આંગણે આવેલી મરઘાંનેણી તપસ્વી વિશ્વામિત્રને ચળવા આભમાંથી ઊતરેલી અપ્સરા મેનકા જેવી વિલાસી ભાસતી'તી.

જોગંદર જેવા જલધરના ચરણમાં પ્રમત્ત રૂપજોબનનો થાળ

ધરવા આવેલી મરઘાંનેણીના નમણાં ચહેરા પર નર્યો વિકાર લીંપાયો 'તો.

પાણીમાં રમતી જળો જેવી રંગભરી ચાલે ચાલતી મરઘાંનેણીનો ઉપડી ચૂકેલો હૈયા-ઉભાર તાલબદ્ધ હિલોળા લેતો'તો.

અભિસારિકા બનીને આભમાંથી ઊતરેલી અપ્સરા જેવી ભાસતી મરઘાંનેણીની આંખોમાં વિલાસ અંજાયો હતો. અંતરમાં વિકાર ઉછળતો'તો.

પ્રભુભક્તિનો આદેશ આપતા આવા પવિત્ર સમયે અપવિત્ર મનવાળી અક્કરમી મરઘાનેણી પવિત્ર પુરુષ જલધરને અપવિત્ર બનાવવા આવી હતી.

દેવ મંદિરમાં સંધ્યાની આરતી બજી. આરતીનો રણઝણાંટ કાને જ્યતાં જ પૂજાખંડમાં બેઠેલા જલધરનો ભક્તિભર્યો અવાજ ઊઠ્યો : "તું જગતનો પિતા અને પાલણહાર. હે દેવાધિદેવ, અમારું રક્ષણ કરજે. રાજકુળનું રખોપું રાખજે. સિંધનું શુભ કરજે."

ઘડીભર અબોલ રહેલો જલધર આશીર્વાદ આપતા અવાજે બોલ્યો : "દેવ, માર્ગ ભૂલેલા રાજકુંવર ચનેસરનું યે ભલું કરજે. એને સદ્બુદ્ધિ આપજે. પાપી માર્ગથી પાછો વાળજે. એને લાંબુ આવરદા બક્ષજે. માયાદેવીને જીવવા જેમ બક્ષજે. રાજકુંવરી સુભગાને સારા મરવર અપાવજે. સહુકોઈનું ભલું કરજે. માયાદેવીની રૂપાળી વડારણ મરઘાંનેણીને મનવાંછિત મૂરતિયો આપજે. મને ભક્તિ આપજે. મારા હૈયામાં લોભ લાલચ પ્રવેશવા દઈશમાં.'

પોતાને હતો નહોતો કરવા સાબદી બનેલી માયાદેવીનું યે ભલુ વાંછનાર વિતરાગી મહામંત્રીની પ્રાર્થના સાંભળીને જલધરને ચળવા આવેલી. મરઘાંનેણીના હૈયા પર ચડેલો વિલાસમેલ આપોઆપ ધોવાઈ

ગયો. વિકારવિહિન બનેલી મરઘાંનેણીનું અંતર મહાપુરુષ જલધરના ચરણમાં આળોટવા ઉત્સુક બન્યું.

પવિત્ર બનેલા દેહ, મન પ્રાણવાળી મરઘાંનેણી પગના ફણા પર ઊભીને જલધરના પૂજાખંડમાં ડોકાઈ. પણ પૂજાખંડમાંનું પવિત્ર દૃશ્ય જોઈને તો એ આખેઆખી બદલાઈ જ ગઈ.

નાનકડા પૂજાખંડમાં નર્યી સાદાઇ પથરાઈ હતી. સ્ફટિકના નાના શિવલિંગ પડખે માતા પાર્વતીની નમણી મૂર્તિ શોભી રહી'તી. દેવાધિદેવ સમક્ષ ઘીની જ્યોતું જલતી'તી. દશાંગ ધૂપની પવિત્ર સોડમ પૂજાખંડમાં આંટા મારતી'તી. મહાપાપી પણ પૂનિત બને એવા પવિત્ર વાતાવરણવાળા ખંડ મધ્યે લંગોટધારી જલધર પદ્માસન વાળી બેઠો'તો. આખા ય શરીરે ભસ્મ ધારણ કરેલો જલધર ભગવાન શંકરના વડા ગણ વીરભદ્ર સમો પવિત્ર અને તેજસ્વી ભાસતો'તો.

પૂજાથી પરવારેલા જલધરે વળી પ્રાર્થના કરી : ' દેવાધિદેવ, સહુનું કલ્યાણ કરજે. સુમરાનું શહુર વધારજે. સિંધનું રક્ષણ કરજે. માયાદેવીને સદ્બુદ્ધિ દેજે અને મરઘાંનેણીનો મનમેલ ધોઈ નાંખજે.'

પોતા માટે પ્રાર્થના કરતા મહામંત્રીને જોઈસાંભળીને સ્તબ્ધ બનેલી મરઘાંનેણી સ્થિતિસંજોગ વિસરી ગઈ. કર્તવ્યકર્મ ચૂકી ગઈ. અસાવધ બનેલી મરઘાંનેણીએ અચાનક પગ ઉપાડયો કે એણે પહેરેલાં સોનાનાં ઝાંઝર રણઝણી ઊઠયાં.

ઝાંઝરનો માદક રવ કાન પર પડતાં જ સજાગ બનેલા જલધરે પ્રાર્થના સંકોરી–સંકેલી.

પણ જલધર કાંઇ બોલે ના બોલે એ પહેલાં તો પૂજાખંડમાં પ્રવેશેલી મરઘાંનેણી પદ્માસન વાળી બેઠેલા જલધરના ખોળામાં માથું ઢાળી દેતી બોલી : ' દેવ, મારા ગુના માફ કરો.'

અચરજ વાગોળતો જલધર પોતાના ખોળામાં માથું ઢાળીને

રોતી મરઘાનેણીને આઘી કરવા નાહક મથતો બોલ્યો : 'તું...તું... આઘી ખસ. સામા મોંએ વાત કર. તેં મારો કોઈ ગુનો નથી કર્યો.'

'હું તમારી ગુનેગાર છું.'

'ના – તું નિર્દોષ છે.' જલધરે આશ્વાસન આપ્યું.

ધડેડાટ વહેતાં આંસુથી જલધરનો ખોળો પલાળતી મરઘાંનેણી બોલી : 'હું તમને ચળવા આવી'તી. મારા રૂપજોબનના હથિયાર વડે મહાત કરવા આવી'તી. હું પાપણી – તમારા જેવા પુણ્યશાળી જીવને પાપમાં ઢસડવા આવી'તી.'

'સમજાય એવું બોલ.'

'દેવ, માયાદેવીએ મને શીસકારી હતી.'

'શું કરવા?' જલધરે સવાલ કર્યો.

'તમારું પતન કરવા.' જલધરના પહોળા ખોળામાં મોં સંતાડી વાળતી મરઘાંનેણી બોલી : 'હું આવી'તી તમારા પર મારાં રૂપજોબનનાં જાદુ પાથરવા. હું આવી'તી તમારા તપનો ભંગ કરવા. તમારું ઘોર પતન કરવા જ હું સોળે શણગાર સજીને આવી'તી! હું આવી'તી ત્યારે મારા અંતરમાં મારા રૂપનું અભિમાન અને જોબનની ખુમારી ભરપૂર ભરી'તી. પણ...હવે...'

'હવે?'

'હવે હું પવિત્ર બની છું.' રડરડ રોતી મરઘાંનેણી સાફ સાદે બોલી : 'મને માફી આપો. મેં તમારો જબરો ગુનો કર્યો છે. હું તમારી ગુનેગારણ છું.'

'માફી આપી.' જલધર શાંત સાદે બોલ્યો.

માફી મળતાં હિંમતમાં આવેલી મરઘાંનેણીએ મોં ઊંચું કર્યું. જલધરની આંખમાં આંખ પરોવતી એ પૂનિત સાદે બોલી : 'મહામંત્રી, તમે માનવી નથી–દેવ છો.'

'માનવી માત્ર સાચો માનવી બની રહે તો ય ઘણું.'

આંખો વાટે અફસોસ ઢોળતી મરઘાંનેણી દુઃખભર્યા સાદે બોલી: 'મેં આચરેલું આ મહાપાપ હું મરીશ તો ય નહિ ભૂલું.'

'તેં કોઈ પાપ નથી કર્યું.'

'હું તો તમને પાપમાં પળોટવા આવી'તી.'

'એ તો તું જાણે. તેં મને પાપ-પંકમાં ખરડવા લોભાવ્યો નથી.'

'હું સાચું કહું છું.'

જલધર પવિત્ર સાદે બોલ્યો: 'મરઘાંનેણી, તું પાપી નથી. જો તું પાપી હોત તો તારા અંતરમાં આવો પશ્ચાતાપ જાગત જ નહિ. તું પવિત્ર છે. પણ માયાદેવીએ તને પાપાચાર કરવા વિવશ બનાવી હશે. તું મને ભ્રષ્ટ કરવા સાબદી યે થઈ હશે. છતાં હુ કહું છું કે તું પવિત્ર છે. તારું અંતર માતા પાર્વતીના ધાવણ સમું પવિત્ર છે. તું નિષ્કલંક કુમારકા છે.'

'મહામંત્રી...' કહેતી મરઘાંનેણી વળી રોઈ પડી.

ખોબામાં મોં સંતાડી બેઠેલી મરઘાંનેણીના ખભા પર હાથ મૂકતો જલધર પૂનિત સાદે બોલ્યો: 'મરઘાંનેણી, તું પવિત્ર છે.'

'હું પવિત્ર છઉં?'

'હા-સ્ત્રી અપવિત્ર હોય જ નહિ.'

'શું તમે મને પવિત્ર માનો છો?'

'હા-હા.'

કો નિર્ણય કરી ચૂકેલી મરઘાંનેણી ઉભેલા જલધરના પગ પકડતી બોલી: 'દેવ, જો તમે મને પવિત્ર માનતા હો તો, હૃદયપૂર્વક શુધ્ધ માનતા હો તો...તો...'

‘દેવ, સિંધ પરથી પાદશાહી આફત આઘી થતાં તો તમે મારો સ્વીકાર કરશોને?’

‘ભગવાન શંકરની શાખે કહું છું.’

જલધરની બથમાંથી વેગળી થયેલી મરઘાંનેણી માયામહેલ તરફ હાલતી થઇ ત્યારે રાતનો પ્રથમ પ્રહર વીતી ગયો’તો.

ને પારસમણિનો સ્પર્શ થતાં લોઢું સોનું બને એમ જલધરનો પુણ્યશાળી સ્પર્શ થતાં જ મરઘાંનેણીનાં દેહ-મન-પ્રાણ પવિત્ર બની ગયાં’તાં.

સુરૂપ માયાદેવીનો સ્વભાવ કુરૂપ હતો. એની નિર્દયતા સાંભરતાં જ હાડોહાડ કાંપી ઊઠેલી મરઘાંનેણી અસાવધપણે બોલી ગઈ: 'હું માયાદેવીને શું જવાબ દઈશ?'

જોગંદર જેવા જલધરને પોતાના રૂપ–જોબનમાં ફસાવા ગયેલી મરઘાનેણી ખુદ ફસાઈ પડી'તી. જલધરનો પવિત્ર સ્પર્શ થતાં જ પાપાચાર આચરવા આવેલી મરઘાંનેણી નર્મદાના નીર જેવી નિર્મળ બની ગઈ હતી.

છતાં...મરઘાંનેણી માયાદેવીને સાચી વાત કહી શકે એમ નહોતી. એ સાચી વાત છતી કરે તો જલધરની હાડોહાડ વેરણ માયાદેવી મરઘાંનેણીની ચામડી ઉતરડી લે. વાંસો ફાડી નાંખે.

એમાં માયાદેવીનો શું દોષ? એણે મરઘાંનેણીને માઠી જ મહામંત્રીને પૂજવા મોકલી'તી? એણે મરઘાંનેણીને જલધરનો પુનિત પ્રેમ સંપાદન કરવા સીસકારી'તી? મહામંત્રીનું પતન કરવા હુડદાવેલી મરઘાંનેણી, જલધરનો પુનિત પ્રેમ પામીને પાછી વળે તો માયાદેવી એને માફ કરે ખરી?

સોનારની ભઠ્ઠીમાં તવાઈને શુદ્ધ બનેલા કંચન જેવા વિશુદ્ધ મનવાળી મરઘાંનેણી મનમાં બોલી: 'મારે અસત્યનો આશરો લેવો શું કામ? હું માયાદેવી સમક્ષ સાચી વાત છતી કરીશ. બેધડક કહીશ કે હું જલધરની છું ને એ મારા છે. અમે પૂરવભવની પ્રેમ-સગાઈથી બંધાયેલા છીએ. હું જલધરને મારા પગમાં પાડવા ગઈ હતી પણ એના પગમાં પડીને પાછી ફરી છું. હું હાથ જોડું, તમે એને કનડશોમાં. મારા ગત જન્મના પતિ જલધરનો પ્રાણ લેવા સોણેય વિચારશોમાં.

આવો પાકો નિરધાર કરી ચૂકેલી મરઘાંનેણીએ માયા મહેલના પ્રાંગણમાં પગ મૂક્યો. પણ મહેલનાં પગથિયાં ચડતી મરઘાંનેણીનું મન ઢીલું પોચું થવા માંડ્યું. ને માયાદેવીને જોતાં તો મરઘાંનેણીનો

નિર્ણય ઓગળી ગયો. માયાદેવીની ધાકથી ધ્રૂજતી મરઘાંનેણીએ નર્યો અસત્યનો આશરો લીધો.

વૈભવથી ભર્યાભર્યા શયનખંડમાં આવી ઊભેલી મરઘાંનેણી પર નજર પડતાં જ માયાદેવી અચરજભર્યા સાદે બોલી ઊઠી: 'મેં તો ધાર્યું હતું કે તું રાતના પાછલા પ્રહરે પાછી ફરીશ'

અબોલ અને અડોલ ઊભેલી મરઘાંનેણીને પગથી માથા સુધી નાંણતી માયાદેવી ધીરા સાદે બોલી: 'પણ તું પાછી કેમ વળી આવી?'

મરઘાંનેણીના શણગાર વણચોળાયાં હતાં. એનો અંબોડો શણગારતી વેણી આંગળવાયે ખસી નહોતી. આ જોતાં જ વિલાસ-શોખીન માયાદેવી વગર કીધે પામી ગઈ હતી કે મરઘાંનેણી કાં તો અધવચ્ચેથી પાછી આવી છે ને કાં તો જલધરનું પૂજન કરીને પાછી ફરી છે.

ધરતી પર નજર ઢાળી ઊભેલી મરઘાંનેણીના રૂડા ચહેરા પર છવાયેલા ભાવો વાંચવા મથતી માયાદેવી મીઠા સાદે બોલી: 'બોલ-જવાબ દે. સિંહ કે શિયાળ?'

માયાદેવીના શયનખંડમાં ખીંતીએ ટીંગાતાં ચામડાની વાધરિયો ગંઠેલા જેરબંધ પર નજર પડતાં સજાગ બનેલી મરઘાંનેણી મોં પર મલકાટ લાવતી બોલી: 'સિંહેય નહિ ને શિયાળેય નહિ'

'સમજાય એવું બોલ–સમજાવ.'

મરઘાંનેણી મારની બીકે નરાતાળ ખોટું બોલી: 'મારા ગયા ભવના દુશ્મન ઓલા કચ્છી માડુઓએ મારું કર્યુંકારવ્યું ધૂળમાં મેળવ્યું. મારી મહેનત પર પાણી ફેરવ્યું.'

'કચ્છી માડુ? કયા કચ્છી માડુ? કચ્છી માડુ અહીં ક્યાંથી?'

નિર્દય માયાદેવીથી ડરેલી મરઘાંનેણીએ વાત ઉપજાવી : ‘બા, કચ્છી માડુઓ મારા આડે આવ્યા ના હોત તો હું મહામંત્રીને હથેળીમાં નચાવત.’

‘મારી ઇચ્છા આડે આવનાર કચ્છી માડુઓ છે કોણ?’

સાદને સમોનમો કરતી મનકળુ મરઘાંનેણી બોલી : ‘બા, જલધરને મળવા આવેલા કચ્છીઓ સામાન્ય નથી. એક છે અખડો અડભંગ, બીજો છે મેઘવાળ વીર ઓરસાજી અને ત્રીજો છે મેઘવાળ સંત મામઈ...કચ્છના કર્તાહર્તા અને મોભી રાજપુરુષો જલધરને રામ રામ કરવા આવ્યા’તા.’

‘પણ એ કચ્છી રાજપુરુષો અહીં આવ્યા હશે શું કામ?’

‘બા, કચ્છી માડુઓ મરહુમ સિંધુપતિની લોકિકે આવ્યા છે.

વાત સાંભળતાં માયાદેવીના અંતરમાં ઉંઘતું અભિમાન સળવળ્યું. એ કઠોર સાદે બોલી : ‘કચ્છી માડુઓ મરહુમ સિંધુપતિની લોકિકે આવ્યા હોય તો એમણે મારા માટે તો આવવું જોઈને!’

‘એ સિંધુપતિ ધોધારાજને મળ્યા હશે. રાજમાતા સંધાદેવીને આશ્વાસન આપ્યું હશે.’

ચાલતી વાત વિસરી ગયેલી માયાદેવી અભિમાની સાદે બોલી : ‘મરઘાંનેણી, રાજમાતા બનેલી સંધાદેવી હવે મારો મરતબો જાળવતી નથી. સિંધુપતિ જીવતા’તા ત્યારે તો સંધાદેવીનું કાંઈ યે ઉપજણ નહોતું. હું હતી માનેતી ને એ હતી અણમાનેતી. હું હતી મહારાણી ને એ હતી સામાન્ય રાણી...સિંધુરાજ જતાં મારાં માનપાન ઘટી ગયાં. ધોધારાજનો રાજ્યાભિષેક થતાં મારો મોભો ઝુંટવાઈ ગયો.’

‘હા–બા.’

સાણસામાં પકડાયેલી કાળી નાગણી પેઠે ફુત્કાર કરતી માયાદેવી

ત્રાડી: 'હું મહારાણી હતી ને રહીશ. મારો મોભો ને મરતબો નહિ સચવાય તો...હું...'

'તમે શું કરશો ?' મરઘાંનેણીએ પ્રશ્ન કર્યો.

માયાદેવી ચીસ જેવા સાદે બોલી : 'હું શું કરીશ ? મરઘાંનેણી, યાદ રહે, હું લાહરકન્યા છું. મારો મરતબો સચવાશે નહિ તો હું મારો પ્રાણ કાઢી નાંખીશ. મને અપમાનિત કરનારનો જીવ લઈશ.'

પણ જલધર યાદ આવતાં સજાગ બનેલી માયાદેવીએ આડી અવળી વાતો આઘી ઠેલીને મૂળ વાત પકડી : 'વાત કર; કચ્છી માહુઓ કટાંણે આવ્યા ને તારું કર્યું–કરાવ્યું ધૂળમાં મળ્યું.'

'હા–બા.'

'માંડીને વાત કર.'

'બા, આભમાંથી સંધ્યા ઊતરી કે હું ગે સોળે શણગાર સજીને પહોંચી હતી. મહામંત્રીની પર્ણકુટી જેવી ઝુંપડીએ. હું એના ઘરે પહોંચી ત્યારે મહામંત્રી ભગવાન શંકરની પૂજા કરતો'તો. આખા ડીલે ભભૂતિ ભુંસી, ફક્ત લંગોટ પહેરીને મહાદેવની પૂજામાં પરોવાયલા મહામંત્રીના ઘરમાં આછું અંધારુ આળોટતું હતું.'

'પછ ?'

'હું પહોંચી પૂજા ખંડમાં. પ્રાર્થનાથી પરવારેલા મહામંત્રીએ આંખો ખોલી કે હું એની નજરે ચઢી. મેં રૂડો અંગમરોડ કર્યો. એણે મને આંખથી આવકાર આપ્યો કે...કે...'

'શું ? બોલ, પછી મહામંત્રીએ શું કર્યું ?'

'તપસ્વી વિશ્વામિત્ર તપ ભૂલીને મેનકા અપસરાના પગમાં પડ્યા'તા એમ મહામંત્રી મારા પગમાં આળોટી પડ્યો. મારા ઝાંઝર રમાડતો મહામંત્રી વિવશ બનીને બોલ્યો કે, મરઘાંનેણી, તું તો અપ્સરાથી યે વધુ રૂપાળી છે.'

'હા...પછી?'

'પછી શું?' શરમાવાનો ડોળ કરતી મરઘાંનેણી અવળું જોઇને બોલી: 'બા, મેં નહોતું કીધું કે પુરુષ માત્ર પામર છે. નાડીનો પાક મનાતો પુરુષ પણ એકાંતે નાપાક બને છે. રાજસભામાં ગંભીર મનાતો આદમી એકાંતે, સ્ત્રી આગળ, વાચાળ બને છે.'

'એ તો હું યે જાણું છું. કામની વાત કરને મારી બઈ.'

'મારા રૂપજોબનમાં લુબ્ધ બનેલા મહામંત્રીએ મારા પગ છોડીને હાથ પકડયો. હાથ ઝાલીને મને અંદર દોરી, ત્યાં...ત્યાં જ...'

'શું?'

'પતનની ઘડીઓ ગણાતી'તી ત્યાં જ મારા ઓલા ભવના દુશમન કચ્છી માડુઓ મહામંત્રીના આંગણે આવી ઊભા.'

'પછી...પછી શું થયું?'

'મહામંત્રી સલવાણો. કચ્છના કર્તાહર્તા અબડો અણભંગ, વીર ઓરસાજી અને મેઘવાળ સંત મામઈને જાણ થાય કે રાજરજવાડાના મોટા ભાગના સામંતો જેવો, સિંધનો મહામંત્રી પણ લફંગો છે. એવું ના હોય તો એણે અસુર સમયે ને એકાંતે રૂપાળી વડારણને ઘરમાં ઘાલી જ ના હોત. એવું બને તો મહામંત્રીને મરવા જેવું થાયને?'

'એવું થયું હોત તો સારું હતું.' માયાદેવી નઠોર સાદે બોલી: 'પછી? શું થયું?'

'મહામંત્રીના કાન પર કચ્છી માડુઓનો સાદ અફળાયો કે એ ધ્રૂજી ઊઠયો. આબરુ સાચવવા મને આંખના ઈશારે વિનવી. ઝૂંપડીના પાછલા બારણાથી જતી રહેવા કાકલુદી કરી. આંગણે આવેલા કચ્છી મહેમાનોને કહે કે, આવો-આવો ને મને અતિધીરા

સાદે કીધું કે તું અટાંણે જતી રહે. અડધી રાતે આવજે. હું તારા પગ ધોઈને પીશ.'

'હં...' માયાદેવી રાક્ષસી સંતોષ વ્યક્ત કરતી બોલી : 'પહેલો પ્રહર તો વીતી યે ગયો. વાતવાતમાં વેળા વહી જશે. તું સાબદી થા.'

પોતાનો અધમ સ્વાર્થ સાધવા મરઘાંનેણીની કુંવારપનો ભોગ લેવા તૈયાર થયેલી માયાદેવીના ચહેરા પર પાવની સંતોષ છવાયો.

ને આસુરી ધ્યેય સિદ્ધ કરવા માયાદેવીએ પોતાના હાથે મરઘાંનેણીને શણગારી. સોળે શણગાર સજીને સજધજ થયેલી મરઘાનેણી રાજરાણી જેવી આકર્ષક ભાસતી'તી.

મધરાતનો ગજર થયો'તો. સારાયે નગર પર સૂનકાર શાંતિ છવાઈ હતી. પ્રૌઢા નારીનાં હરવા માંડેલા હેત પણ સળવળે એવા નિરવ સમયે મોંઘામુલા શણગાર સજેલી મરઘાંનેણી જલધરના આવાસ તરફ જઈ રહી હતી. સ્વર્ગની અપ્સરા સમી ભાસતી મરઘાંનેણીનાં ઝાંઝર માદક ઝંકાર કરતાં હતાં. એનાં અંગ-ઉપાંગમાંથી માદક ધ્રાંણ ફોરતી. પણ......વિલાસ-પરી સમી દેખાતી મરઘાનેણીનું અંતર દૂધ જેવું ઉજળું હતું. એના હૈયામાં પુણ્યભાવના ભરી'તી !

એ તો નિર્દય માયાદેવીનું મન મનાવવા ખાતર અડધ રાતે જલધરના ઘરે જઈ રહી'તી.

એ ય સાચું કે ઘડીવાર પહેલાં જલધરના પૂનિત સહવાસના પ્રતાપે પવિત્ર બનેલા દેહ-મન-પ્રાણવાળી મરઘાંનેણીનું હૈયું ય મહામંત્રીનો મીઠો સહવાસ માંણવા હણહણી રહ્યું હતું.

વીસ વરસની મરઘાંનેણી આજે પહેલવહેલો પુરુષ-સ્પર્શ પામી'તી. પહેલપરથમ પુરુષ-સ્પર્શ થતાં ભરજોબના મરઘાંનેણીના હૈયામાં મીઠો સળાકો જાગ્યો હતો. અંગેઅંગ કાંપી ઊઠ્યું'તું. રૂંવે રૂંવે અગોચર આકર્ષણ અનુભવીને અવળું થઈ ગયું'તું.

અભિસાર પોષવા આવેલી અભિસારિકા સમી દેખાતી મરઘાં-નેણી જલધરના આંગણામાં પહોંચી કે ખુંપ બની ગઈ.

સૂનકાર શાંતિ ચીરતો, પડખેની ઝુંપડીમાંથી ઉઠેલો સ્ત્રીનો કોમળ અવાજ સાંભળીને મરઘાંનેણી આભી બની ગઈ.

એનું ઘાયલ થયેલું અંતર લવ્યું : ઝુંપડીમાં સ્ત્રી ક્યાંથી? શું મહામંત્રીએ મારી પેઠે અન્ય જુવાનડીને ય ભોળવી હશે ? ભ્રષ્ટાચાર માટે બાળીભોળી જુવતીને અડધ રાતે નોતરી હશે ?

ઝુંપડીમાંથી વળી અવાજ ઊઠ્યો. સ્ત્રી બોલી : 'મંત્રી, તમે માનવી નહિ દેવ છો.'

મહામંત્રીએ જવાબ દીધો : 'માનવી માનવી બની રહે તોય ગનિમત.'

મહામંત્રીએ મરઘાંનેણીને ય આવો જ જવાબ આપ્યો'તો.

મહામંત્રીની બારહીંડાઈ જોઇને આખેઆખી બદલાઇ ગયેલી મરઘાંનેણીની પરવાળા જેવી પાતળી હોઠબીડ સખત બની. કાળઝાળ બનેલી મરઘાંનેણી મનમાં બોલી : 'પાપી નરાધમ !'

એ જ પગલે પાછી વાળવા સાબદી બનેલી મરઘાંનેણીનું લાહર લોહી ડણક્યું. એ અન્ય જુવતી સાથે રંગરાગ ખેલતા મહામંત્રીને મોઢા પર ઝાપટવા તૈયાર થઇ. મરઘાંનેણી મનમાં ગણગણતી : હું ક્યાં મહામંત્રીની ગોલી હતી? એણે મને છાતી સરસી દાબી, મારા હૈયા ઊંડાણે ઉઘતાં હેત જગાડનાર નરાધમને હું સાચાં વેણ કીધા વગર જતી રહું તો મારી જણેતાનું ધાવણ લાજે.

ઝુંપડીમાંથી ઊઠેલો સ્ત્રીનો અવાજ આંગણામાં ઊભેલી મરઘાં-નેણીનાં કાન પર અફળાયો : 'દેવ...મારા દેવતા...'

અન્ય જુવતીનાં પ્રેમાળ વચન સાંભળતાં જ મરઘાંનેણીને પગના અંગુઠાથી તે ચોટલા લગી ઝાળ લાગી. અટાંણુ સુધી ખૂંપ

બનીને ઊભેલી મરધાંનેણીએ પગ ઉપાડયો. ઝૂંપડી તરફ ડગ ભરતી મરધાંનેણીનું દુઃખી થયેલું દિલ લવ્યું: ભ્રષ્ટાચારી.

ધીરા ડગ ભરતી મરધાંનેણી ઝૂંપડી નજીક આવી. ગારમાટીથી લીંપેલી સ્વચ્છ ઝૂંપડીમાં કોડિયાના દિવાનો ટાઢો અંજવાસ પથરાયો'તો.

ઝૂંપડીમાં પાછળ ઊભેલી મરધાનેણીએ વા-બારામાં ડાકીયું કર્યું. પણ...ઝૂંપડીમાં સૂતેલી જુવાન સ્ત્રી પર નજર પડતાં તો એ આભી જ બની ગઈ.

મરધાંનેણીએ માન્યું'તું કાંઈ ને નીકળ્યું કાંઈ. એણે ધાર્યું'તું જલધરને 'દેવ દેવતા' કહેનારી સ્ત્રી રૂપાળી જુવાનડી હશે. એણે શણગાર સજ્યા હશે. દેહ વીંછળ્યો હશે.

પણ ઝૂંપડીમાં લાંબી થઈને સૂતેલી સ્ત્રી તો હતી રગતપીત્તણી! એના દેહ પર અસંખ્ય ધારા ને રૂંવેરૂંવે નારાં પડેલાં હતાં. નારાં અને ધારામાંથી પાચપરુ ત્રબકતું'તું. લોહી નીકળતું'તું. એના ફુટી ગયેલા શરીરમાંથી અસહ્ય દુર્ગંધ છૂટતી'તી.

લાંબી થઈને સૂતેલી સ્ત્રીનો આખો ય દેહ ઉઘાડો હતો. માએ જણી હોય એવા વરવા દરહણવાળી સ્ત્રીની કાયામાં જીવાંત ખદબદતી'તી.

રગતપીત્તણી પડખે બેઠેલો મહામંત્રી જલધર કોકરવરણાં પાણીથી રોગણીના પાચપરું ધોતો હતો. રૂના પોલ વતી સાફ કરેલા નારાંધારાં પર બળતરા મટાડનારો લેપ લગાડતો'તો.

માથું ફાડી નાખનારી દુર્ગન્ધ હસતા મોઢે સહતો જલધર મીઠા સાદે બોલ્યો: 'હમણાં બળતરા મટી જશે.'

જલધરે આશ્વાસન આપ્યું કે રગતપીત્તણી ગળતા સાદે બોલી: "દેવ, મેં તમને અનેકવાર વિનવ્યા છતાં તમે માનતા નથી. મને વનવગડે પહોંચાડો. કોઈ અવાવરુ થાનકે લઈ જાવ."

"શું કામ?"

"દેવ, રગતપીત્ત તો હડકાયું દરદ, હવાએ હાલે, સેવા કરનારને વળગે. હવે હું જીવવાની નથી. જીવવાનો મને મોહ પણ નથી. મારે તમનેય શીદને જોખમમાં મૂકવા?"

"પગલી..." કહેતો જલધર હસી પડ્યો.

આંસુ – ઢોળતી આંખે જલધરને જોતી રગતપીત્તણી ભાંગતા સાદે બોલી: 'હા – દેવ, હું પગલી છું. પગલી હતી. જો હું ગાડી ના હોત તો હાથ ચડેલા અમુલખ હીરાને ફેંકી દેત નહીં."

"હરહર ભજ."

રગતપીત્તણીએ પોતાની વાતનો દોર પકડ્યો : 'દેવ, સૂરજ અગ્નિની શાખે હું તમને પરણી. તમારી અર્ધાંગના બની. તમે કાશીએ ભણવા ગયા. હું જુવાન થઈ. હું અભાગણી જુવાની જીરવી શકી નહિ. હું ધર્મનું પગથિયું ચૂકી. પછી તો મારું પતન થયું. મેં રંડીએ હવસભૂખ ભાંગવા અનેક પુરૂષોને પંડ સોંપ્યો. પાતર્યનો આચાર આચર્યો. સ્વચ્છન્દતાના છેડે બેઠી. તમે વિદ્યા ભણીને ઘેરે આવ્યા. પણ મારા પાપાચાર જોઈને ઘર તજી ગયા.'

"એ બધું અટાણે શીદને સંભારે છે?"

રહ રહ રોતી રગતપીત્તણી કરુણ સાદે બોલી: 'હું મારો જોબનથાળ લઈને દેશવિદેશ ભાટકી. દેશી અને પરદેશી પુરુષોનો સંસર્ગ સાધ્યો. પણ મને મારાં પાપ આંબી ગયાં. મને રગતપિત્તનો રોગ વળગ્યો.'

'પ્રભુ ભજન કર. દયાળુ ભગવાન શંકરનું સ્મરણ કર. એ તારા દેહદિલ પર ટાઢક પાથરશે.'

મૃત્યુ તરફ સરતા માનવી જેવું મહામોયું હસતી રગતપીત્તણી બોલી: 'હું ભીખ માગતી અહીં આવી. તમે મને જોઇ, ઓળખી અને

ઘરે લઈ આવ્યા. છેલ્લા છ મહિનાથી મારી ચાકરી કરો છો–મરતા સુધી ચાકરી કરવાના છો. પણ હવે મારે જીવવું નથી. તમને દુભવવા પણ નથી. ભગવાન રૂદ્ર મને મૃત્યુ આપે તો હું લાખું ખાટી પણ...”

‘ પણ શું ?” રગતપીત્તણીના દેહ પર લેપ કરતા જલધરે પૂછ્યું.

“ મારી એક વિનંતી માનો. અંતિમ ઈચ્છા પૂરણ કરો.”

“ ઈચ્છા વ્યક્ત કર.”

“ તમે ઝટ લગન કરી લો.”

જલધર મરકીને બોલ્યો : “ એવડી ઉતાવળ કરવાનું કારણ શું ?”

“ મારા દિ’ ભરાઈ ગયા છે.”

“ જન્મ અને મૃત્યુ કોઈના વશમાં નથી.”

“ હું જાણું છું.’ રગતપીત્તણી રગરગી : ‘ દેવ, જ્યાં સુધી હું આ ઘરમાં વહુવારુને હરતી ફરતી નહિ દેખું ત્યાં સુધી નહિ મરું. મારું આયખું પૂરું થયું હશે ને હુ મરી જઈશ તો મારો જીવ અવચેળ ફરશે. આત્મા અસરગતિ પામશે.”

“ હું ગયાજીમાં શ્રાદ્ધ સરાવીને તારા જીવને ગતે ઘાલીશ.”

“ ના–ના. જ્યાં સુધી હું તમારી પરણેતરને નજરે નહિ દેખું ત્યાં સુધી મારો આત્મા ભૂત યોનીમાં ભટકશે.”

જલધરે ઠોળ્ય કરી : “ હું અધઘરડો થયો. વળી જનમભોમકા તજીને સિંધ આવી વસ્યો. હવે આપણો જાતભાઈ મને દિકરી દે નહિ.”

“ તો રજપૂતાણી પરણો.”

રગતપીત્તણીને બોલવું સૂજ્યું નહિ. મૂંઝાયેલી રગતપીત્તણીની આંખોમાંથી ધડડાટ વહેતાં આંસુ જોઈને પલળેલો જલધર સાચી વાત કરવા સાબદો બન્યો.

પણ જલધર કાંઈ બોલે ના બોલે એ પહેલાં ચોંકેલી રગતપીત્તણી

ઉતાવળા સાદે બોલી ઊઠી : " સાંભર્યું-સાંભર્યું. તમે જ કહેતા'તા કે તમારા ગયા જન્મારાની પત્ની સિંધુરાજના રાજમહેલમાં જુવાન થઈ રહી છે. તમે જ મને વાત કરી'તી કે મહારાણી માયાદેવીની લાડકી વડારણ મરઘાંનેણી તમારા ગત જન્મની ઘરવાળી છે. ગયા જન્મારે અધૂરો રહેલો પ્રેમ પૂરણ કરવા જ વિધાતાએ તમને અહીં ભેળાં કર્યાં છે."

" હા-મારો આતમરામ કહે છે કે મરઘાંનેણી મારી ગત જન્મની પત્ની છે."

" દેવ, તમે જ કહેતા'તા કે અવધી પૂરી થયે અમે આપોઆપ મળશું. અંતરાય તૂટયે મરઘાંનેણી મારી ધર્મપત્ની બનશે. છેલ્લાં પાંચ વરસથી તમે મરઘાંનેણીને યાદ કરો છો. જાગતા પૂજો છો ને ઊંઘતા વંદો છો. "

" હા-હું મરઘાંનેણીને મનોમન પૂજું છું."

" દેવ, તમે કહેતા'તા કે મરઘાંનેણી ખૂબ નમણી છે. એ વડારણ છતાં કુળવાન છે. મરઘાંનેણી ભગવાન રામચન્દ્રના પુત્ર લવના વંશજ લવાણાથી લોહરકન્યાના ઉદરે પેદા થઈ છે. "

" હા-દેવી. "

" હવે તો મરઘાંનેણી જુવાન થઈ હશે."

" હા. "

" તો પછી મોડું શીદને કરવું ? " રગતપીત્તણી રાજી થઈને બોલી : " તમારી અંતરાઈ ક્યારે તૂટશે ? મારી મરણ-ઇચ્છા કે'દિ પૂરી થશે ?"

" બહુ થોડા દિ'માં "

" વાયદો કરો. "

કોઈ વિચાર આવતાં જ જલંધરના ચહેરા પર વિષાદ છવાયો. એ દુઃખભર્યા સાદે બોલ્યો : " રાજહક્ક છીનવાઈ જતાં લોહરકન્યા

માયાદેવીનો અકુલિન કુંવર ચનેસર દિલ્હી ગયો છે. એ દેશદ્રોહી ખૂની અલાદીયાને સિંધ પર દોરી લાવવાનો છે. સિંધ પર વિધર્મી પાદશાહનો વરવો ઓથાર ઉતરવાનો છે. શૂરવીર સુમરા અલાદિયાના અફઘાનો સાથે ખૂંખાર જંગ ખેલશે એ સાચું; પણ...સિંધ પર આફતના વાદળ ઘેરાવાનો અણસાર કળાય છે. આવા કપરા સમયે હું મરઘાનેણીનાં હેતને મોકળાં મને આવકારી શકું નહિ."

"પણ...તમે ક્યારેય મરઘાંનેણીને હેતભરી નજરે નીરખી છે? એના પ્રેમને આવકાર્યો છે? પૂરવ ભવની પ્રિતડી હૈયામાં સંઘરી બેઠેલી મરઘાંનેણીને ક્યારેય એકાન્તે બોલાવી હૈયું હાલવ્યું છે તમે?"

જલધરે ડોકું ધુણાવી હા પાડી કે ઉત્સાહમાં આવેલી રગત-પીત્તણીએ પ્રશ્ન કર્યો: "ક્યારે? કે દિ'?"

"આજ–અબઘડી."

"મરઘાનેણી અહીં આવી'તી?"

"હા."

"શું કામ આવી'તી?"

"એ આવી'તી તો હૈયામાં પાપ, વેર અને ધિક્કાર સંઘરીને. પણ પાછી વળી પ્રેમ–શાંતિ અને પુણ્ય ભરીને."

"સમજાય એવું બોલો."

"દેવી, માયાદેવીએ મરઘાંનેણીને મારું પતન કરવા મોકલી'તી. પણ મારા પૂજાખંડમાં પગ મૂકતાં જ એ આખેઆખી બદલાઈ ગઈ. મરઘાંનેણી ભલે નથી જાણતી, પરંતુ મારાં ઘરમાં દાખલ થતાં જ એનો ઊંઘતો આત્મા જાગી ગયો'તો. પૂર્વ ભવની પ્રિત પાંગરતા એ વેરી મટીને વાલેશરી બની ગઈ'તી. મરઘાંનેણી મારા પગ પકડીને બોલી હતી કે "દેવ, મારો સ્વીકાર કરો."

"તે તમે સ્વીકાર કર્યો?"

"હા." જલધર સાચક સાદે બોલ્યો: 'મેં એનો પત્ની લેખે સ્વીકાર કર્યો. પણ હૈયાથી. અમે પરણશું સિંધ પરથી પાદશાહી ઓથાર અળગો થયા પછી."

"સાચું કહો છો?"

"શંકર ધરાઈ."

"હવે હું સુખેથી મરીશ." કહીને રગતપીત્તણીએ આંખો બંધ કરી વાળી.

રગતપીત્તણી પત્નીની સેવા કરીને ઝૂંપડી બહાર નીકળેલા જલધરના પગ પકડતી મરઘાંનેણી આંસુ ઢાળતી બોલી: "તમે દેવ છો."

"તું...તું...વળી પાછી આવી?"

"હા—દેવ."

"શું કામ?"

"મને માયાદેવીએ મોકલી છે."

એક અક્ષરેય બોલ્યા વગર ચાલતા થયેલા જલધર પાછળ દોરાયેલી મરઘાંનેણી ઝુંપડીમાં પ્રવેશી ત્યારે અડધ રાતનો ગજર થયો'તો.

"તું કટાણે આવી છે...કયા કામે આવી છે? વાત કર!"

"મારા મનની વાત શું કહું? પણ ...હવે જઉં."

"તારી વાત તું ભલે ન કહે, પણ તું આવી કેમ તે હું સમજું છું."

"દેવ, સમરથ માણસ ઘણું સમજી જાય છે. આવી અને ગઈ. પાછી આવી...હવે રજા લઉં."

"જાણવા જોગ જણાવતી રહેજે. તને બીજું સમજાવવા જેવું નથી."

"હા, દેવ!" મરઘાંનેણી અંધારામાં ઓગળી ગઈ.

# પ્રકરણ ૬ ઠું : 'તું મને અબળા કહીશમાં....'

આરા યે સિંધમાં સોંપો પડી ગયો'તો.

સરહદે વસેલા ગામડાનો ગામડીયો પોતાની ભોળી ગામડીયણ ઘરવાળી આગળ હૈયાબળતરા ઠાલવતો: "જાત વગર ભાત પડે નહિ. થોરે કેળું પાકે નહિ. સિંધની ધનદોલત અને સુમરીઓનાં રૂપની લાલચ આપીને ચનેસર દિલ્હીના પાદશાહને સિંધ પર દોરી લાવશે. ઘરઘાતકી ચનેસર ખૂની અલાદિયાને દીવો લઈને ઘર દેખાડશે. પછી શુ થશે એ તો એક ઉપરવાળો જાણે."

ધણીની વાત સાભળીને ભલી ગામડીયણ દુઃખ ઠાલવતી: "ધણી, ખૂની અલાદિયાનાં અસૂર જેવા સીપાહીઓનાં ધાડાં સિંધમા ઉતરશે તો શું થશે એમ પૂછે છે? સહુકોઈ જાણે છે: મેવાડમાં અને ગુજરાતમાં બન્યું એવું સિંધમાં બનશે."

"શું બન્યું'તું મેવાડ અને ગુજરાતમાં?"

અણુંચ ગામડીયણ ગળતા સાદે જવાબ દેતી: "ધણી, જાણવા છતાં શીદને પૂછે છે? મારા ભોળા ભરથાર, મેવાડમાં ને ગુજરાતમાં શું નથી બન્યું એ પૂછ. સગા કાકા અને સગા સસરાનો ઘાત કરીને પાદશાહત પચાવી પાડનાર અલાદિનો ખૂની રૂપાળી સ્ત્રીઓનો કાળ છે. એ રૂપશિકારી પારકી ભૂમિ આંચકી લેવા સાથે પરનારીઓનાં

અપહરણો પણ કરે છે. રાજ્યો સાથે રાજરાણીઓ ય હાથ કરે છે. ધનલૂંટારુ અલાદિયો જ્યારે જોબનલૂંટારુ છે.”

“વાત કર.”

ગામડીયણ કહેતી : “શું વાત કરું મારી સગી નણંદના વીર ? વિષયાંધ પાદશાહ અલાદિયાએ મેવાડની મહારાણી પદમણીને હાથ કરવા માટે ચિત્તોડ પર હુમલો કર્યો'તો. દેવાંગના પદમણીને મેળવવા રૂપશિકારી પાદશાહે બત્રીસ હજાર અફઘાનોનાં માથાં વઢાવ્યાં'તાં; છતાં સતી સાધ્વી પદમણી હાથ આવી નહોતી. અરે, અભાગિયાને પદમણીની રાખ પણ સાંપડી નહોતી. પણ...મહારાણી પદમણી ખાતર બાવીસ હજાર મેવાડાએ કેસરિયાં કર્યાં હતાં. પદમણી સાથે ચૌદ હજાર રાજપૂત જુવાનડીયું સતી થઈ હતી.”

“હાય હાય.”

“છતાં પદમણી હાથ આવી નહિ એટલે કાળઝાળ બનેલા નિર્દય પાદશાહ અલાદિયાએ ચિત્તોડ પર વરવો વિનાશ વેર્યો હતો. પદમણી મહેલ સિવાયના બધાં જ રાજમહાલયોનો નાશ કર્યો હતો. મંદિરો તોડીને મસજીદો ચણાવી'તી.”

“હા.”

“ચિત્તોડને ચૂંથી નાંખ્યું છતાંયે નિર્દય બાદશાહનો કોપ શમ્યો નહોતો. એણે મેવાડને ધમરોળ્યું. બાગબગીચા ઉજ્જડ કર્યા. સરોવરોની પાળો તોડી અને નદીઓનાં બંધો તોડીફોડી નાંખ્યા. અનેક વાવકૂવાઓ પૂરાવ્યા. જળાશયોના જળ ઉલેચ્યાં ને વનખંડી વઢાવી. લીલી નાઘેર જેવા મેવાડને ખવિસે રણ જેવો ઉજ્જડ કરી નાખ્યો. આટલું અધૂરું રહેતું હશે તે ધર્મઝનૂની બાદશાહે હજારો હિંદુઓને વટલાવીને મુસલમાન બનાવ્યા. પાંચ હજાર રૂપાળી મેવાડણોનાં અપહરણ કર્યાં.”

"હં..." પોતાની ઘરવાળીની જાણકારી અનુભવીને આભો બનેલો ગામડિયો ફાટી આંખે જોઈ જ રહ્યો હતો.

ગામડીયણ બોલી: "ધણી, કોઈ અભાગિયાએ ખૂની અલાદ્દિયાના કાને વાત નાંખી કે ગુજરાતના રાજા કરણ વાઘેલાની પટરાણી કમળાદે મેવાડની મહારાણી જેવી જ રૂપાળી છે. આધેડ છતાં જુવાન દેખાતી પાટણની પટરાણી જેવી રૂપાળી રાણી હિંદભરમાં નથી. વાત સાંભળતાં જ રૂપશિકારી ને જોબનલૂંટારુ પાદશાહ અલાદ્દિયાએ પોતાના ભરોસાદાર સરદાર અલફખાનને ગુજરાત જીતવા મોકલ્યો. ઘેલડો કરણ હારીને ભાગી ગયો. દુર્ભાગી પટરાણી દુશ્મનના હાથમાં પકડાઈ ગઈ. એને દિલ્હી પહોંચાડી. એ પાપણી પાદશાહની પ્યારી બેગમ બની."

"એ તો સહુ કોઈ જાણે છે."

"ને ખૂની અલાદ્દિયાના ભાઈભાઈ અલફખાને લીલુડી ગુજરાત પર કાળો કેર વરસાવ્યો. અનેક ગુજરાતીઓને વાઢી નાંખ્યા ને અસંખ્ય ગરવી ગુજરાતણોનાં અપહરણો કર્યાં. સાંભળી વાત કરું છું: સરદાર અલફખાને એક સાથે અગિયારસો ગુજરાતણોને દિલ્હી તરફ રવાના કરી'તી. એમાંથી કેટલીએ આપઘાત કર્યા ને કેટલી દિલ્હી પહોંચી એ કોઈ જાણતું નથી. દિલ્હી ભેળી થયેલી કેટલી ગુજરાતણોએ પટરાણી કમળાદે પેઠે મલેચ્છ અમીર ઉમરાવોનો હવસ સંતોષ્યા એ ય કોઈ કહેતું નથી.'

"બોલ–બોલતી રહે."

"શું બોલું મારા માથાના છત્તર! આટલું અધૂરું રહેતું હશે તે પાદશાહે ગુજરાતકુંવરી દેવળદેને હાથ કરવા ઝનૂની સીપેહસાલાર મલેક કાફરને ખાસ બા-ખાસ ગુજરાત મોકલ્યો. બાગલાણના કિલ્લામાં રહેતો ભાગેડુ કરણ વાઘેલો મલેક કાફરની ભીંસ ઉતરતાં રાજકુંવરીને દગો દઈને એકલો ભાગી છૂટ્યો. ગઢ ઘેરાઈ ગયો 'તો. ઉગરવાનો

આરોવારો નહોતો. પણ નિરાધારનો આધાર રામ...રાજકુંવરી દેવળદેની વડારણ ગોરાદેના અંતરમાં રામ વસ્યા ગુજજરકુંવરી બદલે ગોરાંદે મલેક કાફરના હાથમાં પકડાઈ. વડારણને રાજકુંવરી ધારીને સીપેહસાલાર એને લઈને દિલ્હી તરફ રવાના થયો. કરણ વાઘેલાની કુંવરી દેવળદે રાજ ખોઇને રાન રાન રખડતા મેવાડના મહારાણા હમીરને પરણી. રાજકુંવરી બનીને દિલ્હી ગયેલી વડારણે પાદશાહના શાહજાદા સાથે પ્રેમલગન કર્યાં. ”

‘ પછી ? ’

‘ પછી ? દેશદ્રોહી ચનેસર હિંદવાણીનાં રૂપજોબનના લૂંટારુ પાદશાહ અલાદિયાને સિંધની સુમરીઓનાં રૂપજોબનની લાલચ આપશે. અપસરાને મીંણ ભણાવે એવી સુંદર સુમરીઓને હાથ કરવા પાદશાહ સિંધ દોડયા આવશે. ’

‘ એમ ? ’

‘ હા–ધણી. ’ ગામડિયણ ભીના સાદે બોલી : ‘ ઈર્ષામાં આળોટતા સિંધના સુમરા સામંતોમાં સંપ નથી. વિલાસી સામંતો શહૂર ખોઈ બેઠા છે. બળ અને પરાક્રમ વગરના સુમરા સામંતો પાદશાહના પહાડી ને ઝનૂની અફઘાન સીપાહીઓ સામે ટકી નહીં શકે એટલે... ’

‘ તો શું થશે ? ’

‘ ધણી, મેવાડ અને ગુજરાતનું થયું એવું સિંધનું પણ થશે. સિંધ તબાહ ને બરબાદ બનશે. ’

‘ તો...તો... ’

ગામડિયણે ફરિયાદ કરી : ‘ ધણી, પાડે પાડા બાઝે એમાં ઝાડનો ખો નીકળે એમ રાજા અને પાદશાહ વચ્ચે લડાઈ થાય ને અમ સ્ત્રીઓના ભોગ મળે. પુરુષો જુદ્ધ ખેલે ને ખો નીકળે સ્ત્રીઓનો. વિજેતા મુલક હાથ કર્યાં પછી જુવાન ને રૂપાળી ઓરતોના અપ-

હરણો કરે. નિરાધાર અબળાઓને વટલાવે. બળાત્કારો થાય. યુદ્ધમાં પુરુષો કરતાં સ્ત્રીને વધારે સહન કરવું પડે છે.'

'હં...'

'ધણી, જેવા રાજા એવી પ્રજા: ખૂની અલાદિયો વિષયાંધ છે. એના અમીર ઉમરાવો વિલાસી છે. અફઘાનો અસુર જેવા વિકારી છે. જો પાદશાહે સિંધ હાથ કર્યું, સુમરા રાજવી ઘોઘારાજ હાર્યો તો અનેક સુમરીઓના અપહરણો થશે. હવસખોર અફઘાનો દેવાંગના જેવી સુમરીઓ પર સરાજાહેર બળાત્કારો કરશે.'

'તો...તો...સુમરા જીવતા યે મૂવા છે ને?'

ગામડિયણ ભીના સાદે બોલી: 'ધણી, માનવી પેઠે નસકને ય ભાગ્ય ભોગવવાં પડે છે. ભગવાન શ્રી રામનેય ચૌદ વરસનો વરવો વનવાસ વેઠવો પડ્યો'તો. જગ-જનેતા સીતાને ય મહાદુઃખ ભોગવવાં પડ્યાં'તાં. સિંધ પર સાડસતી પનોતી બેઠી છે. દેશનુ દુર્ભાગ્ય જાગ્યું છે. એવું ના હોત તો ભડવીર ભુંગરનો દીકરો ચનેસર દેશદ્રોહી બનત નહીં. સુમરા કુળમાં જન્મેલો ચનેસર ઘરઘાતકી થાત જ નહીં.'

ફાટી આંખે પોતાની ઘરવાળીને નીરખી રહેલો ભદ્રિક ગામડિયો અચરજ વાગોળતો બોલ્યો: 'બીજું બધું તો ઠીક પણ તને આવું બધું શિખવ્યુ કોણે?'

ધણીનો સવાલ ઉવેખતી ગરવી ગામડિયણ ગંભીર સાદે બોલી: 'ધણી, આ બધો ધાવણનો જ પરભાવ. પાદશાહ અલાદિયાને સિંધ પર દોરી લાવવા દિલ્હી ગયેલો.' ચનેસર ભુંગરના બૂદથી પેદા થયો એ સાચું; પણ ખેતર છે હલકું. રાણી માયાદેવી ભલે રૂપાળી રહી પણ આખર હલકા કુળની કજોઈ. સ્વાર્થી અને જાડી બુદ્ધિના લાહરની દીકરી. સ્વાર્થ સાધવા પંડની વહુ દીકરીને

પારકા હાથમાં સોંપી દેવાની આદતવાળાં લાહરની દીકરીના કોઠામાં આળોટીને જન્મેલો ચનેસર બીજું કરે પણ શું ?'

'પણ તું...'

ધણીનું વેણ વાઢતી ગામડિયણ ચમકદાર સાદે બોલી : 'સાંભળ· વાત છે જુની—જાણીતી. કચ્છના એક કાઠી ઠાકોરનું ઠકરાણું દેવદર્શને ગયું'તું. ઊંઘમાંથી જાગેલા એના ધાવણા છોકરાએ રાડ લીધી. ભૂખ્યો થયેલો કાઠીકુંવર કેમે ય કરતાં છાનો રહેતો નહોતો. કંટાળેલી કાઠિયાણીની વડારણે કુંવરને છાનો રાખવા ધવરાવવા માંડ્યો. દેવદર્શન કરીને ઘરે આવેલી કાઠિયાણીએ આ જોયું કે વડારણને ધાવતા પોતાના કુંવરને આંચકી લીધો. પગ પકડીને ઊંધો હિંચોળ્યો. કુંવરે વડારણનું ધાવણ ઓકી કાઢ્યું કાઠીયાણીએ વડારણને ધાવેલા કુંવરનું છઠ્ઠીનું ધાવણે ય ઓકાવી નાંખ્યું. ઓકી ઓકીને બળભંગ બનેલા કુંવરને ધવરાવતી કાઠિયાણીએ વડારણને ડારો દીધો કે ખબરદાર, મારા કુંવરને ધવરાવ્યો છે તો ! ગોલીના છબડેલ ખાંડાના ખેલ ખેલી જાણે નહિ. ખરાખરીના ખેલ ટાંણે એ પારોઠનાં પગ ભરે.'

"આ...નવું."

"કુંવર થયો બાર વરસનો. કાઠી ઠાકોરની નાનપ જોઈને કેટલાક બારવટીયાએ કાઠીના ગામ પર હલ્લો કર્યો. બારવટીયા ગામ પર ત્રાટક્યા કે બાર વરસનો કાઠી કુંવર તલવાર તાંણીને દુશ્મન સાથે ભરી પીવા સાબદો બન્યો. પણ કોઈ વિચાર આવતાં એ જણેતા પાસે રજા માગવા ગયો. દીકરાની કાયરતા જોઈને દુઃખી થયેલી કરડી કાઠીયાણીએ કુંવરને મેણુ માર્યું કે ઝટ જા ગોલીના છબડેલ ! બારવટીયા ગામમાં પડ્યા હોય ત્યારે મારું ધાવણ ધાવેલો મને પૂછવા આવે નહિ. આ તો ધાવણનો પરભાવ. મેં તને ઊંધો ટીંગાડીને વડારણનું ધાવણ ઓકાવી નાંખ્યું'તું છતાં થોડો પટ રહી જવા પામ્યો છે."

"હા..."

'મેણુંના મારેલા કાઠી કુંવરે પછી તો રંગ રાખ્યો, જબરો જંગ ખેલ્યો. એકલા હાથે અનેક દુશ્મનને મારીને મૂઓ!' ગામડિયણ સાદ સાદે બોલી: "ધણી, કાઠી કુંવરના કોઠામાં ગયેલું ગોલીનું છાંટો ધાવણ પણ પરભાવ ને પરચો બતાવે ત્યારે લાહરકન્યાનો કોઠો શું ના કરે? ચનેસર હલકા કુળની લાહરકન્યાના ઉદરમાં આળોટીને જન્મયો છે. લાહરકન્યાનું ધાવણ ધાવીને ઉછર્યો છે. લાહરકન્યાનું સતાન ચનેસર બીજું કરે ય શું?'

"પણ આવું બધું તને..."

ધણીનું વેઢ વાઢતી ગામડિયણ દુ:ખભર્યા સાદે બોલી: "ધણી, સાંભળ્યું છે કે ખૂની અલાદિયો બડો વિલાસી છે. વાળી ઘોડા જેવા વિષયાંધ અલાદિયાના સહવાસમાં આવેલી જોરાંતી જુવાનડીયે બેહોશ બની જાય છે. એટલે તો પાદશાહે હવસ સંતોષ માટે હબસણો રાખી છે. કાળીભંઠ, કઢોળી અને ભાદરવાની ભેંસ જેવી નીંભર અને હાંડેની હબસણો પાદશાહનો હવસ સંતોશે છે.'

પોતાની અબુધ ઘરવાળીને દિલ્હીના પાદશાહના ઝનાનખાનાની ઝીણી વાતો કરતી સાભળીને ભડકેલો ભોળો ગામડીયો ભસ દઈને બોલી ગયો: "એલી, પણ તને આવી વાતો શિખવી કોણે?"

ધણીનો સવાલ ઉવેખતી હૈયાજોરુકી ગામડિયણ વળી બોલી: 'પછી કહું–પહેલાં મારી વાત સાંભળી લે. કુલહીણી લાહરકન્યાના પેટે પેદા થયેલો ચનેસર દિલ્હીના પાદશાહને સિંધની સંપત્તિ અને સુમરીઓનાં સૌંદર્યની લાલચ આપીને અહીં દોરી લાવશે. સુમરા અને અફઘાનો વચ્ચે ખૂંખાર જંગ જામશે. સિંધની ભૂમિ લોહીભીની બનશે. હજારો સુમરા શૂરવીરો વીરગતિ પામશે ને હજારો સુમરીઓ પતિ પાછળ સતી થશે. મારો આતમરામ કહે છે કે આવું બધું

થશે—થવા બેઠું છે—એના અમંગળ અણસાર કળાય છે.' ગરવી ગામડિયણ તીખા સાદે બોલી : " એ બધું થશે. સિંધ તબાહ અને બરબાદ બનશે. મા–ભોમ પરાધીન થશે. સિંધ પર ઈસ્લામનો લીલુડો નેજો ફરકશે. મંદિરો ભાંગશે ને મસ્જીદો ચણાશે. અનેક હૈયાદુબળા હિન્દુઓ વટલાઇને મુસલમાન બનશે."

" શું વાત કરે છે ? "

" એમાં મીનમેખ નહિ થાય " ગામડિયણ દુઃખ છતાં કરતા સાદે બોલી : ' એ બધું થશે. પણ આ વખતે અમે પરધર્મી શત્રુના હાથમાં પકડાશું નહીં. આજ સુધી અમે અબળાઓ સામનો કર્યા સિવાય જ દુશ્મનને શરણે થતી'તી. અમે સુમરીઓ પાદશાહના સિપાઈઓનો સજ્જડ સામનો કરીશું. હથિયારો વાપરીશું. સુમરીઓ ધિંગાણે મરશે પણ જીવતી હાથ નહિ જ આવે."

" હેં ! "

" હા—અમે સુમરીઓ પણ પડ જગાડશું. પુરુષો પેઠે પરાક્રમ દેખાડશું. તરસ જાનવર જેવા ક્રૂર ને કામાંધ આ[illegible] સિપાહીઓને જમસદન પહોંચાડશું. કોઈ ઉપાય નહીં રહે તો અમે આત્મહત્યા નોતરશું."

" પણ...પણ........ "

" ધણી, પણ શું ? શું અમારા કાંડામાં કૌવત નથી ? અમારા હૈયામાં હામ નથી ? શું પુરુષોને જ પરાક્રમ વર્યું છે ? "

" એવું તો કેમ કહેવાય. પણ... "

" પણ શું ? "

" ઓઝલ હેઠળ ઢંકાયેલી સુમરીઓ શું કરી શકે ? સુંવાળી સુમરીઓ શી રીતે જોર દેખાડી શકે ? સ્ત્રીઓને હથિયાર વાપરતાં આવડતું નથી. ધીંગાણાનો અનુભવ નથી. પતિની સેવામાં જ રાત-દિ'

રચ્યાપચ્યી રહેનારી મખમલ જેવી સુંવાળી સુમરીઓ ખાંડાના ખેલ ખેલશે શી રીતે? પડ જગાડવું સહેલું નથી. ઝાટકા ઝુડવા ને ખમવા એ સુવાળી સુમરીઓનું કામ નથી."

ધણીની વાત સાંભળીને બદલાયેલી ગામડિયણ ઝાટકો નાંખીને માથું ઝઝેડતી બોલી: "તુ શું બોલ્યો? અમે સુંવાળી છીએ? ડરપોક છીએ? એ...ધણી, સુમરીઓ જો બુઝદિલ હોત તો એની કૂખે પટાધર નર પેદા થાત જ નહિ!"

"એ સાચું."

"ધણી, સુમરીઓ જો શરી ના હોત તો અમારા ઉદરે આભને થોભી દે એવા શૂરવીર સુમરા જન્મત જ નહિ."

"તું સાચું ભણી."

"ધણી, પુરુષોએ અમને અબળા કહીને નિર્બળ બનાવી છે. સ્ત્રી અબળા નથી. ક્યારેય નહોતી. જો સ્ત્રીઓ નિર્બળ હોત તો અમારી જાતમાં દ્રોપદી જન્મી જ ના હોત."

"પણ......"

"તારું પણ મટ્યું જ નહિ ને મટશે પણ નહિ." ગામડિયણ રૂડો તોર કરતી બોલી: "ધણી, સમરાંગણ જાગે છે પુરુષોના પાપે ને સહન કરવાનું સ્ત્રીઓને. રાજા રાજ ખોવે ત્યારે રાણી ખોવે સતીત્વ. પુરુષ મરીને છૂટી જાય પણ શત્રુના હાથમાં પકડાયેલી સ્ત્રીને મલેચ્છનો હવસ સંતોપવો પડે—મૃત્યુ પર્યંત જીવતી અગનિમાં જલવું પડે."

"પણ આવું બધું તને શિખવ્યું કોણે?"

"રાજકુમારી સુભગાએ."

"સુભગા? એ ક્યારે અહીં આવી'તી?"

"ગઈ કાલે."

"સુભગા……" ગામડિયો વિચારમાં સરી પડ્યો.

કે ગામડિયણ ગંભીર સાદે બોલી: "ધણી, સિંધની સુમરીઓ સામનો કર્યા વગર જ મલેચ્છના હાથમાં પડવા ઇચ્છતી નથી. જો મુલકના દુર્ભાગ્યે ઘોઘારાજ હારશે ને પાદશાહ જીતશે તો અમે પડ જગાડશું. અમારી આબરુ લૂંટવા આવનાર અફઘાનોને પડકારશું—પૂરા કરશું. સિંધની એકેએક સુમરી પાદશાહના સીપાહીઓનો સામનો કરશે. અંતે જીવ દેશે."

"પણ સુમરીઓ……"

"સાંભળ." ગામડિયણ નરવા સાદે બોલી: "તારું કહેવું છે કે સિંધની સ્વરૂપવંતી ને સુંવાળી સુમરીઓએ હથિયાર હાથ ઝાલ્યું નથી, તલવાર વાપરી નથી. પડ જોયું નથી. ઉછળતા લોહીફુવારા દીઠા નથી."

"હા."

"મારા ભવના ભેરુબંધ, રાજકુંવરી સુભગા સુમરીઓને હળવી અને પાતળી તલવારો આપવાની છે. હળવી ને પાતળી સાંગો પહોંચાડવાની છે." ગામડિયણ ડણકી: 'ધણી, રાજકુંવરી સુભગા છે, જુધ્ધદેવી જેવી પરાક્રમી. રણચંડિકા સમી રણરસિયણ. એ સિંધની એકેએક સુમરીને તલવારબાજી શિખવશે."

'હં…"

ગામડિયણ ઉત્સાહભર્યા સાદે બોલી: "ધણી, રાજકુંવરી સુભગા દેશદ્રોહી ચનેસર દિલ્હીના પાદશાહના શરણે જવા ચાલતો થયો તે દિ'થી પગ વાળીને બેઠી નથી, સુખે ઊંઘી નથી કે ધરાઈને ધાન ખાધું નથી. ઘડિયાં જોજન સાંઢણી પર સવાર થયેલી રાજકુંવરી સુભગાએ સિંધના એકોએક ગામડાંને ચેતવ્યું છે. સુમરીઓ સાથે અન્ય વરણની બહાદુર સ્ત્રીઓને ય ઢંઢોળીને જગાડી છે."

"સુભગા જમ્બરી."

"સાંભળ તો ખરો." ગામડિયણ ઊંચા સાદે બોલી : 'સુભગાએ કલ્યાણકોટની એકેએક લોહભઠ્ઠીઓ ચાલુ કરાવી છે. લવારો તલવારો ઘડે છે. શેરીએ શેરીએ બેઠેલા સરાણીયાં તલવારો સજે છે. કટારો ને જમૈયાનો તો ગંજ ખડકાયો છે. સાગોના ભારા ગામડે ગામડે પહોંચતા કર્યા છે. લાંબી ચારબંધી જંજાળ્યું અને હલકી તોપો આડે કલ્યાણકોટની શેરીઓમાં ચલાતું યે નથી."

"પછી ?"

"પછી શું વળી ?" ગામડિયણ મર્દાનગીભર્યા સાદે બોલી : "ધણી, અમે અબળા મટીને સબળા બનશું. ધર્મઘાતકી મલેચ્છોનો સામનો કરશું. અમારી અસમત સાચવવા અમે અફઘાનો સામે જંગે ચડશું. સિંધની એક પણ સુમરી સહેલી રીતે શત્રુને હાથ નહિ આવે. સિંધમાંથી પુરુષમાત્ર ખપી ખૂટશે તો અમે પાદશાહને ખૂંખાર જંગ આપશું. એક પણ સુમરી જીવતી પકડાશે નહિ. એકાદ અફઘાનને માર્યા સિવાય મરશે નહિ. અમે આત્મહત્યા કરવાની નથી. અમે સામી છાતીના ઘા ઝીલીને મરીશું."

"શાહબાશ !"

"એ...મારા ભોળા ભરથાર, તું મારી ઠોબ્ય કરમાં. તને એમ કે સ્ત્રીઓ અફઘાનોના વિકરાળ ચહેરા જોતાં જ છળી ઊઠશે. ના–હોં. રાજકુંવરી સુભગા સિંધની એકેએક સુમરીના હૈયામાં હામ ધરબશે. પરાક્રમ પાશે. આજસુધી અમારા હૈયામાં ઉંઘતા શહૂરને છંછેડીને જગાડશે."

"સુમરીઓ શું કરશે ?"

"બીજું કાંઈ નહિ કરીએ તો અમે અમારી અસમત ખાતર પણ શત્રુઓ સામે ઝઝૂમશું. મારીને મરશું."

ગામડિયણ દૃઢ વિશ્વાસથી બોલી: 'ધણી' રાજકુંવરી સુભગા સુમરીઓના શૌર્યને ઝંઝેડીને જાગતું કરશે. સિંધની એકેએક સ્ત્રીને જોમવંતી બનાવશે. રણચંડિકા સમી રાજકુંવરી સારાયે સિંધની સ્ત્રીશક્તિને કડેડાવીને બેઠી કરશે. સુભગા ભગવાન શંકર સામે જુધ્ધે ચડે એવું તેજસ્વી સ્ત્રીન્ન્ય ખડું કરશે.'

"સ્ત્રીસૈન્ય? નારી લશ્કર?"

"હા—ધણી." ગામડિયણ ખુમારીભરી નજરે ધણી સામે જોઈ રહી.

ગામડિયણની વાત સાચી હતી. દેશવેરી ચનેસરે સિંધ છોડયું ત્યારથી રાજકુંવરી સુભગા પગ વાળી બેઠી નહોતી. અખંડ જાગરણો કરતી સુભગા થોડા દિ'માં તો સિંધ આખામાં ફરી વળી'તી.

પ્રચંડ પ્રભાવશાળી સુભગાએ સુમરીઓના શહુરને છંછેડયું'તું. ભાવિનો ભયંકર ચિતાર આલેખીને સિંધની સ્ત્રીઓને મલેચ્છ સીપાહીઓ સાથે આટકવા તૈયાર કરી'તી. પાદશાહના હવસખોર અફઘાનોએ ગુજરાતની પટોળાવાળીયું પર કરવા માંડેલાં જુલમની વાતો સાંભળીને તો સિંધની સુમરીઓ અફઘાનોનાં હાથમાં પડવા કરતાં પવિત્ર દેહે પ્રાણ તજવા તૈયાર થઈ હતી.

ઘડિયાં-જોજન સાંઢણી પર સવાર થઈને સારાયે સિંધને ઢંઢોળી ચૂકેલી રાજકુંવરી સુભગા મહામંત્રી જલધરને શુભ સમાચાર આપવા કલ્યાણકોટ આવી'તી.

પરંતુ મહામંત્રી જલધર રહેતો'તો શહેરને છેવાડે. પુરાણકાળના ઋષિમુનિની પર્ણકુટી જેવી ઝુંપડીમાં સાદાઈથી જીવતા નિર્મોહી જલધરની ઝુંપડી ગામના પરવાડે આવી હતી. કલ્યાણકોટને ઘસાઈને વહેતા નાના પણ ઊંડા વોકળાના કાંઠા પર ઝૂંપડી બાંધીને રહેતા જલધરને મળવા આવતી રાજકુંવરી સુભગા વોકળાની સામે કંધાડે ઊભી હતી.

સિંધમાં સોંપો પડી ગયો'તો.

ખૂની અલાદ્દિયાના અચૂક થનારા આસુરી આક્રમણનો અસૂઝ ભય સારાય સિંધ પર પથરાઈ વળ્યો'તો. લોકજીવન સ્તબ્ધ બન્યું હતું.

પરંતુ સિંધ નહોતો નિર્બળ કે નહોતો નામર્દ. જમને ય જવાબ આપે એવા જોરાવર સુમરાથી રક્ષાયેલા સિંધ પર વિજય મેળવવો સહેલો નહોતો. સિંધી પ્રજા દેશભક્ત હતી. દેશ પર થનારા પાદશાહના અન્યાયી આક્રમણનો સફળ સામનો કરવા સિંધની અઢારેય આલમ સ્વયંભૂ સાબદી બની'તી. આક્રમણખોર અલાદ્દિયાને જડબાંતોડ જવાબ આપવા થનગની રહેલા સિંધી દેશભક્તો, અધિર હૈયે સિંધુરાજની આજ્ઞાની રાહ જ જોતા'તા.

સારો ય સિંધ આપમેળે બેઠો થઈ ગયો'તો. આપસૂઝે અસૂર જેવા દુશ્મનનો સામનો કરવા સાબદો બન્યો'તો.

સિંધીઓ માટે આ નવું નહોતું કાંઈ. ભૂતકાળમાં પોતા પર થયેલાં અનેક પરદેશી પરધર્મી આક્રમણોનો સિંધે સફળ સામનો કર્યો હતો. ભલભલા વિજેતાની વિજયકૂચ થંભાવી દીધી'તી.

અબડા અણભંગને બોલતો વારતી માયાદેવી રીસાળ સાદે બોલી: "અબડા અણભંગ, યાદ કરો. સિંધુપતિ જીવતા હતા ત્યારે તમે પાણીએ પીધા વગર મને મળવા આવતા. તમે મારા મહેલમાં જ ઉતરતા ને મારા જ હાથે પીરસેલી થાળી જમતા."

"હા–દેવી."

"પણ તે દિ' હું મહારાણી હતી. મરહુમ સિંધુરાજ મારો પડચો બોલ ઝીલતા. મારી સલાહ મુજબ રાજ વહીવટ ચાલતો. અન્ય રાજવી સાથેનો વહીવટ પણ મારી સલાહ પ્રમાણે જ થતો. પણ...ત્યારે હું સિંધુરાજની મહારાણી હતી."

"માયાદેવી, તમે...તમે..."

અબડા અણભંગને બોલવું સૂઝતું નહોતું. ભડવીર પણ ભોળો વડસરપતિ અબડો અણભગ વાચાળ માયાદેવીને શું જવાબ આપે?

માયાદેવીની ફરિયાદ સાચી હતી. ભુગરરાજ હતો ત્યારે અબડો અણભંગ માયાદેવીનો જ મહેમાન બનતો. માયા મહેલમા ઉતરતો અને માયાદેવીના હાથે પીરસાયેલી થાળી જમતો.

અબડો અણભંગ કાંઈ બોલે એ પહેલાં માયાવી માયાદેવીએ સીધો સવાલ કર્યો. 'સાચું બોલો. તમને અહીં આવ્યાંને કેટલા દિ' થયા?"

"ત્રણ."

'તમને ત્રણ દિ' પછી અને એ પણ વિદાય વેળાએ માયાદેવી સાંભરી?'

અબડા અણભંગ પાસે આનો કોઇ જવાબ નહોતો.

ધરતી પર નજર જડી બેઠેલા અબડા અણભંગના ચહેરા પર છવાયેલા ભાવો ઉકેલતી માયાદેવી નરમ સાદે બોલી: 'મારા શિર પર સિંધુરાજનું ધિંગું છત્તર હતું ત્યારે હું લાખની હતી. આજે કાંખની બની છું. અણભંગ, ઘરનું હલકું બહાર વાયે ઉડયું જાય.

હવે તો અણમાનેતી રાણી સંઘાદેવી પણ મારું માન જાળવતી નથી. ભાગ્યબળે રાજમાતા બનેલી સંઘાદેવીનો ગર્વ સમાતો નથી. કરમ સંજોગે સિંધુરાજ બનેલો ઘોઘારાજ અભિમાની બની ગયો છે. સંઘાદેવીની ગોલી-વડારણોનાં યે માથાં ફરી ગયાં છે.'

'તમે કહો–પણ હું કેમ માનું ?' અબડો અણભંગ સાચક સાદે બોલ્યો : 'રાજમાતા સંઘાદેવી પેટ અવતાર લીધા જેવી છે. ઘોઘારાજ નિરાભિમાની છે.'

'દુનિયા જગતીની તાપનારી છે.'

મૂંઝાયેલો અબડો અણભંગ બોલી ઊઠ્યો : 'માયાદેવી, હું આવ્યો છું તમને આશ્વાસન આપવા. વિદાય લેવા. હું વાદ વદવા આવ્યો નથી. મને વિવાદ આવડતો નથી.'

ભલભલાને ભૂ કરીને પી જનારી માયાદેવીએ વધતી વાતને વાળી લીધી: 'અબડા અણભંગ, હું તો હુતારથ વાત કરતી'તી. હૈયું ઠાલવતી'તી. તમે મરહુમ રાજવીના પરમ મિત્ર, દાના દોસ્ત, સાચા સહોદર. અબડા હું વિધવા. મરહુમના મિત્ર આગળ હૈયું ઠાલવું નહિ તો ક્યાં ઠાલવું ?'

માયાદેવીના માયાવી વેણ સાંભળીને ભદ્રિક અબડો અણભંગ ભોળવાયો. એ ગળતા સાદે બોલ્યો : 'તમે સાચું ભણ્યા.'

આંખોમાં વળી આવેલાં આંસુ લૂછતી માયાદેવી ભીના સાદે બોલી : "અબડા અણભંગ, મારા પર દયા રાખજો. દયા કરીને મારી ખબર કાઢતા રહેજો."

ઊંડા વિચારમાંથી જાગેલા અબડા અણભંગે સીધો સવાલ કર્યો: 'શું સિંધુરાજ ફરજ ચૂક્યા છે ?'

'ના–ઘોઘારાજનો નાહક દોષ ગાઉં તો રામ રૂઠે.'

'તો ?'

વાતના વહેણને એક ઝાટકે વાળી લેવામાં પાવરધી પ્રપંચી માયાદેવી હેતાળ સાદે બોલી : 'તમ આવ્યે મારું હૈયું ઠર્યું.'

"છતાં........."

"ના–તમ પધાર્યે મારા અંતરમાં હરખ વળ્યો."

માયાદેવીનો પ્રેમાળ વર્તાવ જોઈ ને સ્વસ્થ બનેલા અબડા અણભંગે વાત માંડી : "માયાદેવી, સાંભળ્યું છે કે રાજકુંવર ચનેસર રાજગાદી નહિ મળતાં દિલ્હીના પાદશાહની મદદ યાચવા ગયો છે ?"

અબડા અણભંગનો સવાલ સાંભળતાં જ પગ હેઠળ કચડાયેલી નાગણી જેવો તીખો ફુત્કાર કરતી માયાદેવી ચીખી : 'ચનેસર મારો કુંવર નથી ને હું એનો મા નથી."

'હેં !'

'હા—અબડા." માયાદેવી કઠોર સાદે બોલી : 'કુલઘાતકી ચનેસરને હું મરી ગયેલો માનું છું. એ નરાધમે મારી કૂખ લજવી. જણેતાનું ધાવણ અને બાપનું બુંદ લજવ્યું."

"શું વાત કરો છો ?"

માયાદેવી છાતી કાઢીને બોલી : 'અણભંગ, જો મને ખબર હોત કે મારો દીકરો ચનેસર દેશદ્રોહી બનશે તો હું એને જન્મતાવેંત જ ગળેચીપ દઈને મારી નાંખત."

"માયાદેવી..." અબડા અણભંગની રાડ ફાટી.

"અબડા, દેશદ્રોહ અને ધર્મદ્રોહ આચરવા દિલ્હી જતો રાજકુંવર ચનેસર જો મારી વિદાય લેવા આવ્યો હોત તો...તો......"

"તો શું ?"

"હું એને ઉજળા ઝાટકે દેત !" દાંત વડે હોઠ ડસતી માયા દેવી બોલી : "મારી મનની મનમાં જ રહી ગઈ. ધર્મઘાતક સલામત છટકી ગયો. કુલઘાતક ચનેસર જીવતો જતો રહ્યો !"

માયાદેવીની અજર વાતો સાંભળીને અબડો અણભંગ અબોલ બની ગયો.

ઘડીભર અબોલ રહેલી માયાદેવી પરાક્રમી સાદે બોલી: " અબડા અણભંગ, સુમરા રાજકુળ પર કાળું કલંક ચડાવવા દિલ્હી ગયેલો રાજકુંવર ક્યારે પાછો ફરે એની જ હું રાહ જોઉં છું.'

અબડા અણભંગને બોલવું નહોતું સૂઝતું. એ શું બોલે?'

ઘેરી ચૂપકીદી ચીરતી મહારાણી માયાદેવી દુઃખભર્યા સાદે બોલી: " અબડા અણભંગ, અણમાનેતી રાણી સંઘાદેવી રાજમાતા બની. મારી આંખો ટાઢી. ઘોઘારાજ સિંધુપતિ બન્યો—મારું હૈયું ઠર્યું. મારો કુંવર ચનેસર મોટો છે. એ સિંધની રાજગાદીનો સાચો હક્કદાર હતો. છતાં ભાયાત—સામંતોએ ભેળા મળીને ઘોઘારાજને ગાદી પર બેસાડ્યો, મારા કુંવરનો રાજ હક્ક છીનવ્યો — મારું રાજમાતા પદ આંચકી લીધું—એનો મને હરખ અફસોસ નથી. દુઃખ છે માત્ર સુમરા ભાયાત—સામંતોએ મારા કુળને કલંક કર્યું એનું.'

" વાત તો કરો."

" અબડા અણભગ, સિંધના મહામંત્રી જલધરે મને અકુલિન કહી. મારા કુંવરને અકુલિન લાહરનો ભાણેજ કહ્યો. મને ને મારા કુંવરને હલકા કુળના કહ્યા."

" બોલો."

માયાદેવી નકાર સાદે બોલી: ' અબડા, લાહરો નથી હલકા કુળના કે નથી નીચ કોમના. લાહોરોય શુદ્ધ રાજપૂતો છે. રણ-રસિયા લાહોરોના પરાક્રમના પ્રતાપે તો સિંધનું સુમરારાજ ટકી રહ્યું છે."

" હં..." માયાદેવીની નરાતાળ ખોટી વાત સાંભળવી સાયક

અબરા અણુસંગને જરાય ગમતી નહોતી છતાં સાંભળ્યા સિવાય છૂટકો નહોતો. અણુસંગ માયાદેવી સાથે વાદ વદવા નહોતો આવ્યો. એ તો આવ્યો'તો માયાદેવીને આશ્વાસન આપવા.

ને માયાદેવી સમાને વણુશોસનું બોલતી'તી. એ બોલીને પોતાની જાત પરખાવતી હતી.

શ્વાસ ખાવા થંભેલી માયાદેવી બોલી : "અબરા, સિંધના સુભરા સામંતોના કુલાભિમાનને મહામંત્રી જલધરે બહેકાવ્યું. સંથાદેવીએ બળતામાં ઘી હોમ્યું. થોડાબોલી રાજમાતા સંથાદેવીએ વેર વાળ્યું. મને અકુલિન કહી, મારા કુંવરને હલકા કુળનો ગણ્યો. સમસ્ત લાડર જાતની નિંદા કરી."

"હું જલધરને કાકાં વેણ કહીશ."

"ના ના.' માયાદેવી ચિંતા સાદે બોલી : "હવે ફાયદો શું ? અકુલિનનું કાળજું વહેતલ મેણું સાંભળીને ચનેસર સિંધ છોડી ગયો. દિલ્હીના પાદશાહના શરણે ગયો. હવે સંથાદેવીને કે મહામંત્રી જલધરને કાકાં વેણુ કીધે ફાયદો શું ? કાચની કોઠી ફાંણી મટે ? "

"તો પછી..."

માયાદેવી સ્વસ્થ સાદે બોલી : "હવે તો દિલ્હીનો ધર્માંધ પાદશાહ અલાહિયા જો સિંધ પર આક્રમણ કરે તો એની સાથે ભરી પીવા સિવાય અન્ય કોઈ માર્ગ જ નથી. ધર્માંધ અલાહિયાને સિંધ પર દોરી લાવનાર દેશદ્રોહી ચનેસરનો જાન લેવા સિવાય મારો કે તમારો, સંથાદેવીનો કે સિંધુરાજ ઘોઘારાજનો બીજો કોઈ ધર્મ નથી.'

"હું..."

"અટારે આલમ પરધર્મી પાદશાહ સાથે આટલવા ઉતાવળી

બની છે. સિંધની સ્ત્રીઓય અસુર જેવા અફઘાનો સાથે જંગ ખેલવા સાબદી બની બેઠી છે.'

કોઈ વાત યાદ આવતાં જ માયાદેવીના ચહેરા ઉપર આછું સ્મિત ઉપસ્યું. એ હેતાળવા સાદે બોલી: 'અબડા અણભંગ, સિંધની સ્ત્રીશક્તિને કોણે જગાડી એ તમે જાણો છો?'

'ના.'

'રણરસિયણ રાજકુંવરી સુભગાએ સિંધની સ્ત્રીશક્તિને ઝંઝેડીને જાગતી કરી છે. જાગૃત જુવાનડીઓ પરધર્મી અફઘાનો સાથે ખેલાનારા ખૂંખાર જંગમાં ખાબકવા ખલખલી રહી છે.'

'સુભગા......'

માયાદેવી મીઠા સાદે બોલી: 'અબડા અણભંગ, રાજકુંવરી સુભગા જેટલી પરાક્રમી છે એટલી જ સુંદર છે. અપસરાને ય મીંણ ભણાવે એવા આકર્ષણવાળી રાજકુંવરી સુભગા સિંધની અજોડ સુંદરી છે.'

'હા, સુમરીઓ સૌંદર્યવતી છે.'

માયાદેવી મીઠા સાદે બોલી: 'અબડા, લોહીભર્યા મોંએ સુભગાના લગનની વાત કરવી શોભે નહીં.'

'હા. હા.'

'પણ છૂટકો નથી.' માયાદેવી માયાળુ સાદે બોલી: 'અબડા, મરહુમ રાજવીની અંતિમ ઈચ્છા હતી કે...'

'શું?'

'મરહુમ સિંધુપતિ રાજકુંવરી સુભગાનો હાથ તમારા હાથમાં મૂકવા ઈચ્છતા હતા. જો મરહુમ થોડા દિવસ વધુ જીવ્યા હોત તો એ સુભગાનું શ્રીફળ મોકલત.'

ઘડીભર મૂંગી રહેલી માયાદેવી સામાન્ય સાદે બોલી: 'અબડા,

'હું...' અબડા અણુભંગે એકાક્ષરી જવાબ દીધો.

ધારદાર નજરે અબડા અણભંગ તરફ તાકી રહેલી માયાદેવી મીઠા સાદે બોલી: 'અબડા, સમય બારીક છે. સિંધે સમરાંગણનું રૂપ ઓઢ્યું છે. સિંધી આંણાતોએ ય ધણીહેત આઘાં હડસેલ્યાં છે.'

પણ કોઈ વિચાર આવતાં ભોળો અબડો અણભંગ ઉતાવળમાં બોલી ઊઠ્યો: 'માયાદેવી માફ કરજો. જાંઘના જોરે ઘોડા હિંચોળનાર ચાર જાઘડા પુરુષો એકલા વડસરમાં જ વસે છે.'

'હા–પછી?'

'માયાદેવી, સિંધમાં જાંઘડો પુરુષ જન્મતો જ નથી. જાંઘના જોરે ઘોડાને હિંચોળનાર જાંઘડો પુરુષ મેં સિંધમાં દીઠો જ નહિ.'

'સિંધમાં જાંગડો નર પેદા થયો નથી?'

'હા-નથી થયો'

ને માયાદેવીની રજા મેળવીને ભોળો અબડો અણભંગ પોતાના ઉતારે ગયો.

કે કાળી નાગણી જેવી ઝેરીલી માયાદેવી એ જ પગલે રાજમહેલે પહોંચી.

સંધાદેવીએ આપેલો આવકાર ઉવેખીને માયાદેવી સરોશ સાદે બોલી : ‘ ધોધારાજ, વડસરપતિ અબડો અણભંગ કહે છે કે સિંધમાં જાંગડો પુરુષ પેદા થતો જ નથી–થયોય નથી ! જાંધડા તો માત્ર વડસરમાં જ જન્મે છે.’

માયાદેવીની વાત સાંભળીને સિંધપતિ ધોધારાજ ઊંડા વિચારમાં સરી પડ્યો. પણ હળાબોળ પાણીયાળી રાજકુંવરી સુભગા અવળી થઈ ગઈ.

શિકાર તરફ સરકતી સૂસવાટ જેવી તીણી ચીસે સુભગા ત્રાડી : વડસરપતિ, અબડા અણભંગની શાન ઠેકાણે લાવી ઘટે. એનું અભિમાન ઉતારવું ઘટે.’

‘ હા–બેટી ! ’ માયાદેવીએ જવાબ દીધો.

# પ્રકરણ ૮ મું : : 'સિંધભૂમિ વાંઝણી નથી.'

રાજમાતાનું માનવંતુ પદ ઝૂંટવાતા મહત્વાકાંક્ષી માયાદેવીનું માથું ભમી ગયું'તું. પોતાના કુંવરનો રાજહક્ક છીનવાતા સ્વાર્થી માયાદેવી કાળઝાળ બની'તી. અકુલીન લાહરકન્યાનું મેણું સાંભળીને તો એનું અભિમાની લાહર-લોહી ઉકળી ઊઠ્યું'તું.

ઉપરથી શાંત દેખાતી માયાદેવીના અંતરમાં વેરનો વડવાનલ ભભૂકતો. મીઠાબોલી માયાદેવીના હૈયામાં હળાહળ ઝેરનો સાગર ઘૂઘવતો.

એ કોઈ ઉપાયે ને કોઈપણ ભોગે પોતાના કુંવરનો રાજહક્ક ઓળવનાર ઘોઘારાજનો નાશ કરવા ઈચ્છતી. રાજવી અને રાજનો સર્વનાશ કરવા ચાહતી'તી.

ચનેસરને અકુલિન લાહરકન્યાનો પુત્ર કહીને વગોવનાર મહામંત્રી જલધરની આબરુ સાથે પ્રાણ હરવાના નિર્લજ્જ કારસા કરનારી નિર્દય માયાદેવી સુમરા સામંતોની યે ભુંડી દશા કરવા મથતી'તી.

સત્તાભૂખી માયાદેવીને સિંધી પ્રજાના સુખદુઃખ સાથે લેવાદેવા નહોતી. સિંધની સ્વતંત્રતા સાથે સ્નાનસૂતક નહોતું. રાજકુટુંબની આબરુ સાથે સાંધોસંધિયારો નહોતો.

ડંખ દેવા તૈયાર થયેલી કાળી નાગણી જેવી ઝેરીલી માયાદેવી સિંધના સ્વાતંત્ર્યને ડંખવા સાબદી બની'તી.

એના સત્તાલાલચુ હૈયાને મૃત પતિનો શોક સ્પર્શ્યો નહોતો. વિલાસશોખીન માયાદેવીના કઠોર મનને વૈધવ્યનું દુઃખ છબ્યું જ નહોતું.

માલધારી જીવન જીવતા એક સામાન્ય લાહરની બેટી માયાદેવી પોતાના રૂપજોબન અને ભાગ્યના બળે સિંધની મહારાણી બની'તી. રાજમાતા બનવાની હતી. એ રાજમાતાપદની હક્કદારણ પણ હતી. રાજકુંવર ચનેસર સંધાદેવીના કુંવર ઘોઘારાજથી મોટો હતો.

પરંતુ હથેલીમાં આવેલું ગૌરવવંતુ રાજમાતાપદ છીનવાઈ જતાં માયાદેવી મારું કે મરું થઈ ગઈ હતી.

સ્ત્રી મટીને જક્ષણી બની ગયેલી માયાદેવી નીચમાં નીચ માણસની સહાય વડે ને ખરાબમાં ખરાબ ઉપાય વડે પોતાનું વેર વાળવા તૈયાર થઈ હતી.

સિંધ અને સુમરાની છાની શત્રુ બની બેઠેલી માયાદેવી નાની વાતને ય મોટું રૂપ આપીને રાજકુટુંબમાં કલહ રોપવા મથતી.

સિંધ અને કચ્છ વચ્ચે કાળો કલહ કરાવવા, ઘોઘારાજ અને અબડા અણભંગ વચ્ચે વેરઝેર જગાડવા અને સમા અને સુમરા રાજવંશોને દુશ્મન બનાવવા ચાહતી માયાવી માયાદેવી સરલ રાજવી ઘોઘારાજનું કુલાભિમાન છછેડવા વારીઘડિયે એક જ વેણ વાગોળતી: "ઘોઘારાજ, બળના મદે છકેલો અબડો અણભંગ સરાજાહેર કહે છે કે જાંઘના જોરે ઘોડાને હિંચોળનારા જાંગડા પુરુષો ફક્ત કચ્છમાં જ જન્મે છે. સિંધમાં જાંગડા જન્મતા જ નથી."

સહિષ્ણુ સંધાદેવીનો કુંવર સિંધુપતિ ઘોઘારાજ તો શાંત રહ્યો, પરંતુ હળાબોળ પાણીયાળી રાજકુંવરી સુભગા અશાંત બની ગઈ.

સિંધ અને સુમરાના ગૌરવનું સરાજાહેર ખંડન કરનાર અબડા અણભંગનાં અભિમાની વેણ સાંભળતાં જ સુભગાને અંગુઠાથી માંડી ચોટલા સુધી ઝાળ લાગી ગઈ.

અવળી થઈ ગયેલી રાજકુંવરી સુભગા કટાર સાથે જમૈયો અફળાય એવા તીખા સાદે બોલી: 'ભાઈ, અબડો એના મનમાં સમજે છે શું ? એ શુ સુમરા માત્રને નિર્માલ્ય ને નિર્બળ ધારે છે ?'

પોતે આઆટલું બોલી છતાં અબોલ રહેલા ઘોઘારાજ સામે તીણી નજર નોંધતી સુભગા ચીસ જેવા સાદે બોલી : 'ભાઈ, જાતિ-અપમાન સહન કરવું કઠીન છે. અબડા અણભગે આપણું જાતિઅપમાન સાથે દેશઅપમાન પણ કર્યું છે. એણે સિંધ અને સિંધના સુમરાની ઠેકડી કરી છે.'

'તું ટાઢી પડ.' સંઘાદેવીએ મોં ખોલ્યું.

'હું શાંત રહુ ? ટાઢી પડું ?' કાંસાની થાળીના કાંઠા પર કટાર અફળાય એવા રણકતા સાદે સુભગા બોલી : 'સ્વદેશ અને સ્વજાતિનું અપમાન સાંભળીનેય હું શાંત રહું ?'

ઘડીભર અબોલ રહેલી સુભાગ માથું ઝંઝેડતી ચીખી : 'ના, ના, હુ શાંત નહિ રહુ. હું કચ્છી માડુ અબડા અણભંગનું અભિમાન ઉતારીશ. એનાં વેણ એના મોંમાં ઠાંસી દઈશ.' ઘોઘારાજની નજરમાં નજર પરોવતી સુભગા પરાક્રમી સાદે ઓચરી : 'ભાઈ, સ્વદેશ અને સ્વજાતિનું અપમાન ગળી જનાર પુરુષને હું કાયર કહું. નામર્દ ભાળું.'

વધતી વાતને રોકવા રેઢિયામી સંઘાદેવી ધરપત આપતા સાદે બોલી : 'સુભગા, ઉતાવળા સો બહાવરા, ધીરા સો ગંભીર. વાતનું ભાર્દ પકડ.'

ઊંડા વિચારમાંથી જાગેલો સિંધુપતિ ઘોઘારાજ ગંભીર સાદે

બોલ્યો : 'સુભગા, હું વડસરપતિ અબડા અણભંગને સારીપટ ઓળખું છું. કચ્છમાં એના જેવો વીર અને બળવાન પુરુષ પેદા થયો નથી ને થશે ય નહિ. છતાં કહેવું પડે કે બળવીર અબડા અણભંગમાં બળનું અભિમાન નથી કે પરાક્રમનું ગુમાન નથી.'

ડંખ દેવા સાબદી બનેલી કાળી નાગણી પેઠે ડોલતી માયાદેવી સામે જોઈને સુભગા બોલી : 'મા, ધોધારાજને અબડા અણભંગનો દોષ નહિ દેખાય.'

સિંધના સુમરા અને કચ્છના સમા રાજવંશોના મીઠા સંબંધોમાં વખનું ટીપું નાંખવા તત્પર થયેલી માયાદેવી સરલ સાદે બોલી : 'સુભગા, અબડા અણભંગે કરેલું દેશઅપમાન ધોધારાજને ગળી જવું હોય તો ગળી જાય. જાતિઅપમાન સહન કરવું હોય તો કરે. હું તો કહેવાની સરીખ. સંધાદેવી અને ધોધારાજને મારું કહેવું ગમે યા ન ગમે. મને પરવા નથી. પણ મરહુમ રાજવી જીવતા હોત અને અબડો અણભગ મરહુમનાં મોઢે આવાં અભિમાની વેણ ઓચર્યો હોત તો......તો...'

'તો મારા બાપુ શું કરત ?' સુભગાએ પૂછ્યું.

'તો પરાક્રમી સિંધુપતિ અબડા અણભંગને જડબાંતોડ જવાબ આપત. ભવની ભેરુબંધી ભાંગીને એનું જિંદગીભર મોં નહિ જોવાની પ્રતિજ્ઞા કરત." માયાદેવી ગળતા સાદે બોલી : 'સુભગા, સાપ ગયાને લીસોટા રહ્યા.'

ઓરડામાં સોપો પડી ગયો. કોઈ કાંઈ બોલતું નહોતું–બોલી શકતું નહોતું.

કુટિલ માયાદેવીએ વળી વાત વણી : 'સુભગા, હું સ્ત્રી–વિધવા રાજરાણી. હું અબડા અણભંગને શું જવાબ આપું ? છતાં મેં કીધું'તું કે વડસરપતિ, તમે મરહુમ સિંધુપતિની લૌકિકે આવ્યા છો. મને

આશ્વાસન આપવા પધાર્યા છો. આવા દુઃખભર્યા સમયે સિંધ અને સુમરાનું અપમાન કરતા તમે જરાય નથી અરધતા. બળનું અભિમાન છતું કરતા જરાય નથી શોભતા.' સુભગા સામે જોતી માયાદેવી ગળતા સાદે બોલી : 'હું લોહીભર્યા મોંઢે આથી વધુ શું કહું ?'

કાળઝાળ બનેલી સુભગા સુસવાટની ચીસ જેવા તીણા સાદે બોલી : 'હું.. હું...'

શાંત બેઠેલા ઘોઘારાજે સીધો સવાલ કર્યો : 'જોજે. તું અબડા અણભગનું અપમાન કરીશમાં. અબડો તો આપણો દોસ્ત અને શુભેચ્છક છે. પરંતુ આંગણે આવેલા દુશ્મનનું યે અપમાન કરાય નહિ. એ સુમરાનો કુળાચાર નથી.'

'હું એનું અભિમાન મોરીશ ?' 34405

'શી રીતે ? શું કરીને ?'

હડફ કરતીક ઊભી થયેલી સુભગા છાતી કાઢીને બોલી : 'હું...હું...સુમરી છું. હુ નિર્માલ્ય બાપની નિર્બળ બેટી નથી. હું સુભગા...'

'તું સુભગા સાચી. પણ તું કયી રીતે સુમરાના હિતેચ્છુ અબડા અણભંગનું અભિમાન મહોરીશ એ કહે.'

જવાબ આપવા બદલે સુભગા ચીખી : 'હું...હું...જાંધના જોરુકા અબડા અણભંગને બતાવીશ કે સિંધભૂમિ વાંઝણી નથી. જાગતા પુરુષ ફક્ત કચ્છમાં જ જન્મતા નથી ! સિંધની કુખે ય જોરુકા ને જવાંમર્દ જણ જન્મે છે.'

'પણ તું શી રીતે...' ઘોઘારાજ મૂંઝાયો.

ને કોઈ પણ ભોગે ને ઉપાયે સિંધના સુમરા અને કચ્છી સમા રાજવંશો વચ્ચે માથાંવાઢ વેર જગાડવા પાકો નિરધાર કરી

એઠેલી માયાવી માયાદેવી ખુશ હતી. સુભગા કાળઝાળ બની'તી. છંછેડાયેલી સુભગા વડસરપતિ અબડા અણભંગનું અપમાન કરે એવું ઇચ્છતી માયાદેવીએ બળતામાં ઘી હોમ્યું.

માયાદેવી નિર્લેપ ભાવે બોલી: ' સુભગા, અબડો અણભંગ આવ્યો છે મરહુમની લોકિકે. આ અવસરે આપણાથી કાંઈ યે બોલાય નહિ.'

' હું...હું મરી જઈશ હક વાત પણ અસહ્ય જાતિઅપમાન તો સહન કરીશ જ કરું.'

' આંગણે આવેલા માથાના વાઢનારનું યે અપમાન કરાય નહિ. એવું કર્યે આપણો આંગણાં-ધર્મ લોપાય.'

હાંફતી સુભગા, ચારચાર આંગળવા ઉલળતા પોતાના ઘાટીલા હૈયાભાર પર હથેલી દાબતી બોલી: ' મા, અબડો અણભંગ ક્યારે જવાનો છે?"

' એ આજ સાંજે જ પરિયાણ કરશે.'

' ત્રીજો પ્રહર તો વીતવા માંડ્યો.'

' હા, અબડો અણભંગ પરિયાણ કરવા સાબદો બનતો હશે.'

કોઈ વિચાર આવતાં જ સુભગા શાંત છતાં દૃઢ સાદે બોલી: ' મા, અબડાને કહો. વિનવો. સિંધ છોડતાં પહેલાં એ મારી નજર સામે જાંસના જોરે ઘોડાને હિંચોળે. પ્રચંડ બળનો પરચો આપે.'

સુભગાનું બોલવું સાંભળીને ભડકેલો ઘોઘારાજ ઉતાવળા સાદે બોલી ઊઠ્યો : ' પણ શું કામ?'

' અબડાના જોરનું પારખુ કરવા.'

ગંભીર સ્વભાવની સંધાદેવી અશાંત સાદે પૂછી બેઠી : ' સુભગા, તે ધાર્યું છે શું ? હજુ મરહુમ રાજવીની ચેહ ઠરી નથી ત્યાં જ તેં ઉધમાત આદર્યો ?" સંધાદેવી ધીમા સાદે બોલી : "બેટી,

“સુભગા...” શોભારાજની રાડ ફાટી.

સહુના હૈયા પર મહાબોજ પડ્યો'તો ત્યારે માયાદેવીનું હૈયું હળવુંફૂલ હતું. સુભગ રાજકુટુંબના સ્નેહ અને સ્વપ્નાં પલિતો ચાંપવા રાત-દિ મથતી માયાદેવી હાથ આવેલો આવો રૂડો અવસર ચૂકે એવી નમાલી નહોતી.

સંઘાદેવીની રજા લીધા વગર જ રાજમહાલય છોડી ગયેલી માયાદેવી માયામહેલે પહોંચી. પોતાના મહેલમાં પગ મૂકતાંવેંત જ માયાદેવીએ હાકલ કરી : “મરઘાંનેણી ક્યાં મરી ગઈ?”

ને માયાદેવીના સાદને દાદ દેતી અબોટ જોબનવંતી વડારણ મરઘાંનેણી માયાદેવી સમક્ષ હાજર થતી બોલી : “ખંમા બાને. હુકમ ફરમાવો.”

હસુ હસુ થતી નજરે મરઘાંનેણીને જોતી માયાદેવી ઉત્સાહઘેલા સાદે બોલી : ‘તું તાબડતોબ જા. અગડ અનુભંગને કહેજે કે મહારાણી માયાદેવી યાદ કરે છે.”

મરઘાંનેણી પગ ઉપાડે ના ઉપાડે ત્યાં જ માયાદેવી બોલી : “તું વત્સરપતિને કહેજે કે એક દિ' પરિયાણુ પાછું ઠેલે. મારા મોઢે થયા પછી જ ઘોડે રાંગ વાળે.”

" ભલે – બા. "

કોઈ વાત યાદ આવતાં જ માયાદેવી સચિંત સાદે બોલી : " તું ઝટ જા. વા–વેગે અબડા પાસે પહોંચ. કદાચ અબડો ઘોડે ચડી ચૂક્યો હોય ને શહેર બહાર નીકળી ચુક્યો હોય તો પાછળ રાજની ઘડિયાં જોજન સાંઢણી વહેતી કરાવજે. સીમાડેથી પાછો વાળજે.'

" ખંમા બાને..." કહેતી લહેકાવંત મરઘાનેણી અબઢા અણભંગના ઉતારા તરફ ચાલતી થઈ.

ને ત્યારે સંઘાદેવીનાં આવગા ઓરડામાં મૂંઝવનારી ચૂપકીદી છવાઈ હતી. ઓરડામાં બેઠેલાં સંધાદેવી અને ઘોઘારાજના ચહેરા પર ચિંતા છવાઈ હતી ત્યારે સુભગાના પરાક્રમે મઢેલા મોં પર દઢતા લીંપાઈ હતી.

ઘેરી ચૂપકીદી ચીરતો સુભગાનો અવાજ ઊઠ્યો : " ભાઈ, નાહક ચિંતા કરોમાં. રાજની ઘોડારમાંથી જુવાન અને પહાડી ઘોડો મંગાવો.'

" પણ શું કામ ? "

" તમારી ચિંતા ટાળવા." સુભગા અર્થભર્યું હસીને બોલી : " ભાઈ, તમે નજરે જોશો પછી તો માનશો ને ? "

" તું શું કરવા ચાહે છે ? "

" હું અબડાનું અભિમાન ઉતારવા ઈચ્છું છું."

" શી રીતે ? "

સુભગા દઢ–કઠોર સાદે બોલી : " હું અલમસ્ત અને પહાડી ઘોડાને જાંઘમાં જકડીને હિંચોળીશ ! એમ કરીને મદે છકેલા અબડા અણભંગના અભિમાનનો કોટો મોરીશ. એ કચ્છી માડુ પણ જાણશે

કે ના, સિંધ વાંઝિયો નથી. સિંધભૂમિની કૂખે ય જાંગડા જન્મે છે ખરા !"

સુભગાની અસંભવ વાત સાંભળીને ભડકેલો ઘોઘારાજ અવિશ્વાસભર્યા સાદે બોલી ઊઠ્યો : "તું...તું...અલમસ્ત ઘોડાને જાંઘમાં જકડીને હિંચોળીશ ? હિંચોળી શકીશ ? આ તું શું બોલે છે ?"

અચરજ આછું હડસેલી વાળતો ઘોઘારાજ સ્વસ્થ સાદે વળી બોલ્યો : "અસંભવ...અશક્ય...સુભગા, ઘોડાને જાંઘનાં જોરે હિંચોળવો સહેલો નથી. લાખે એકાદ જોરુકો જણ ઘોડાને હિંચોળી શકે છે. લાખે એકાદો જોરાવર પુરુષ "જાંગડો" બને છે. ભલભલો પહેલવાન પણ જાંગડો બનતો નથી, અથાગ બળુકો પુરુષ પણ એ કાર્ય કરી શકતો નથી. સુભગા, ઘોડાને જાંઘમાં જકડીને હિંચોળવાનું તારું ગજું નથી. નાહક મઉ થઈશ. હાથે કરીને ઠેકડી કરાવીશ."

સુભગાએ દૃઢ સાદે આજ્ઞા કરી : "ઘોડો મંગાવો."

ને સુભગાના પ્રચંડ પ્રભાવથી દબાયેલા સરલહૃદયી રાજવી ઘોઘારાજે રાજની ઘોડારમાંથી પહાડી ને જુવાન ઘોડો મંગાવ્યો.

ઘોડો હાજર થયો કે ઘોડા પર સવાર થયેલી સુભગાએ રાજમહેલના જરા પ્રાંગણ મધ્યે આવેલા ખખડધજ વડ તરફ ઘોડો દોર્યો.

રાજમહેલના પ્રાંગણમાં ઊભેલી સંધાદેવી અને ઘોઘારાજ ફાટી આંખે વડ હેઠવાસ ઊભેલી સુભગાને જોઈ જ રહ્યા હતા.

કે વડ હેઠવાસ ઊભેલી ઘોડેસ્વાર સુભગાની આંખોમાં લોહરસ અંજાયો. ચહેરો હિંગળોકવર્ણો બન્યો. એની પરવાળા જેવી પાતળી હોઠબીડ સખત બની. આંખમાંથી અગનરસ ઢોળતી સુભગા ઝાળ જેવા દાહક સાદે બોલી : "જે મહાકાલ..."

સુભગાને ફાટી આંખે જોઈ રહેલા સંઘાદેવી અને ધોધારાજ કંઈ વિચારે કે બોલે એ પહેલાં તો સુભગાએ વડની નીચે નમેલી ધીંગી ડાળ પકડી. એનાં આંકડા ભીડેલા હાથોએ વડની જાડી ડાળને ભરડો લીધો.

'જે મહાકાલ...'નું સ્મરણ કરીને સુભગાએ પહાડી ઘોડાને પોતાની જાંઘ વચ્ચે ભીસ્યો. જાંઘમાં સજ્જડાયેલા અલમસ્ત ઘોડાને ધરતીથી વેંતભર ઊંચો કરતી સુભગાએ ઘોડાને હિંચોળવા માંડ્યો.

એક...બે...ત્રણ–એમ સાત વાર હિંચકા ખવરાવીને ઘોડાને પછાડતો મુકતી સુભગા વાંદરી પેઠે તળપીને ભોં પર આવી.

પોતાને ફાટી આંખે જોઈ જ રહેલા ધોધારાજ પાસે તીરવેગે પહોંચેલી સુભગા લાડકા સાદે બોલી: "હવે તો તમને ખાતરી થઈ ને?"

પણ સુભગાનું અથાગ બળ અનુભવીને આભા બનેલા ધોધારાજને બોલવું સૂઝતું જ નહોતું. સાગના સોટા જેવી ઊંચી ને ઉજળી સુભગાનાં સહેજ દુબળા દેખાતા દેહમાં આવી રાક્ષસી તાકાત ભરેલી હશે એવું તો ધોધારાજે સોણેય કલ્પ્યું નહોતુ.

ધોધારાજ એટલું જાણતો'તો કે સુભગા અટંકી ને પરાક્રમી છે. અલાદ્દિયાના સિંધ પર થનારા અન્યાયી આક્રમણનો જડબાતોડ જવાબ આપવા એણે સિંધભરની સ્ત્રીશક્તિને ઢંઢેડીને જગાડી છે. અબળાને સબળા બનાવી છે. એણે સે'–હથિયારું ને શહાદતવેલું સ્ત્રીસૈન્ય ખડું કર્યું છે.

એ બધું સાચું પરંતુ સુભગાના દુબળા દેખાતા સુંવાળા શરીરમાં આવી પ્રચંડ ને રાક્ષસી તાકાત ભરેલી હશે એવું તો ધોધારાજે સોણેય માન્યું નહોતું.

ને મનાય પણ કેમ? પહાડી ઘોડાને જાંઘના જોરે હિંચોળવો સહેલો નહોતો. સામાન્ય પુરુષનું ગજું ય નહોતું.

પોતાને અચરજભરી ડરપોક નજરે નખશીખ નીરખી રહેલા ઘોઘારાજના ખભા પર હાથ મૂકતી સુભગા જાણે કંઈ જ ન બન્યું હોય એવા સામાન્ય સાદે બોલી : "ભાઈ, હવે તો તમને ખાતરી થઈ ને?"

"થઈ–થઈ!" ઘોઘારાજ ઉતાવળમાં બોલી ગયો.

"તો બોલાવો બળના અભિમાનમાં રાત-દિ' રાચતા અબડા અણભંગને."

"પણ શું કામ?"

"પારખું લેવા." સુભગા નકાર સાદે બોલી : "હું જાણું છું. વડસરપતિ અબડો અણભંગ અથાગ બળુકો છે. એ ઝાડની ડાળ પકડીને જાંઘમાં જકડેલા ઘોડાને હિંચોળે છે એ ય સાચું. અબડો "જાંગડો" પુરુષ છે એની યે ના નહિ. માયાદેવીના આગ્રહને વશ થયેલો અબડો અણભંગ આપણી નજર સામે ઘોડાને હિંચોળી દેખાડશે એમાં મીનમેખ નહિ થાય પણ..."

"પણ શું?"

"ભાઈ, અબડો જે ઘોડાને હિંચોળશે એ જ ઘોડાને એની નજર સામે હું હિંચોળી દેખાડીશ."

"પણ શું કામ?"

"એના અભિમાનનો કાંટો મોરવા. સિંધનું મેણું ટાળવા. પછી અબડો અણભંગ કદી નહિ શકે કે સિંધભૂમિની કુખે "જાંગડા" જન્મતા જ નથી."

અત્યાર સુધી અબોલ ઊભેલી સંધાદેવી સચિંત સાદે બોલી: 'સુભગા, યાદ રહે: અબડો અણભંગ મોંઘેરો મહેમાન છે. આપણા હિતેચ્છું ને મરહુમ રાજવીના પરમ મિત્ર...એને માઠું લાગે એવું વેણ ય બોલીશમાં. વર્તન કરીશમાં."

સુભગા ધારાદાર સાદે બોલી : ' મા, હું તો એ અભિમાની સાથે વાતે ય કરવાની નથી.' સુભગા નકાર સાદે વળી બોલી : " કહેવા કરતાં કરી બતાવવું સારું."

" સવાલ નાજુક છે–ઘોઘારાજ.' સંધાદેવી સચિંત સાદે બોલી ગઈ.

" મા, હું એક અક્ષરે ય નહિ બોલું–પછી છે કાંઈ ? "

ને સમજુ સંધાદેવી ઘોઘારાજ અને સુભગાને લઈને પોતાના ઓરડે ગઈ.

ત્યારે અબડા અણભંગના ઉતારે પહોંચેલી ચાવળી ને ચોધારી વડારણ મરઘાંનેણી, પરિયાણ કરવા ઘોડેસવાર થયેલા અબડા અણભંગના ઘોડાની વાઘ પકડી લેતી બોલી : " અબડાજી, મારી બા યાદ કરે છે માયાદેવીએ વિનંતી કરી છે."

" માયાદેવીને વિનંતી કરવાની ના હોય."

" મારી બાના મોઢે થયા પછી જ તમે પરિયાણ કરજો " મરઘાંનેણી મરોડદાર સાદે બોલી : ' અબડાજી, મારા બાને મળ્યા વગર જ જતા રહેશો તો એમને માઠું લાગશે. દુઃખ થશે."

" હું મુરખ નથી." કહેતો અબડો અણભંગ માયામહેલે પહોંચ્યો.

અબડા અણભંગે ઓરડામાં પગ મૂકયો કે વાચાળ માયાદેવી મીઠા સાદે બોલી : ' અબડાજી, મારું એક વેણ રાખો–રાખ્યા સિવાય તમારો છુટકારોય નથી."

' આજ્ઞા ફરમાવો.'

માયાદેવી નરાતાળ ખોટું બોલી : " અબડાજી, મરહુમ રાજવીના મૃત્યુના ઘેરા શોકમાં ડુબેલું રાજકુટુંબ ઈચ્છે છે......"

" બોલો, ઝટ વાત કરો. રાજકુટુંબની ઈચ્છા જણાવો."

'રાણી સંધાદેવી, સિંધુપતિ ઘોઘારાજ અને રાજકુંવરી સુભગા તમારા અથાગ બળનો અનુભવ ચાહે છે.' માયાદેવી મીઠા સાદે બોલી : "અબડાજી, મારી વિનંતી માનો : સહુ દેખતાં તમે ઘોડાને હિંચોળી દેખાડો."

મરહુમ સિંધુપતિ ભુગરના રાજકુટુંબની વણશોભતી ઇચ્છા જાણીને મૂંઝાયેલો અબડો અણભંગ બોલી ગયો : "માયાદેવી, એવા બળના પ્રદર્શનનો ખેલ શુભ પ્રસંગે શોભે. આવા શોકભર્યા પ્રસંગે અજુગતું લાગે."

"હું જાણું છું." માયાદેવી બોલી : "અબડાજી, વિચાર છોડો. મરહુમ રાજવીના શોકમાં ડુબેલા રાજકુટુંબની ઇચ્છાનો વિચાર કરો. તમે થોડા મઉ થશો—તમને થોડી તકલીફ પડશે. પણ એથી રાજકુટુંબ શોકભાર હળવો થશે. દુઃખ ઓછાં થશે."

"હું..."

"અબડાજી, મરહુમ રાજવીના પ્રિયમિત્ર તરીકે તમારી પવિત્ર ફરજ છે કે..."

માયાદેવીનું વેણ વાઢતો અબડો અણભંગ જાંઘમાં જકડેલા ઘોડાને હિંચોળી બતાવવા સાબદો બન્યો.

સમા અને સુમરા વચ્ચે વિખવાદ જગાડવા ટાંપીને બેઠેલી માયાદેવી પળેય ગુમાવ્યા વગર ઘોડેસ્વાર અબડા અણભંગને લઈને રાજમહેલે પહોંચી ગઈ.

કાંઈ બોલવા કે કહેવાપણું હતું નહિ છતાં ભલો અબડો અણભંગ ઘોઘારાજ તરફ જોઈને બોલ્યો : "હું જાંગડો, જુવાનીમાં જાંઘના જોરે ઘોડાને હિંચોળતો. હવે તો આધેડ થયો. છતાં સત્ય કહીશ કે કચ્છની આબરુ જાળવતા ચાર જાંગડા એકલા વડસરમાં જ છે."

ઘોઘારાજ બદલે સુભગાએ જવાબ આપ્યો : "હા—અબડાજી,

ચાર ચાર જાંગડા એકલા વડસરમાં જ છે. કચ્છ જાંગડા નરની જોરાંતી જણેતા છે. કચ્છમાં જીલ્લે જીલ્લે જાંગડા જન્મે છે પરંતુ અમારે સિંધમાં જાંગઠો જણ જન્મતો નથી. જન્મ્યો ય નથી."

"એવું કહેવાય નહિ" અબડો સરળ સાદે બોલ્યો: "શૂર-વીરતા અને સૌંદર્યથી સભર ભરેલી સિંધભૂમિમાં જાંગડા નથી જ જન્મતા એવું કહેવાય નહિ."

"વાતોમાં વેળા બગાડોમાં."

ને થોડામાં ઘણું સમજનાર અબડા અણભંગે પોતાના ઘોડાને મહેલના પ્રાંગણમાં આવેલા વડ તરફ દોર્યો. વડની નીચી નમેલી લોંઠકી ડાળે વળગેલા અબડાએ ઘોડાને ધરતીથી વેંતભર ઊંચો કર્યો. જાંઘમાં જકડીને ત્રણવાર હિંચોળ્યો. ઊંચા કરેલા ઘોડાને હળવેકથી ધરતી પર મૂકતો અબડો અણભંગ કાંઈએ ના બન્યું હોય એવી રીતે ઘોઘારાજ સમીપ આવી ઊભો.

નિષ્પાપ અબડો અણભંગ નિરાભિમાની સાદે બોલ્યો: "સિંધુ-રાજ, તમે મને મઉ કર્યો."

"હા–મઉ કર્યા ખરા."

"હવે તો મને રજા છે ને?"

ઘોઘારાજ બદલે સુભગા બોલી: "ના."

"કાં?"

"અબડાજી, મને તમારો ઘોડો આપો."

"શું કામ?"

"તમારી પડે મનેય મઉ થવાની હોંશ થઈ છે."

સુભગાની માગણી સાંભળીને ભડકેલો અબડો બોલી ગયો: "તમે ય ઘોડાને હિંચોળશો?"

"કોશિષ તો કરી જોવું."

“ તમે...તમે...સ્ત્રી ઊઠીને...”

“ મોડું કરશો માં. ઘોડો આપો.”

અચરજ ચાગોળના અબડા અણુભગે ઘોડાની ગંગ છોડી. સુભગાના હાથમાં ઘોડાની વાઘ આપતો બોલ્યો : “ તમે...તમે... જંગમાં...ઘોડાને હિંચોળશો ..”

અબડાનું કહેવું કાન સોંસરવું કાઢી નાંખતી સુભગા તળપીને ઘોડાપર સવાર થઈ. અબડો કાંઈ બોલે ના બોલે એ પહેલાં વડ પાસે પહોંચેલી સુભગાએ વડની ડાળ પકડી. “ જે મહાકાલ...” કહીને એણે સ્વપગના પગાડી ઘોડાને ઊંચો કરીને સાત વાર હિંચોળ્યો!

ને ફાટી આંખે ઘોડાને હિંચોળતી સુભગાને જોતો અબડો અણુભંગ ફાટતા સાદે બોલી ગયો : “ શાહબાશ રાજકુમારી... શાહબાશ ..સુભગાકુંવરી......”

ઘડીક ઘડીક થતી નજરે પોતાને નીરખી રહેલા અબડા અણુભંગ તરફ આભારની નજરે જોતી સુભગા હસાવનારા સાદે બોલી : “ અબડાજી, કબૂલ કરો કે જંગલા પુરુષ ફક્ત કચ્છમાં જ નથી થતા. કચ્છની કૂખે જ જંગલા જન્મતા નથી! ધીંગી ધરા સિંધભૂમિના પેટે ય જંગલા જન્મે છે.” ભોંઠપાઈને ઊભેલા અબડા અડભંગ તરફ માર્દવ નજરે જોતી સુભગા બોલી : “ અબડાજી, કચ્છમાં જંગલા પુરુષો પેદા થાય છે ત્યારે સિંધમાં તો જોમના જોરે ઘોડો હિંચોળનારી જોગણી સ્ત્રીઓ ય જન્મે છે!”

“ કબૂલ કરું છું.”

“ અબડાજી, હું સુભગા .. સિંધુરાજ ભુંગરની કુંવરી. હું સિંધનું અને સ્વજનનું અપમાન સાંભળી ચૂપ રહું તો મારી જનેતાનું ધાવણ લાજે.”

મૂંઝાયેલો અબડો અણુભંગ બોલી ગયો : “ આવડું બધું છે શું?”

“ તમે સિંધનુ અપમાન કર્યું હતું. ”

“ ના. ”

“ તમે બોલ્યા’તા કે જાંગડા પુરુષો માત્ર કચ્છમાં જ જન્મે છે. સિંધભૂમિની કુખે જાંગડા જન્મતા જ નથી.”

ઘડીભર વિચાર કરીને અબડો અણભંગ સાચક સાદે બોલ્યોઃ “ હા–હું એવું બોલ્યો’તો ખરો પણ......”

“ પણ શું ? ”

આકાશ તરફ હાથ જોડીને અબડો અણભંગ પ્રતિજ્ઞાપૂર્ણ સાદે બોલ્યો : “ સુભગા, જાડેજા કુળની કુળદેવી માતા આશાપુરીના સોગંદ ખાઈને કહું છું કે, સિંધનું અપમાન કરવાનો મારો ઈરાદો નહોતો. હું ખોટું બોલતો હોઉં તો મારો સાત ખોટનો દિકરો ફાટી પડે. હું વડસરના ઝાડવાં દેખું નહિ.”

“ હેં ! ” સુભગાનો સાદ ફાટી પડયો.

“ હું તો હુંતારથ ભાવે બોલ્યો’તો. મહારાણી માયાદેવી મારા બોલનો આવો અવળો અરથ કરીને સમા અને સુમરા રાજ કુળના મીઠા સંબંધોમાં વખનું ટીપું નાખવાનો હિણો પ્રયત્ન કરશે એવું મેં સોણેય કલ્પ્યું નહોતું.”

કાળઝાળ નજરે અબડા અણભંગે માયાદેવી ઊભી હતી એ તરફ જોયું; પણ ત્યાં માયાદેવી નહોતી.

ચતુરા માયાદેવી છટકી ગઈ હતી.

અબડાની નિર્દોષતા સાબિત થતાં શરમાયેલી સુભાગની આંખોમ તિરસ્કાર બદલે પ્રેમ અંજાયો.

એ હતો સિંધનો રાજકુંવર ચનેસર. રાજહક છિનવાઈ જતાં એનું માથું ધૂમાડી ગયું'તું. અપમાનિત થયેલા ચનેસરના દિલમાં ઈર્ષા અને દિમાગમાં વેર બાજતું'તું.

એ પાદશાહ અલાઉદ્દીનની મદદ મેળવવા આવતો'તો. અફઘાન લશ્કરની સહાય વડે રાજકુંવર ચનેસર ખોવાયેલું રાજ હાંસલ કરવા ઈચ્છતો'તો. વિધર્મીઓની મદદથી ચનેસર પોતાનો રાજહક્ક છીનવનાર સિંધુપતિ ઘોઘારાજને અને પોતાને અકુલિન લાહરકન્યાનો પુત્ર કહીને અપમાનિત કરનાર સુમરા સામંત–ભાયાતોને તબાહ અને બરબાદ કરવા ચાહતો'તો.

ચનેસર સાંજ પડયા પહેલાં દિલ્હી પહોંચવાનો હતો. એનો તરવરીયો તોખાર સરખંગ દોટમોઢે દોડયો જતો હતો.

સીમ સૂની હતી.

ચનેસરના લમણામાં વીજળી પેઠે વિચાર ઝબકયો : શું હું યોગ્ય કરી રહ્યો છું?

પરંતુ બીજી જ પળે આજથી બાર વરસ પહેલાં બનેલો બનાવ યાદ આવ્યો કે એના રૂપકડા ચહેરા પર ક્રોધ છવાયો. આંખોમાં જ્વાલા રમી.

એકલ–પ્રવાસી ચનેસર એકલો એકલો લવારે પડયો : "હા, હું એ પ્રસંગ, એ અપમાનજનક અને દુઃખદેણ પ્રસંગ બાર બાર વરસનાં વહાણાં વાયાં હતાં છતાં ય ભૂલ્યો નથી. એ બદતર બનાવે ગારા કાળજામાં કરેલો કાતિલ ઘા હજુએ રૂઝાયો નથી!"

ચનેસર લવ્યો : "હા–તે દિ' હું હતો અઢાર વરસનો. પણ હું ખાતલપીતલ અને હાડેતા માવતરનું છોરું હોવાથી ઝટ જુવાન થઈ ગયો'તો. હું આગળથી જોનારને અઢાર વરસનો પણ પાછળથી જોનારને પૂરા પચીસ વરસનો કળાતો.

‘ને રાજમાતા સંધાદેવીના સગા ભાઈની કુંવરી સ્વરૂપ કલ્યાણકોટ આવી’તી. સંધાદેવીની મહેમાન થયેલી સોળ વરસની સ્વરૂપ કુંવરી, રહવું ઘટે એ કરતાં પણ વધુ દિ’ રોકાઈ હતી.

‘અપસરા જેવી આકર્ષક ને રાજરાણી જેવી પ્રતિભાસંપન્ન સ્વરૂપકુંવરી શિકારની બડી શોખીન છે. ઘોડેસવારીમાં બાજંદી સ્વરૂપ અચૂક નિશાનબાજ પણ હતી.

‘હું અને સ્વરૂપકુંવરી રોજ શિકારે જતાં. સાથે હરતાં ફરતાં અને વનવગડામાં એકાંતે ભેટતાં બેસતાં. નિર્દોષ સ્વરૂપકુંવરી મારી સાથે છૂટથી વરતતી ને છૂટથી બોલતી.

“અતિ સહવાસે હું સ્વરૂપકુંવરી તરફ આકર્ષાયો. એના રૂપગુણ જોઈને મોહ પામ્યો. એના સાહસ અને શઉર અનુભવીને પરવશ બન્યો.

“સ્વરૂપકુંવરીને પોતાની ફઈ સંધાદેવી સમક્ષ મારાં મોંફાટ વખાણ કરતી સાંભળીને મેં માન્યુ’તું કે અતિસહવાસે એ પણ મારા તરફ આકર્ષાઈ છે. એના હાવભાવ જોઈ મેં અનુમાન્યું હતું કે સ્વરૂપકુંવરી મને ચાહે છે.”

“ને મેં મુરખાએ એકદિ’ મારા હૈયામાં ઘોળાતી વાત છતી કરી. અમે શિકારની સહેલગાહે ગયાં’તાં. બપોર ચડી’તી. ઘામ ધખ્યો’તો. નિર્જન વનવગડા મધ્યે ઘેઘુર ફાલેલા વડલા હેઠવાસ અમે વિસામો લેવા બેઠા’તા. એકાન્ત રૂડું હતું. મનભાવી મોકળાશ હતી. નજર પડે ત્યાં સુધી કોઈ માણસ કળાતું નહોતુ. ઉજડ વગડામાં હું અને સ્વરૂપકુંવરી એકલાં જ હતાં.

“ને તાપે તપીને કંકુવરણાં બનેલા ચહેરાવાળી સ્વરૂપકુંવરીનું કાંડું પકડીને મેં પ્રેમની ભીક્ષા માંગી. હું પગ પકડીને બોલ્યો: “સ્વરૂપ...સ્વરૂપકુંવરી, તમે ખૂબ સુંદર છો.”

ચમકેલી સ્વરૂપ કુંવરીએ કંપતા સાદે સવાલ કર્યો : "તમે શું ચાહો છો ?"

મેં કીધું "હું ચાહું છું—પ્રેમ."

"એટલે ?"

'સ્વરૂપકુંવરી, તમે રાજી થઈને હા ભણો તો સંધાદેવી પાસે તમારું માગું નાંખું. એ તમારા બાપુને સમજાવશે. સંધાદેવી દયાળુ છે."

'સ્વરૂપકુંવરીએ સીધો સવાલ કર્યો હતો કે, શું તમે મને પરણવા ચાહો છો ? મને રાણી બનાવવા ઇચ્છો છો ?"

મેં કહ્યું : "હું તમને પૂજું છું. પ્રેમ કરું છું."

'પણ મારી વાત સાંભળતાં જ સ્વરૂપકુંવરીનો ગુલાબી ચહેરો હિંગળોકવરણો બન્યો. આંખોમાં ઘૃણા અંજાઈ. અવાજમાં તિરસ્કાર ભળ્યો. એ ખરા બપોરના માથુંફાડ તાપને ચીરતી ચીસ પાડીને બોલી : "હોશ સમાલો, જાત પરખાવોમાં, હું રાજપૂતાણી છું. લોહરકન્યા નથી."

'મેં સ્વરૂપકુંવરીને વિનવી'તી : "મારા સ્નેહનો સહર્ષ સ્વીકાર કરો. હું સિંધનો યુવરાજ છું. ભાવિ સિંધુપતિ છુ. હું તમારા પ્રેમની ભિક્ષા માગું છું. હું તમને રાજરાણી બનાવીશ. મહારાણીપદે સ્થાપીશ. તમે સિંધનાં ભાવિ મહારાણી બનશો. હા પાડો. મારો પ્રસ્તાવ સ્વીકારો."

'ત્યારે મને કાળઝાળ નજરે જોતી સ્વરૂપ અભિમાની અવાજે બોલી'તી કે ચનેસર, તો તમારે રાજપૂતાણીના પેટે જન્મ લેવો'તો. સિંહણનું ધાવણ સોનાના પાત્રમાં જ ઝીલાય. એક શુદ્ધ રાજકુંવરી શુદ્ધ રાજપૂતાણીના ઉદરે અવતરેલા અસલ રાજપૂત વરને જ વરે. નેવાનાં પાણી મોભે ચડે નહિ. જેમ સિંહણ શિયાળવાથી રીઝે નહિ

એમ રાજપૂતાણી હલકા કુળની લાહરકન્યાના પેટે પેદા થયેલાનો પ્રેમ સ્વીકારે નહિ જો તમારે મારો પ્રેમ પામવો હતો તો સંધાદેવીની કૂખે જન્મ લેવો'તો."

'મેં દલીલ કરી'તી કે સ્વરૂપકુંવરી, લાહર હલકા કુળના નથી, લાહરોય રાજપૂતો છે. લાહરોએ જ સુમરા રાજવીને સિંધનું રાજ રળી આપ્યું'તું. લાહરના પરાક્રમના પ્રતાપેજ સુમરા–રાજ ટકી રહ્યું છે.

'ત્યારે કુલાભિમાની સ્વરૂપકુંવરી બોલી'તી કે: "અસંભવ. નર્યું માલધારી જીવતર જીવતાં રઝળુ લાહરમાં શઉર હતું નહિ ને છે પણ નહિ."

"મેં કીધુ'તુ કે મારી જણેતા રાણી માયાદેવી સંધાદેવી કરતાંયે રૂપાળી છે. રાજરાણી કરતાંયે પ્રભાવશાળી છે."

'જો સ્વરૂપકુંવરી મારા પ્રેમનો અસ્વીકાર કરીને જ મૂંગી રહી હોત તો મારા હૈયામાં જલન પેદા થાત નહિ. પરંતુ એણે તો હદ વળોટી'તી. મને ના કહેવાનાં વેણ કીધાં'તાં

'મેં પકડેલું કાંડું ઝાટકો નાખીને છોડાવતી સ્વરૂપકુંવરી તીખા સાદે બોલી'તી કે ચનેસર, યાદ કરો તમારી જણેતાનું વર્તન... શિકારે નીકળેલા સિંધુપતિ ભુંગર ભૂલા પડયા'તા. રાંઢવાધારે ખળકેલા મે'ના મારથી એ બેહોશ બની ગયા'તા. જોગાનુંજોગ ભુંગરનો વફાદાર ઘોડો માલિકને લાહરોના નેહડે લઈ ગયો. લાહરમુખીએ બેભાન સિંધુપતિને ઘરમાં લીધા. ઠીંગરાઈ ગયેલા સિંધુપતિ શેક-તાપ મળતાં સળવળ્યા સિંધુપતિ ભુંગર ભાનમાં આવતા હતા. આ જોઈ લાહરમુખી ખુશી થયો. આગંતુક સિંધુપતિ છે એવું જાણીને જ એ ઘર બહાર નીકળી ગયો'તો. ને તમારી માતા માયાદેવીએ ભાનમાં આવતાં સિંધુરાજ ભુંગરને શરીરની ગરમી આપીને ભાનમાં આણ્યા. તમારી

જણેતા માયાદેવી અતિ સ્વરૂપવાન છે. એકાંતે ભુંગરરાજ પામર બન્યા. ઉપકારના બોજ હેઠળ દબાયેલા સિંધુપતિ ભુંગરરાજે પોતાનો પ્રાણ બચાવનાર લાહરકન્યાનો સ્વીકાર કર્યો. રૂપજોબનના બળે માયાદેવી મહારાણી થયાં.

'આ વાત અટાંણે યાદ કરવાનું કારણ?" મેં પૂછ્યું'તું.

'કોઈ શુધ્ધ રાજપૂતાણી પરણ્યા પહેલાં પર પુરુષને પડખું આપે નહિ. આપવું ઘટે પણ નહિ. લાહરકન્યા જ પરણ્યા પહેલાં પર પુરુષનું પડખું સેવે!"

'સ્વરૂપકુંવરીએ નમાલો નર પણ નરસિંહરૂપ ધારણ કરે એવું અસહ્ય મેણું માર્યું છતાંએ હું ચૂપ રહ્યો. મેં જરણાં જાળવીને મારો પ્રેમ સ્વીકારવાની કાકલુદી કરી.

'મારી વિનંતીને ઠોકરે મારતી સ્વરૂપકુંવરી બોલી'તી કે તમે કોઈ ધીંગા રૂપજોબનવંતી લાહરકન્યા સમક્ષ પ્રેમની યાચના કરો. લાહરકન્યાને વિનવો. એ તમારા પ્રેમનો સ્વીકાર કરશે. પ્રેમ પાશે ને પીશે. હું તો રાજકુંવરી છું. પરંતુ કોઈ કુળવાન રાજપૂત તમને દીકરી દેવા તૈયાર નહિ થાય. તમે રાજપૂતાણીને વરવાનો મોહ તજીને ધીંગી લાહરકન્યા ગોતો.'

મેં કીધું'તું કે હુ ભાવિ સિંધુપતિ છું.

—ત્યારે ખડખડાટ હસી પડેલી સ્વરૂપકુંવરી ઠાવ્યભર્યા સાદે બોલી'તી કે હા, તમે ભાવિ સિંધુપતિ છો એની ના નહિ. એમ તો મ્લેચ્છ પાદશાહ અલ્લાઉદીન પણ દિલ્હીની જબરી સલ્તનતનો માલિક છે એટલે શું કુળવાન રાજપૂતો અહરાંણને દીકરીઓ દેશે?'

મેં દલીલ કરી હતી કે સ્વરૂપકુંવરી, આપણામાં ફઈ પાછળ ભત્રીજી જાય છે. ફઈ-ભત્રીજી સાસુ-વહુ બને છે. સંધાદેવી મારી સાવકી મા છે. તમે સંધાદેવીનાં ભાઈની દીકરી. તમે મને પરણો

'ચનેસર, સંધાદેવીની ઇચ્છા હશે તો હું એની દિકરા-વહુ બનીશ.'

"પણ ઘોઘારાજ તો તમારાથી નાનો છે."

"ચનેસર, રાજરાણી રાજગાદીને પરણે છે." સ્વરૂપકુંવરી બોલી'તી. 'કચ્છ, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનના ઘણા રાજાની ઘણી રાણીઓ પતિ કરતાંયે પંદર વરસે મોટી છે. જુવાન રાજાની પ્રૌઢ રાણી રાજમહાલયના વહીવટમાં મન પરોવી દે છે."

"પણ ઘોઘારાજ તો ફટાયો છે. ને હું છું યુવરાજ."

"મેં એકવાર તો કીધું કે કોઈ કુળવાન રાજપૂત દિલ્હીના મ્લેચ્છ સુલતાનને દીકરી નહિ જ આપે." સ્વરૂપકુંવરી બોલી હતી.

દિલ્હીના સીમાડામાં પ્રવેશી ચૂકેલા ચનેસરની વિચારધારા આગળ વધી : મને લાહરકન્યાનો અકુલિન પુત્ર કહીને અપમાન કરનાર સ્વરૂપકુંવરી ઘોઘારાજને વરી, સમાન વયની છતાં પતિથી પાંચ વરસે મોટી કળાતી સ્વરૂપકુંવરીનો સંધાદેવીએ દીકરા-વહુ લેખે સ્વીકાર કર્યો. ફઈ-ભત્રીજી સાસુ-વહુ બની. એ તો ઠીક પણ સ્વરૂપ કુંવરીએ સંધાદેવીને સઘળી વાત કરી હશે. વાત જાણ્યા પછી તો એણે ઘોઘારાજનાં ઘડિયાંલગ્ન લીધાં હશે.

ચનેસર વિચારી રહ્યો: પણ સ્વરૂપકુંવરીનું કહેવું સાચું હતું. કોઇ કુળવાન રાજપૂતે હું ભાવિ સિંધુપતિ હતો છતાં મને દિકરી દીધી નહિ. આખરે મેં લાહરકન્યા સાથે લગ્ન કર્યાં. રાજપૂતાણીના તેજસ્વી રૂપ સાંપડ્યાં નહિ એટલે મેં લાહરકન્યાનાં નિસ્તેજ પણ ધીંગારૂપ-જોબનમાં મન પરોવ્યું. આજે તો મારો કુંવર દસ વરસનો થયો છે. સ્વરૂપરાણી પણ એક કુંવરીની માતા બની છે.

કોઈ વિચાર આવતાં જ ચનેસર ચમક્યો. એના અંતરમાં વિચાર સળવળ્યા. ઘોઘારાજને પરણેલી સ્વરૂપરાણીએ જ મારો

રાજહક્ક છીનવી લેવાનું ષડયંત્ર રચ્યું હશે. પારકાને પોતાના કરવામાં પાવરધી સ્વરૂપરાણીએ પતિને રાજસિંહાસન પર બેસાડવા માટે મહામંત્રી જલધરને હાથમાં લીધો હશે. એણે જ શૂરા પણ ભોળા સુમરા સામંત-ભાયાતોને સાધી લીધા હશે. મહત્વાકાંક્ષી સ્વરૂપરાણીનું જ આ કારસ્તાન...સત્તાભૂખી સ્વરૂપની જ આ પ્રપંચી રાજરમત......"

દિલ્હી દેખાયું. દિલ્હીનો તોતીંગ ગઢ દેખાયો કે સરખંગના અસવાર ચનેસરના દિમાગમાં વરવો વિચાર ઘોળાયો: રૂપરાણી... એણે મારું અપમાન કર્યું. કુલહીન લાહરકન્યાનો પુત્ર કહીને મારો પ્રેમ ઠુકરાવ્યો. ને એજ કારણ આગળ ધરીને મહામંત્રી જલધરે સુમરા ભાયાત–સામંતોને બહેકાવ્યા. રાજપૂતોનું કુલાભિમાન છંછેડીને સ્વરૂપરાણીએ પોતાના પતિ ઘોઘારાજને રાજગાદી પર બેસાડયો.

દિલ્હીથી ચાર ખેતરવા દૂર રહેલો ચનેસર લવ્યો: "હું અપમાનનો બદલો લઈશ. વેર વસૂલ કરીશ. મને લાહરકન્યાનો અકુલીન પુત્રનું મેણું મારનારી અને ઘોઘારાજની રાણી બનેલી સ્વરૂપરાણીને રાન રાન રખડતી કરીશ. હું ગમે તે ભોગે પાદશાહ અલાઉદ્દીનની મદદ મેળવીશ. ઘોઘારાજને હરાવીને હણીશ. પછી...આ બધાયે ખેપના મૂળ સમી કુલાભિમાની ને રૂપ–અભિમાન વિધવા સ્વરૂપરાણીને ચોટલો ઝાલીને ઢસડીશ. બળજબરીથી મારા રણવાસમાં ગોંધીશ. ને પછી હું બલાત્કાર......ત્યાર બાદ હું સ્વરૂપરાણીને કહીશ કે કયાં ગઈ તારી રાજપૂતાઈ? કયાં વેરાઈ ગયું તારું રાજપૂતી પરાક્રમ? સાચી રજપૂતાણી તો શિયળ સાટે માથું ઊતારી આપે. હવે બોલ–હવે કહે હું અકુલિન લાહરકન્યાનો પુત્ર છું? શું હું શિયાળ છું?"

આવા અઘોરી વિચારમાં રાચતો એ દિલ્હીના પાદરમાં આવી પહોંચ્યો છતાં પણ વિચાર વિમળમાં ગડથોલાં ખાતો ચનેસર તો એમ જ માનતો'તો કે દિલ્હી દૂર છે!

ચનેસર ભલે સ્થિતિસંજોગનું ભાન ભૂલી ગયો'તો પણ એનો વફાદાર ઘોડો સરખંગ સંપૂર્ણ સભાન હતો. સરખંગ સુવાળી ચાલે દિલ્હીના દરવાજા ભણી જઈ રહ્યો હતો.

ભાવિની ભિપણ કલ્પનામાં રાચતા ચનેસરની આંખો ઉઘાડી હતી છતાં કાંઈ દેખતી નહોતી. કાન સરવા હતા છતાં કાંઈ યે સાંભળતા નહોતા.

ભાન ભૂલ્યા ચનેસરનો એક પગ આપમેળે પહોળો થયો. એનો પહોળો થયેલો પગ ઘોડા પાસેથી પસાર થતી પનિહારીના વાંસા સાથે ભટકયો. ઘોડેસ્વારના પગની બળુકી ઠેસ વાગતાં જુવાન પનિહારી લથડી. હેલ્ય સાથે પનિહારી ભોં પર પછડાઈ.

આ દરમિયાન સરખંગ દશ કદમ ભરી ચૂક્યો'તો.

ભોં પર પડેલી પનિહારી પોતાને પાટુ મારીને પાડી દેનાર અજાણ ઘોડેસ્વારના વાંસા પર કાળભરી નજર નોંધતી તીખા સાદે બોલી : "આંખો છંદાઇ ગઈ છે–શેયા."

સુસવાટની ચીસ જેવો પનિયારીનો તીખો અવાજ સાંભળીને ચનેસર સજાગ બન્યો. એણે ડોક મરડીને પાછળ નજર ફંગોળી. સ્થિતિ-સંજોગ સમજાતાં જ શરમાયેલો ચનેસર સરખંગને ઊભો રાખતો બોલ્યો : "તું કોને ગાળો દે છે–બહેન ?"

ભોં પર પડેલી જુવાન પનિહારી પાછા વળેલા ઘોડેસવાર સામું જોયા વગર જ બોલી : "તને–તને ! તારી છાંદાઈ ગઈ છે ? દેખાય તો ય......"

પણ ઘોડેસવારના નિર્દોષ ચહેરા પર નજર પડતાં જ પનિહારીની જીભ સિવાઈ ગઈ. અજાણ આગંતુકના મોંઘામૂલાં વસ્ત્ર-આભુષણો જોઈને એ પામી ગઈ કે ઘોડેસવાર સામાન્ય માનવી નથી. કાં તો

એ હશે ક્યાંકનો રાજવી કાંતો હશે રાજકુંવર.

'મેં જાણી-બુઝીને ઠેસ નો'તી મારી.' ચનેસરે કીધું.

"હા-વીરા. તારું મોં જોયા પછી તો હું યે માનું છું તેં મને જાણી જોઈને ઠેસ મારી નથી કે મારી છેડતી કરવા મારી હેલ્ય પાડી નથી."

"મારું મોં જોઈને..." ચનેસર મૂંઝાયો.

ઊભી થયેલી પનિહારીએ પ્રશ્ન કર્યો: "રાજપૂત લાગો છો."

"હા-છું તો રાજપૂત."

"વીરા, રાજપૂત બચ્ચો પારકી બેનબેટીની વહારે ચડે. છેડતી કરે નહિ. અબળાઓની છેડતી કરવાનું કામ અમીર ઉમરાવોનું. મેં ધાર્યું હતું કે મને ઠેસ મારનાર કોઈ અમીર ઉમરાવ મૂઓ છે."

"હેં!"

"એટલે મેં ગાળ કાઢી'તી." પનિહારી શરમાળ સાદે બોલી: "મને મૂઈને ખબર હોત કે તું રાજપૂત છે તો હું તને ગાળ ભણુત નહિ."

"કારણ?"

"સાચો રાજપૂત પારકી બેનબેટીને પંડની બહેનદીકરી જ માને છે."

આભો બનેલો ચનેસર રાજપૂતાઈ પરની અપાર શ્રદ્ધાવાળી જુવાન પનિહારીને અપલક નજરે જોઈ જ રહ્યો.

"તો...હું જાઉં?" ડાબોટા પછાડતા સરખંગનો અસવાર બોલ્યો:

"જા-વીરા. જા-બાપ." કહીને પનિહારી પાણી ભરવા પાછી વળી.

ને પહાડી સરખંગ પર બેઠેલો પડછંદ અસવાર દિલ્હીના આથમણા દરવાજામાં દાખલ થયો.

ત્યારે આથમણા દરવાજા પર પહેરો ભરતા આરબો કાવા કસુંબામાં ડુબ્યા'તા.

દરવાને ચનેસરને રોક્યો ટોક્યો નહિ. ને કદાચ કોઈ આરબ કે પઠાણે ચનેસરને રોક્યો હોત તો રોકાઈ જાય એવો એ સુંવાળો ય નહોતો.

પણ દરવાજામાં દાખલ થયેલા ઘોડેસ્વાર પર નજર પડતાં જ આરબો બરાડ્યા : "ખડે રહો !"

સરખંગની લગામ ખેંચતા ચનેસરે પાછી નજર કરી. પોતાને પડકારનાર આરબો તરફ તીખી નજરે તાકી રહેલો ચનેસર બોલ્યો : "શું કામ છે ?"

ઘોડેસ્વારના અમુલખ લૂગડાં ઘરેણાં જોઈને અને એના મોં પર છવાયેલું પરાક્રમ અનુભવીને આરબો સામટા બોલ્યા : "લગતા હે હિંદુ જેસા. માલુમ હોતા હે રાજપૂત જેસા."

બેફિકર ઘોડેસ્વાર તરફ આવતા આરબો સામટા બોલ્યા : 'ઘોડા પરથી નીચે ઉતર."

પોતાને ઘોડા પરથી હેઠા ઉતરવાનો હુકમ કરનાર આરબો તરફ ડારતી નજરે જોતો ચનેસર ડારતા સાદે બોલ્યો : "તમે મને ઘોડા હેઠો ઉતારશો ?"

"હા–હા. ઉતર હેઠો."

અરબોની ગુસ્તાખી જોઈને કાળઝાળ બનેલો ચનેસર ત્રાડ્યો : 'કોની મજાલ છે, મને ઘોડા હેઠા ઉતારવાની ?'

અજાણ ઘોડેસ્વારની નીડરતા અનુભવીને અકળાયેલો આરબ જમાદાર બેસૂર સાદે બોલ્યો : "અબે તું ઘોડા હેઠો ઉતરે છે કે નહિ ?"

"ના—નહિ ઉતારું"

ઘોડેસવારનો જવાબ સાંભળીને કાળઝાળ બનેલો આરબ જમાદાર બરાડયો: "ભેરૂબંધો, એ ગુસ્તાખ રાજપૂતને પગ પકડીને ઘોડા હેઠો પાડો. લાતોના ભૂત વાતોથી માનતા નથી. પકડો, એનો પગ. પગ પકડીને નાંખો હેઠો."

આરબો આગળ વધ્યા કે ચેતેલા ચનેસરે સરખંગને પાંચ કદમ પાછો હઠાવ્યો. પોતા પર ઉલળ્યા આવતા આરબો પર કોપભરી નજર નોંધી રાખતો ચનેસર બોલ્યો: "ખામોશ..."

"એને ઘોડા હેઠો પાડો." આરબ જમાદારે હુકમ કર્યો કે ચનેસર ચેત્યો. તલવાર છંડાવીને સાબદો થયેલો ચનેસર દાહક સાદે બોલ્યો: "હવે આવો—જેને આવવું હોય એ આવો."

ધિંગાણાની હવા સૂંઘતાં જ સરખંગ પણ સીનો ખેંચીને ખડો થયો. પહાડી ઘોડાનો સીનો અને ઘોડેસવારનો દેખાવ જોઈને ડરેલા આરબો ઊભા હતા ત્યાં જ જડાઈ ગયા.

પાંચ પળ વીતી કે સ્વસ્થ બનેલો આરબ જમાદાર બોલ્યો: 'હું પાદશાહ સલામતને શિકાયત કરીશ. તમારી બુઝદીલીની ફરિયાદ કરીશ. ઘોડેસવાર એક ને આપણે અનેક...છતાં કોઈ એના સામો મંડાતો નથી. હું જહાંપનાહને શિકાયત કરીશ કે આરબો બુઝદિલ છે.'

ક્રૂર પાદશાહનું નામ સાંભળતાં જ કાંપી ઉઠેલા આરબો નાફરમાન ઘોડેસવાર પર હુમલો કરવા સાબદા બન્યા.

ને ઘોડેસવાર ચનેસર પણ આવનાર હુમલાને ખાળવા તલવાર તાણીને તૈયાર થયો.

પળ...વિપળ...ને ધીંગાણું જાગી જાત. અજાણ રાજપૂત ઘોડે-સવાર અને આરબો વચ્ચે ખૂંખાર જંગ મચી જાત.

કાળી કિકિયારી કરતા ઘોડેસવાર તરફ દોડેલા આરબોના કાન પર સતાવાહક અવાજ અફળાયો:

"ખામોશ......"

આરબોએ પાછું વાળીને જોયું. હુકમ કરનારની ઓળખાણ પડતાં જ આરબો થંભી ગયા. લળીલળીને કુર્નિશ બજાવવા મંડ્યા.

ઘોડેસવાર નજીક આવેલા સત્તાધારી સમક્ષ આરબ બેરખના જમાદારે શિકાયત કરી: 'એ રાજપૂત ઘોડા હેઠો ઉતરતો નથી. હુકમ માનવા બદલે તલવાર ખેંચીને સામો થયો."

અજાણ ઘોડેસવારને જોતાં જ અફસર સમજી ગયો કે આ કોઈ સામાન્ય હિંદુ નથી. કાં તો એ કોઈ દેશનો રાજવી હશે ને કાં તો હશે રાજકુંવર.

ખરા ટાંણે આવી પહોંચેલ અફસરે સરખંગના સવારને કીધું: "આપને ખ્યાલ નહીં હોય પણ અહીં કોઈ હિંદુ ઘોડા પર બેસી શકતો નથી. કોઈ હિન્દુ તલવાર બાંધી શકતો નથી."

"કારણ?"

"શાહી હુકમ છે."

"પણ હું શહેનશાહની રૈયત નથી કે નથી સામાન્ય હિન્દુ."

"તો......"

"હું છઉં સિંધનો યુવરાજ. સિંધની રાજગાદીનો સાચો હકદાર." અજાણ અફસર તરફ જોતો ચનેસર નીડર સાદે બોલ્યો: "હું આવ્યો છું પાદશાહ સલામત સાથે દોસ્તી બાંધવા."

પ્રભાવશાળી ઘોડેસવાર સિંધનો યુવરાજ છે એવું જાણીને ભડકેલો અફસર મીઠા સાદે બોલ્યો: "પધારો. પધારો. ખુશનસીબ રાજા જ જહાંપનાહની દોસ્તી ચાહે છે, મિત્રતા ઇચ્છે છે, છતાં......"

"છતાં શું?"

"છતાં આપે શાહી ફરમાન તો માનવું જ રહ્યું."

"એટલે?"

"મારી વિનંતી સ્વીકારીને આપ ઘોડા હેઠા ઉતરો."

મન માનતું નહોતું છતાં અફસરની નિર્મળતા જોઈને પલળેલા ચનેસરે ઘોડાની રાંગ છોડી.

ઘોડા હેઠા ઉતરેલા ચનેસર સામે આવી ઊભેલો અફસર મીઠા સાદે બોલ્યો: "સિંધુપતિ, આપનો સિતારો બુલંદ છે. જેનો સિતારો બુલંદ હોય એને જ પાદશાહની હજુરમાં પેશ થવાની બુદ્ધિ સુઝે."

"પણ તમે કોણ?"

"હું શાહી લશ્કરનો નાયબ સીપેહસાલાર સરદાર અલફખાન. પાદશાહ સલામતનો ધાઈ–ભાઈ."

ચનેસરે સરદાર અલફખાનનું નામ સાંભળ્યું'તું. ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાને હરાવનાર, પાટણની પટરાણીને પકડીને દિલ્હી મોકલનાર અને પટોળાવાળીયું પર એકાકાર ગુજારનાર સરદાર અલફખાનનું નામ સારા યે હિન્દમાં મશહુર બન્યું'તું.

'તમે જ અલફખાન?"

'બેશક." સરદાર અલફખાન ખડખડ હસી પડયો.

અચરજ વાગોળતો ચનેસર કાંઈ બોલે એ પહેલાં સરદાર અલફખાને હુકમ ફરમાવ્યો: "જમાદાર, શાહી મહેમાનને ઈજ્જતથી મહેમાન ઘરે લઈ જા, શાહી મહેમાનઘરમાં ઉતરતા મહેમાનોની હિંદવી રશમ મુજબ પરોણગત કરનારી વડારણને કહેજે કે મહેમાન મોંઘા છે. મહેમાન છે. સિંધના રાજવી. રાજામહારાજાને શોભતી મહેમાનગતિ થવી ઘટે. ચનેસર કુંવરની મહેમાનગતિમાં જરાયે ઉણપ રહી છે તો..."

તરવરીયા તોખાર સરખંગ પડખે ઊભેલો ચનેસર તરફ જોઈને સરદાર અલફખાન બોલ્યો: "આપ શાહી મહેમાનઘરે પધારો. આરામ કરો. હું શિકારની સહેલગાહેથી પાછો વળતાં વેંત જ તમારી પાસે આવીશ."

"આભાર......" કહેતો રાજકુંવર ચનેસર શાહી મહેમાન ઘરે પહોંચ્યો.

## પ્રકરણ ૧૦ મું : : ચનેસર અને શ્યામલી

શાહી મહેમાનઘર ખૂબ રોનકદાર હતું. વૈભવભર્યા શાહી મહેમાનઘરના નોકરો હતા હસમુખા ને સેવાપરાયણ અને નોકરાણીઓ હતી નમણી અને વરણાંગી.

હિંદુ મહેમાનો માટે ખાસ બંધાવેલા એ મહેમાનઘરમાં, હિંદુ નોકર-નોકરાણીઓ હિંદવી રીતે મહેમાનગતિ કરતા. પાદશાહને મળવા દિલ્હી આવેલા રાજા-મહારાજાને અહીં ઉતારા અપાતા. એમની રાજવી રીતે પરોણાગત થતી.

મહેમાનઘરના નોકર-નોકરાણીઓ હિંદુ હતા; પરંતુ એનો મુખ્ય સંચાલક હતો મુસલમાન.

મહેમાનઘરનો સર્વાધિકારી યાકુબ બહુ ચાલાક હતો. ગીધ જેવી તીણી નજરવાળો અને મોર જેવા સરવા કાનવાળો યાકુબ અજાણ્યા મહેમાનને પહેલી જ નજરે માપી લેતો. બડો ખુશામતિયો યાકુબ થોડી વારમાં જ મહેમાનનું મન જીતી લેતો.

હિંદના હરએક પ્રાન્તના અને હરએક દરજ્જાના રાજા-રાણાની ખાસિયતો ને ખસલતોનો જાણકાર યાકુબ એમની નબળાઈ અને સબળાઈનો ય પક્કો અનુભવી હતો.

હિંદના હરએક પ્રાન્તની બોલીનો જાણકાર યાકુબ, પ્રાન્તેપ્રાન્તની ખાનપાનની નિરનિરાળી ટેવોનો ય અનુભવી હતો.

એ પાદશાહના અન્ય અમીર ઉમરાવ જેવો નિરક્ષર પણ નહોતો. યાકુબ જ્યારે કુરાનની કલમો પઢતો ત્યારે બડો મોલવી ભાસતો ને એ જ્યારે પુરાણના શ્લોકો બોલતો ત્યારે મહા પંડિત કળાતો. મઝહબ અને ધર્મના રહસ્યોને ઓગાળીને પી ગયેલો યાકુબ હતો ય પડછંદ અને પ્રભાવશાળી.

પાદશાહના અમીર ઉમરાવોમાં શોધીયે જડે નહિ એવી સભાન સમજદારી ધરાવનાર યાકુબ ક્યાંનો વતની હતો ? કોનો બેટો હતો ? એ હતો કોણ ?

પોતે કોની ઓલાદ છે એ વાત તો ખુદ યાકુબ પણ જાણતો ન હતો–જાણવા જેવી યે નહોતી.

ધર્મનું પગથિયું ચૂકી ગયેલી કો વિધવા હિંદવાણી, સમાજે હડધૂત કર્યાથી અફઘાન અમીરની બીબી બની'તી. ને અફઘાન અમીરના ઘરમાં યાકુબનો જન્મ થયો'તો.

પણ વિવશ બનીને મલેચ્છની બીબી બનેલી વિધવા હિંદવાણી પોતાને ભોળવીને ભ્રષ્ટ કરનાર ને સગર્ભા બન્યા પછી હડસેલો મારનાર નરપિશાચને ભૂલી નહોતી. હરામના હમેલ રહેતાં પોતાને હડધૂત કરીને હાંકી કાઢનાર હિંદુ સમાજને ય વિસરી નહોતી.

હિંદુ સમાજના ઘોર અન્યાયનો ભોગ બનેલી વિધવા હિંદ-વાણી હિંદુદ્વેષી બની'તી. એ હિંદુ સમાજને ધિક્કારતી. હિંદુ માત્રને ઘૃણાની નજરે જોતી.

મલેચ્છની બીબી બનેલી વિધવા હિંદવાણીએ હાડે હિંદુ હોવા છતાં મુસલમાન બાપના ઘરમાં જન્મેલા યાકુબને હિંદુત્વનો હાડોહાડ

દુશ્મન બનાવી દીધો હતો. એના દિલમાં વેર અને દિમાગમાં ઝનૂન ઠાંસ્યું'તું.

વર્ણશંકર યાકુબ શાહી મહેમાન ઘરનો સર્વાધિકારી માત્ર જ નહોતો. એ હતો પાદશાહનો અંગત જાસૂસ. મહેમાનઘરમાં ઉતરેલા રાજા પર પક્કી નિગરાની રાખનાર યાકુબ મહેમાનની હરએક હિલ-ચાલથી પાદશાહને વાકેફ કરતો.

ને અજબ અવિશ્વાસુ પાદશાહ અલ્લાઉદ્દીન રાજકાજે દિલ્હી આવેલા રાજા–મહારાજાની મકસદ જાણ્યા પછી જ મુલાકાત આપતો. પાદશાહનો અંગત જાસૂસ યાકુબ પાદશાહની મુલાકાતે આવેલા રાજા રાણાની ઉમીદ અને અરમાનો જાણી લેતો. ઈચ્છા અને આકાંક્ષાઓથી પાદશાહને વાકેફ કરતો.

જ્યારે રાજા રાણો પાદશાહની હજુરમાં પેશ થતો ત્યારે પાદ-શાહની અજબ જાણકારી જોઈ અનુભવીએ આભોજ બની જતો.

આવો હતો શાહી મહેમાન ઘરનો ઉપરી–યાકુબ.

યક્ષ-કન્યાની ભાતીગળ ચૂંદડી સમી સંધ્યા ખીલી'તી.

શાહી મહેમાનઘરમાં પ્રવેશેલા રાજકુંવર ચનેસરને આવકાર સાંપડ્યો : "પધારો સિંધુરાજ...ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય."

સુખસાહ્યબીની સગવડોથી સભર ભરેલા જબરા ખંડમાં આવી ઊભેલો ચનેસર. શાહી મહેમાનઘરનો ભપકો જોઈને અંજાઈ જ ગયો. એ આવકારનો પડ-ઉત્તર વાળવો ભૂલી ગયો.

મહેમાનની ખિદમત કરવામાં ખબરદાર યાકુબે સિંધના જુવાન રાજકુંવર ચનેસરને પહેલી જ નજરે માપી લીધો. માનવ-પારેખ યાકુબ મનમાં ગણગણ્યો: જુવાનિયો છે ભોળો.

નાહીધોઈને પરવારેલા ચનેસરે વાળુ કરીને ઢોલિયામાં પાંહુ

ઢાળ્યું. પણ આડે પડખે થતાં જ ઊંઘી ગયેલો ચનેસર જાગ્યો ત્યારે સવા પ્રહર દિ' ચડી ચૂક્યો'તો.

કલ્યાણકોટથી દિલ્હી ઘણું દૂર હતું. લાંબો અને કઠોર પંથ કાપીને દિલ્હી પહોંચેલો સુંવાળો ચનેસર થાકી ગયો'તો.

રૂડી રાત ઢળી.

રંગત ઢોલિયા પર પાથરેલી સુંવાળી તળાઈમાં આંખો બંધ કરીને સૂતેલા ચનેસરના કાન પર ઝાંઝરનો મીઠો ઝંકાર અફળાયો કે એની બંધ આંખો ફટ દઈને ઉઘડી ગઈ.

સુગંધી તમાકુ ભરેલો રૂપેરી હોકો હાથમાં લઈને પોતાના ખંડમાં પ્રવેશેલી શામળી પણ નમણી નવોઢા પર નજર પડતાં જ એ ભડક્યો.

પણ ચનેસર કાંઈ બોલે ન બોલે એ પહેલાં તો, હોકાને ઠેકાણાસર મૂકતી શામળી નવોઢા મીઠા સાદે બોલી: "અસલ મુલતાની સુગંધી તમાકુ ભરેલો હોકો તૈયાર છે."

દીઠે ય નમણો દિસે એવો નમણો અંગમરોડ કરીને શામળી જુવાનડી વળી બોલી: "રાજપૂતો હોકાના ખૂબ શોખીન હોય છે—કાં?"

પણ પોતાના ખંડમાં આવેલી શામળી નવોઢા પર નજર પડતાં જ ભડકેલો ચનેસર બોલી ઊઠ્યો: "તમે...તું...તમે...તું...પનિહારી......"

"માફ કરજો. મેં જાણ્યા-જોયા વગર જ તમને કવેણ કીધાં'તાં."

"માફી તો મારે માગવી જોઈ."

"મેં અમીર ઉમરાવ ધારીને જ ગાળ કાઢી'તી.' નમણી જુવા-

નડી સાફ સાદે બોલી : "રાજકુમાર, ઘણા છાટકા અમીર ઉમરાવો પનિહારીઓને રંજાડે છે. કોઈ કાંકરીચાળો કરે છે તો કોઈ ઘોડાની હડફેટે લે છે. નિર્લજ અમીર ઉમરાવો અસુર સમયે એકલી પાણી ભરવા ગયેલી પનિહારીને રંજાડે છે. મેં ધાર્યું'તું કે ઘોડાની હડફેટે લઈને મને પાડી દેનાર કોઈ નિર્લજ અમીર ઉમરાવ હશે એટલે......"

"હં..." કહેતો ચનેસર નવોઢા તરફ તાકી રહ્યો.

શામળી જુવાનડી બે હાથ જોડીને બોલી : "મારી ભૂલ થઈ..."

"ગુનેગાર હું છું. બેગુનાહને માફી માગવાની ના હોય.''

"છતાં......"

ચનેસરે સીધો સવાલ કર્યો : "પણ તું અહીં કયાંથી?"

"હું? હું તો શાહી મહેમાનઘરની નોકરાણી છું."

"તારું નામ શું?"

"મારું નામ?'' જુવાનડી મીઠા સાદે બોલી : "મારું નામ શ્યામલી."

નવોઢાનું વિચિત્ર નામ સાંભળીને ચનેસર બોલ્યો : "મશ્કરી કરમાં."

શ્યામલી મરજાદાથી બોલી : "રાજકુમાર, આપ શહેનશાહના મોંઘા મહેમાન ને હું સામાન્ય નોકરાણી. તમે સિંધના રાજકુમાર અને હું નાચીઝ વડારણ......મશ્કરી કરતી નથી. તમારા જેવા મોટા માણસની લાંઠી કરાય પણ નહિ.''

'આવું વિચિત્ર નામ કયાંયે સાંભળ્યું નથી."

પણ અબોલ ઊભેલી શ્યામલ વરણી નવોઢાનો સરલ ચહેરો જોઈને ચનેસરની શંકા દૂર થઈ.

કે શ્યામલી ટહુકી: “ચનેસરજી, શાહી મહેમાનઘરના ઉપરી ચાકુએ મને તમારી તહેનાતમાં મૂકી છે. તમારી સેવાચાકરી કરવાનો ખાસ હુકમ કર્યો છે.”

“પણ તું જાતે......”

“વડારણ છઉં.”

“ક્યાંની રહેવાશી?”

“ગુજરાતણ છઉં.”

“મનાતું નથી.” ચનેસર માથું ધુણાવીને બોલ્યો: “તારી સંધાડાઉતાર દેઈ, હાડેતાં હાડ અને ચહેરાની કરડાઈ કંઈક જુદું જ કહે છે.”

“સાચું.” શ્યામલી વડારણ મરકીને બોલી: “તમારું અનુમાન સાચું છે.”

“તો તું ગુજરાતણ નથી?”

“છું તો ગુજરાતણ.” શ્યામલી ધરતી પર નજર ઢાળતી બોલી: “મારી મા હતી કચ્છણ, બાપ હતો કાઠિયાવાડી અને હું જન્મી ને જુવાન થઈ છું ગુજરાતમાં.”

“આ...નવું.”

“ચનેસરજી, ખોટું શીદને બોલવું?” શ્યામલી સહેજ શરમાળ સાદે બોલી: “મારી જણેતા પાટણપતિ કરણ વાઘેલાની રાણી કચ્છના કેરાકોટના રાજાની કુંવરીની ગોલી હતી. એ કેરાકોટની કુંવરી સાથે પાટણ આવી હતી.”

“હં...” ચનેસરને શ્યામલી વડારણની વાતમાં રસ પડ્યો.

“પાટણ આવેલી મારી જણેતા કરણ વાઘેલાના ઢોલિયા ચાકર કારડિયા રાજપૂતને મનથી વરી’તી. પરિણામે મારો જન્મ થયો. ભલે

હું કુંવારીગોલી જણેતાના ઉદરે અવતરી; છતાં હું છું રાજપૂતની દીકરી...હું જન્મી ને જુવાન થઈ કરણ વાઘેલાના રણવાસમાં—ગુજરાતમાં. હવે તમે જ કહો : કહું કચ્છણ, કાઠિયાવારણ અને ગુજરાતણ ગણાઉં કે નહિ ?"

"હા જ કહેવી પડે."

પણ કોઈ વિચાર આવતાં જ ચનેસરે પ્રશ્ન કર્યો : "પણ...... તું અહીં ક્યાંથી આવી ? પાટણના રણવાસનો ફૂલછોડ શાહી બાગમાં શી રીતે રોપાયો ?"

સવાલ સાંભળીને શ્યામલીના નમણાં ચહેરા પર વ્યથા છવાઈ. આંખમાં વિવશતા અંજાઈ. એ કરુણ સાદે બોલી : "ચનેસરજી, કરમ કરે એવું કોઈ ના કરે."

"વાત તો કર."

શ્યામલી વધારણ આપવીતી કહેવા સાબદી બની પણ સરદાર અલફખાનને જોતાં જ એની જીભ શીવાઈ ગઈ.

સરદાર અલફખાન ચનેસરના ખંડમાં દાખલ થયા કે સમજુ શ્યામલી ઝડપથી સરકી ગઈ.

અલફખાન આવતાવેંત બોલ્યા : "રાજકુમાર, તમને કોઈ તકલીફ તો......"

ચનેસર વચમાં બોલી ઊઠ્યો : "ના—ના. શાહી મહેમાનગતિમાં ઊણપ હોય ખરી ? મહેમાનઘરના નોકરો છે સેવાપરાયણ ને નોકરાણીઓ છે હસમુખી."

"છતાં કોઈ તકલીફ હોય તો ફરમાવો."

કોઈ વાત સાંભળતાં ચનેસર ઉતાવળા સાદે બોલી ગયો : 'સરદાર, હું તમારો અહેસાનમંદ છું. તમે જો સમયસર આવી પહોંચ્યા ના હોત તો ભૂંડી થાત. ધીંગાણું થઈ જાત.' ખડ ખડ

હસતો ચનેસર બોલ્યો : 'ને ધીંગાણું કાંઈ ભર્યું-તોળ્યું માહું જ થાય છે? કાં તો આરબો મને જોખમાવત ને કાં તો આરબો જ ખપી જાત.'

'ચનેરજી, ખૂદા રહેમદિલ છે.' અલફખાન ઊંડું મરકીને બોલ્યો : "તમારો સીતારો બુલંદ છે. ખુશ કિસ્મતને જ બાદશાહ સાથે દોસ્તી બાંધવી સૂઝે છે."

'સાચું-સાચું '

વગર આવકાર્યો ઢોલિયા પર ચડી બેઠેલો સરદાર અલફખાન બોલ્યો: "હવે કામની વાત કરીયે. તમે કયી મકસદ પૂરી કરવા દિલ્હી આવ્યા છો? કયી ઉમીદ બર લાવવા પાદશાહ સલામત સાથે દોસ્તી કરવા ચાહો છો? તમે કયી આશાએ અહીં આવ્યા છો એ કહો."

ચનેસરે કડવાશ નીતારતા સાદે બનેલી બિના વિગતે વર્ણવી. વાતનું નામ ચરણ વાળનો એ બોલ્યો : "હું મારો છીનવાઈ ગયેલો રાજહક હાથ કરવા પાદશાહ સલામતની મદદ યાચવા આવ્યો છું."

"ન્યાયી જહાંપનાહ તમને જરૂર ન્યાય અપાવશે"

'તો હું દિલ્હીના પાદશાહનો ઓશીંગણ રહીશ.'

'પણ દિલ્હીના પાદશાહની રહેમ નજર મેળવવી તમે ધારો છો એટલી સહેલી નથી. દોસ્તી હાંસલ કરવી તો એથી યે અપરી છે."

"એમ ?" ચનેસર મૂઝાયો.

"પાદશાહ દોસ્તીના બદલામાં સંપૂર્ણ વફાદારી માગે છે."

"હું રાજપૂત છું—બેવફા નહિ નીવડું."

"રાજકુમાર, પાદશાહ સલામત બેવફા દોસ્ત અને નાફરમાન નોકરને માફ નથી કરતા."

"હું પ્રાણાન્તે ય પાદશાહને વફાદાર રહીશ."

"પરવરદિગાર તમને કામયાબી બક્ષે."

"સરદાર, હું સુમરો રાજપૂત. રાજપૂતના બાપ અને બોલ એક જ હોય. પાદશાહ સલામત જો મને સિંધનું રાજ હાંસલ કરવા મદદ કરશે તો રાજ સાંપડ્યા પછી હું પાદશાહ સલામતનો પડ્યો બોલ ઝીલીશ. જિંદગીભર ગુલામ બની રહીશ."

"બાખૂબ" સરદાર અલફખાન હરખાણો.

'તમે પાદશાહને મારી સીફારિશ કરજો."

આડીઅવળી વાતો પડતી મૂકીને સરદાર અલફખાન બોલ્યો : "ચનેસરજી, એક મહિના બાદ જહાંપનાહ તમને મુલાકાત આપશે."

વાત સાંભળીને ભડકેલો ચનેસર મૂંઝાતા સાદે બોલ્યો : "મહિના પછી પાદશાહ મને મુલાકાત આપશે?"

"હા."

"એક મહિનો ..ત્રીસ દિવસ ..છોટીસી મુલાકાત માટે મારે એક મહિનો રોકાવું પડશે? થોડી વાતચીત માટે મારે એટલા બધા દિ' કાઢવા પડશે?"

"હા—રાજકુમાર." સરદાર અલફખાન મીઠા સાદે બોલ્યો : "ચનેસરજી, તમે તો ભાગ્યશાળી છો કે પાદશાહ સલામતે તમને એક મહિના પછી મુલાકાત આપવાની મહેરબાની કરી."

"હે.' ચનેસર ચોંક્યો.

"રાજકુમાર, સચ કહેતા હું–પાદશાહ સલામતની મુલાકાતે આવનાર રાજા-મહારાજાઓને ય છ-છ મહિના રાહ જોવી પડે છે. છ-છ મહિના પડ્યા રહેવું પડે છે તમે ખુશકિસ્મત છો કે પાદશાહ સલામતે એક મહિના દિ' પછી તમારી મુલાકાત સ્વીકારી."

મૂંઝાયલો ચનેસર બોલી ઊઠ્યો : "એક મહિનો...એક મહિનો હું કાઢીશ કઇ રીતે? એટલા લાંબા દિ' જશે શી રીતે?"

સિંધના રાજકુમારનું ભોળપણ અનુભવીને કપટી સરદાર અલફખાનના ચહેરા પર સ્વાર્થ છવાયો. મનમાં ખુશ થતો એ બોલ્યો: "ચનેસરજી, પાદશાહ સલામતે શાહી મહેમાનનું દિલ બહેલાવવા માટે પક્કો ઇંતેઝામ કર્યો છે."

"પણ એક મહિનો......" ચનેસર આ એક જ વેણ વાગોળતો'તો.

ચનેસરની વાત ઉવેખતો સરદાર બોલ્યો: "મૂંઝાયે ફાયદો શું? એક મહિનો તો ચપટી વગાડતામાં નીકળી જશે."

"પરંતુ હું નવરોધુબાક કરીશ શું?"

જવાબ આપવા બદલે સરદાર અલફખાને તાળી બજાવી. તાળી પડતાં જ ઓરડામાં દાખલ થયેલી શ્યામલી મરજાદાથી બોલી: "હુકમ સરદાર."

વડારણ શ્યામલી સામે આંખનો હિણો ઉલાળો કરતો સરદાર અલફખાન બોલ્યો: "શ્યામલી, આ મોંઘા મહેમાન તને ભળે છે. તું સિંધના રાજકુમારને સઘળી રીતે સાચવી લે જે. કોઈ રીતે મૂંઝાવા દઇશમાં. એમની કોઈ પણ ઇચ્છા અપૂરણ રાખીશમાં."

"જેવી આજ્ઞા."

હાલતો થતો સરદાર અલફખાન કરડા સાદે બોલ્યો: "શ્યામલી, મહેમાને શિકાયત કરી છે તો......"

"હું રાજકુમારને સાચવી લઈશ.' અલફખાન તો ગયો. પણ એના વાણીવર્તન અનુભવીને અકળાયલો ચનેસર મનમાં બોલ્યો: 'મુર્ખને સિંધના રાજકુંવર અને ભાવિ સિંધુપતિ સાથે કેમ વરતવું એની ય ભાન નથી."

સરદાર અલફખાનનું ઉદ્ધત વર્તન જોઈ રાજકુમાર ચનેસરનું

સ્વમાન ઘવાયું'તું. પરંતુ આ ઉમરકોટ નહોતું. પોતે પાદશાહની મદદ યાચવા આવ્યો'તો. શાહી મહેમાન બન્યો'તો.

ઊંડા વિચારમાં સરી પડેલા ચનેસરને વિચાર આવ્યો : મેં ખોટો મારગ તો નથી પકડ્યો? મારી ભૂલ તો નથી થતી?

પરંતુ બીજી જ પળે જલધરના કવેણ સાંભરતાં એના હૈયાઉંડાણે ઊંઘતો દ્વેષ સળગીને જાગી ઊઠ્યો. ચનેસર મનમાં બોલ્યો : "સુમરા ભાયાતસામતોએ મને લાહરકન્યાનો કુંવર દીધો. મારો રાજહક છીનવી લીધો છે. હું સિંધુપતિ ઘોઘારાજને રાનરાન રખડતો કરીશ. અપમાનનો બદલો લઈશ."

અબોલ ઊભેલી શ્યામલીને જોતાં જ ઝબકીને જાગેલો ચનેસર મરકીને બોલ્યો : "શ્યામલી, તું કાંઈ બોલતી કેમ નથી?"

વડારણ શ્યામલી રૂડા સાદે બોલી : "બોલાવો ત્યારે બોલુને.'

"હવે બોલ."

"હું શું બોલું?" શ્યામલીએ સામો સવાલ કર્યો.

બીજું કાંઈ સૂઝ્યું નહિ એટલે ચનેસરે સવાલ કર્યો : "શ્યામલી, બીજું તો ઠીક પણ મારા દિવસો કેમ જશે? એક મહિનો...આટલા દિ માગે કાઢવા કયી રીતે?"

"શાહી મહેમાન બનેલા રાજામહારાજાઓ કાઢે છે એમ."

"શ્યામલી, સાચું કહે. શાહી મહેમાન બનતા રાજાઓ કેવી રીતે દિ' કાઢે છે એ કહે."

"ખોટું બોલવું શીદને?"

વાત કરવા સાબદી બનેલી શ્યામલીના નમણાં ચહેરા પર ઘૃણા છવાઈ. એ અફસોસભર્યા સાદે બોલી : "ચનેસરજી, શાહી મહેમાન બનેલા રાજામહારાજાઓ રંગરાગ માણે છે. શરાબ સાથે સુંદરીની સોબત કરે છે. નાચમુજરામાં દિન-રાત મદહોશ રહેતા મહારાજાઓ,

ધ્યેય ચૂકી જાય છે. પાદશાહની મુલાકાત હજી યે વધુ લંબાય એવું ઇચ્છે છે."

"હે." ચનેસર ભડક્યો.

"હા, નાચ અને ગાન, શરાબ અને સુંદરીના ચાહક શાહી મહેમાનો પાદશાહના ખર્ચે વિલાસમોજ ઉડાવે છે."

"ભારે કહેવાય."

શ્યામલી બોલી: "ભારે કહેવાય કે હળવી. તમે બોલો, હુકમ ફરમાવો. તમને કયી જાતનો શરાબ ગમે છે? કયી જાતની સુંદરી ખપે છે?"

"તું પગલી તો નથી થઈ ગઈ?"

"મારું દિમાગ સાબુત છે."

"આવું કહેતાં શરમાતી યે નથી?"

'રાજકુમાર, શાહી મહેમાનગતિ અને લાજશરમને સો ગાઉનાં છેટાં છે."

"એટલે?"

"રાજામહારાજાઓ સામે ચાલીને શરાબ અને સુંદરીની માગણી કરી છે."

"ને..."

"શાહી મહેમાનની હરએક ઇચ્છા પૂરી કરવાનો પાદશાહ સલામતનો ખાસ હુકમ છે."

"શિવ શિવ શિવ:" ચનેસરનું ચોખલિયું મન કંકણી ઊઠ્યું.

શ્યામલી સામાન્ય સાદે બોલી: "બોલો, તમને શરાબ ખપે છે?"

"ના."

શિકારની સહેલગાહે લઈ જઈશ. જમનામૈયામાં વિહાર કરવાનો લાવોય લેવા જેવો છે."

"પણ...મારો એક મહિનો શે જશે?" ચનેસરે વળી વેણ વાગોળ્યું. મનની મૂંઝવણ ઠાલવી.

"રાજકુમાર, તમને ઈતિહાસની વાતો સાંભળવી ગમશે?"

"ખૂબ ખૂબ."

'તો...તમારો સમય સરળતાથી સરકી જશે."

પણ કોઈ વાત સાંભરતાં જ ચનેસરે પ્રશ્ન કર્યો: "શ્યામલી, એ તો બધું ઠીક પણ તું ગુજરાતણ, સ્વભાવે કચ્છણ ને હાડે કાઠિયાવાડણ અહીં ક્યાંથી આવી ભરાણી? શાહી મહેમાનઘરમાં શી રીતે સલવાઈ પડી?"

ચનેસરનો સવાલ સાંભળતાં શ્યામલીના નમણાં ચહેરા પર દુઃખ છવાયાં. વાતનો ઓળોઢોળો કરવા માટે શ્યામલીએ સવાલ કર્યો: 'રાજકુમાર, સાંભળ્યું છે કે સિંધની સુમરીઓ ખૂબ સૌંદર્યવતી હોય છે એ સાચું?"

"શ્યામલી, સિંધની સુમરીઓનાં અભોગત રૂપની વાણ્ય તો હિંદનો સીમાડોય વળોટી ગઈ છે.'

"એમ?"

'લાખે એકાદ સુમરી કધાટી જોવા મળશે.' ભોળો ચનેસર સાચું બોલી ગયો. 'શ્યામલી, નવરો હશે દિનોનાથ તે દિ થોડી થોડી માટી લઈને સુમરીઓને ઘડી હશે. સાગના સોટા જેવી ઊંચી અને ઉજળી સુમરીઓના શરીરની ઠાવકાઈનાં તો વખાણ જ થાય નહિ. રૂપ-આકર્ષણનું વર્ણન કરવું જ નકામું."

"અપ્સરા જેવી જ કહોને."

"શ્યામલી, અપ્સરા ભણયે સુમરીઓનાં ગુણનું અપમાન

## પ્રકરણ ૧૧ મું : : શ્યામલી શું કરશે?

કોઈ ભલા કારીગરે કાળા આરસપહાણમાંથી કંડારેલી સપ્રમાણ મૂર્તિ સમી શ્યામલીનાં અંગેઅંગમાંથી આકર્ષણ નિતરતું. અંગ-પ્રત્યાગમાંથી જોબન ત્રબકતું

જો રાજરાણીના ઉદરે અવતરી હોય તો કોઈ યે રાજાના રણવાસની શોભા વધારે એવી રૂપાળી શ્યામલી નમાલી યે નહોતી.

નર્મદાનાં નીર જેવાં નિર્મળ ચારિત્ર્યવાળી શ્યામલીનાં દેહ-દિલ કુંવારાં જ હતાં. શ્યામલીનું મન હરે એવો કોઈ જુવાનિયો હજુ સુધી સાંપડયો નહોતો.

સવાલ એ છે કે, અસામાન્ય રૂપ-આકર્ષણવાળી એક સામાન્ય વડારણ શ્યામલીનો સતીધર્મ સચવાયો હશે શી રીતે?

યથા રાજા તથા પ્રજા : પાદશાહ અલાઉદ્દીન પેઠે એના અમીર-ઉમરાઓ પણ કામાંધ હતા. સ્ત્રીને વાસના સંતોષવાનું રૂડું રમકડું જ માનનારા અમીર ઉમરાવોએ એક સામાન્ય વડારણ શ્યામલીને પવિત્ર રહેવા દીધી એનું કારણ શું?

શ્યામલી આવી હતી પાટણની પટરાણી કવળાંદે સાથે. સરદાર

અલફખાનના હાથમાં પકડાતાં વેંત જ બેહોશ બનેલી પાટણની પટરાણીની ચાકરીમાં પરોવાયેલી શ્યામલી વફાદારીને વશ થઈને આપસૂઝે દિલ્હી આવી'તી. શ્યામલીના એ ઉપકારનો બદલો વાળવા પાદશાહની બેગમ બનેલી કવળાંદેએ ખાવિંદને વિનંતી કરી'તી કે શ્યામલી હતી તો જ હું જીવતી રહી છું. મારી જીવનદાત્રી શ્યામલીને કોઇ રંજાડે નહિ. દુભવે નહિ.

ને બેગમ બનેલી નિતયૌવના કવળાંદેનાં પ્રફુલ્લ રૂપ-જોબનમા લુબ્ધ બનેલા અલાઉદ્દીને હુકમ કર્યો હતો કે ગુજરાતી બેગમના વડારણ શ્યામલીને રંજાડનાર શાહજાદાનેય પાદશાહ સખત સજા ફરમાવશે.

પણ શાહી જનાનખાનાનું બદતર જીવન જોઈઅનુભવીને તંગ આવી ગયેલી શ્યામલીએ સામે પગલે શાહી મહેમાનઘરની ચાકરી સ્વીકારી'તી. પાદશાહના મહેમાન બનેલા રાજા-મહારાજાઓની હિંદવી રીતે ને રાજવી રશમે પરોણાગત કરવામાં પાવરધી શ્યામલીની ચતુરાઈનાં તો શાહી મહેમાનઘરનો ઉપરી યાકુબ પણ મોંફાટ વખાણ કરતો.

પરંતુ શ્યામલી ઉલમાંથી ચૂલમાં પડી'તી. મહેમાનઘર કાંઈ શાહી જનાનખાનાથી પવિત્ર નહોતું. મહેમાનઘરની નોકરાણીઓ તો બદચલન બાંદીઓનેય ભલી કહેવડાવે એવી હતી.

શ્યામલી જળકમળવત જીવતી'તી.

વાતની વાતમાં મહિનો વળોટી ગયો. આવતી કાલે સાંજે તો રાજકુમાર ચનેસર પાદશાહને મળવાનો હતો.

ચનેસરની ખડેપગે ચાકરી કરનારી અને રાત-દિ સાથે ને સાથે રહેનારી મનકળુ વડારણ શ્યામલીએ જુવાન રાજકુમાર ચનેચરને પગથી માથા સુધી નાંણી લીધો'તો.

માનવી કળાય કાં પંથે ને કાં પાડોશે. સતત સહવાસે માનવી પોતાના સાચા રૂપે છતો થાય.

માનવ-પરખંદી શ્યામલીએ ચનેસરના હૈયાનો ય તાગ મેળવી લીધો'તો. એનાં ધ્યેય અને ધૈર્યનો ઉત્કાંક પણ કાઢી લીધો'તો.

રાજભક્ત શ્યામલીનું અંતર લવતું : ચનેસર માર્ગ ભૂલ્યો છે. ઈર્ષા અને જાતિદ્વેષને વશ થયેલો રાજકુમાર સિંધનો વિનાશ વહોરશે. દેશ સાથે ધર્મને ય તબાહ ને બરબાદ કરશે. ધર્મઝનૂની અને રૂપશિકારી પાદશાહ અલાઉદ્દીન સિંધને પરતંત્ર બનાવશે. સિંધની સૌંદર્યવંતી સુમરીઓની લાજું લુંટશે.

શ્યામલી તો સંધુ ય સમજતી'તી; પરંતુ સિંધનું રાજ હાંસલ કરવા પાદશાહની મદદ યાચવા આવેલા ચનેસરને એ શું કહે? કોઈ પણ ભોગે પાદશાહની દોસ્તી બાંધવા ઉત્સુક ચનેસરને શાહી મહેમાન-ઘરની સામાન્ય નોકરાણી શ્યામલી શી રીતે રોકે? ચનેસર રોક્યો રોકાય એમ પણ નહોતો.

ને ચાલાક શ્યામલી કાચું ફળ તોડે એવી મૂરખી નહોતી.

હવે શ્યામલી અને ચનેસરને અજાણપણાનો ભય સતાવતો નહોતો. શરૂ શરૂમાં શ્યામલી સાથે વાત કરતાં અચકાતો ખચકાતો ચનેસર હવે છૂટથી વાતો કરતો. શ્યામલીની સેવાપરાયણતાની પ્રશંસા કરવા સાથે એની નમણાંઈનાં યે વખાણ કરી લેતો.

ને શ્યામલીને ય ચનેસરની સેવા કરવી ગમતી. ચનેસર ભલે માર્ગ ભૂલ્યો'તો, બુધ્ધિહિન હતો; પરંતુ શાહી મહેમાન બનતા અન્ય રાજા-રાણા જેવો વિકારી નહોતો.

એટલે તો શ્યામલી ચનેસરની વડારણ હોય એમ નિઃસંકોચપણે વરતતી. મોકળા મને વાતો કરતી.

રાત રૂડપ નીતારતી હતી.

જન્મગોબરી પણ પંડ વીંછીઓ અને પાટી ઢાળીને માથું ગુંથે એવો વરણાંગી વખત વહેતો હતો.

ત્યારે રંગત ઢોલિયા પર પલાંઠી વાળી બેઠેલો રાજકુમાર ચનેસર મુલતાની તમાકુ ભરેલા હોકાની ઘૂંટ પર ઘૂંટ ભરતો'તો.

આજે એ ખુશ હતો—ખૂબ ખુશ હતો.

ત્યાં તો શ્યામલીનાં ઝાંઝરનો માદક ઝંકાર જાગ્યો. પાણીમાં રમતી જળો જેવી રંગતભરી ચાલે ચાલતી શ્યામલી ચનેસર સમક્ષ આવી ઊભી.

ચનેસરના હસું હસું થતા ચહેરાને વેધક નજરે જોતી શ્યામલી મીઠા સાદે બોલી : 'કહો ના કહો—આજ તમે છો આનંદમાં.'

'હા—આજ હું હળવો બન્યો.'

'કારણ?'

'શ્યામલી, લાંબી અવધિ પૂરી થઈ. હું આવતી કાલે હિંદુસ્તાનના પાદશાહની મુલાકાત લઈશ. જોરાવર પાદશાહ સાથે દોસ્તી બાંધીશ. પાદશાહની મદદ વડે હું મારું ખોવાયેલું સજ હાંસલ કરીશ. મને અકુલિન લાદકન્યાનો પુત્ર કહેનાર અને મને હલકકુળનો ગણીને મારો રાજપદ છીનવનાર સિંધના સુમરા ભાયંતસામંતોને પાંચારાદોર કરી નાખીશ.'

માનવી કળાય કાં પંથે ને કાં પાડોશે. સતત સહવાસે માનવી પોતાના સાચા રૂપે છતો થાય.

માનવ-પરખંદી શ્યામલીએ ચનેસરના હૈયાનો ય તાગ મેળવી લીધો'તો. એનાં ધ્યેય અને ધૈર્યનો ઉડાંક પણ કાઢી લીધો'તો.

રાજભક્ત શ્યામલીનું અંતર લવતું : ચનેસર માર્ગે ભૂલ્યો છે. ઈર્ષા અને જાતિદ્વેષને વશ થયેલો રાજકુમાર સિંધનો વિનાશ વહોરશે. દેશ સાથે ધર્મને ય તબાહ ને બરબાદ કરશે. ધર્મઝનૂની અને રૂપશિકારી પાદશાહ અલાઉદ્દીન સિંધને પરતંત્ર બનાવશે. સિંધની સૌંદર્યવંતી સુમરીઓની લાજું લુંટશે.

શ્યામલી તો સંધુ ય સમજતી'તી; પરંતુ સિંધનું રાજ હાંસલ કરવા પાદશાહની મદદ યાચવા આવેલા ચનેસરને એ શું કહે? કોઈ પણ ભોગે પાદશાહની દોસ્તી બાંધવા ઉત્સુક ચનેસરને શાહી મહેમાન-ઘરની સામાન્ય નોકરાણી શ્યામલી શી રીતે રોકે? ચનેસર રોક્યો રોકાય એમ પણ નહોતો.

ને ચાલાક શ્યામલી કાચું ફળ તોડે એવી મૂરખી નહોતી.

હવે શ્યામલી અને ચનેસરને અજાણપણાનો ભય સતાવતો નહોતો. શરૂ શરૂમાં શ્યામલી સાથે વાત કરતાં અચકાતો ખચકાતો ચનેસર હવે છૂટથી વાતો કરતો. શ્યામલીની સેવાપરાયણતાની પ્રશંસા કરવા સાથે એની નમણાંઈનાં યે વખાણ કરી લેતો.

ને શ્યામલીને ય ચનેસરની સેવા કરવી ગમતી. ચનેસર ભલે માર્ગ ભૂલ્યો'તો, બુધ્ધિહિન હતો; પરંતુ શાહી મહેમાન બનતા અન્ય રાજા-રાણા જેવો વિકારી નહોતો.

એટલે તો શ્યામલી ચનેસરની વડારણ હોય એમ નિઃસંકોચપણે વરતતી. મોકળા મને વાતો કરતી.

રાત રૂડપ નીતારતી હતી.

જન્મગોબરી પણ પંઉ વીંછળે અને પાટી ઢાળીને માથું ગુંથે એવો વરણાંગી વખત વહેતો હતો.

ત્યારે રંગત ઢોલિયા પર પલાંઠી વાળી બેઠેલો રાજકુમાર ચનેસર મુલતાની તમાકુ ભરેલા હોકાની ઘૂંટ પર ઘૂંટ ભરતો'તો.

આજે એ ખુશ હતો—ખૂબ ખુશ હતો.

ત્યાં તો શ્યામલીનાં ઝાંઝરનો માદક ઝંકાર જાગ્યો. પાણીમાં રમતી જળો જેવી રંગતભરી ચાલે ચાલતી શ્યામલી ચનેસર સમક્ષ આવી ઊભી.

ચનેસરના હસું હસું થતા ચહેરાને વેધક નજરે જોતી શ્યામલી મીઠા સાદે બોલી : 'કહો ના કહો—આજ તમે છો આનંદમાં.'

'હા—આજ હું હળવો બન્યો.'

'કારણ ?'

'શ્યામલી, લાંબી અવધિ પૂરી થઈ. હું આવતી કાલે હિંદુસ્તાનના પાદશાહની મુલાકાત લઈશ. જોરાવર પાદશાહ સાથે દોસ્તી બાંધીશ. પાદશાહની મદદ વડે હું મારું ખોવાયેલું રાજ હાંસલ કરીશ. મને અકુલિન લાહરકન્યાનો પુત્ર કહેનાર અને મને હલકાકુળનો ગણીને મારો રાજહક છીનવનાર સિંધના સુમરા ભાયાતસામંતોને પાંશારાદોર કરી નાખીશ.'

'હું...' કહેતી શ્યામલીના શ્યામલ ચહેરા પર ભય અને વ્યથા છવાયાં.

પણ કરુણાએ એને અદકી રૂપ બક્ષી. શ્યામલીનો લેવાયેલો ચહેરો વધુ સુંદર બન્યો.

અપલક નજરે શ્યામલીના આકર્ષક ચહેરાની રૂપ પીતો ચનેસર હરખાતા સાદે બોલ્યો : 'શ્યામલી...'

'બોલો—હુકમ ફરમાવો.'

'શ્યામલી, કાલે સાંજે હું પાદશાહને મળીશ. મારો આતમરામ કહે છે કે પાદશાહ મારી દોસ્તીનો સ્વીકાર કરશે. મને મોં-માંગી મદદ કરશે. ધ્યેય સિધ્ધ કરવા હું પરમ દિ' સવારે તો દિલ્હી છોડી જઈશ પણ...'

'પણ શું રાજકુમાર?'

અંતરમાં ઘોળાતી વાત છતી કરતાં ચનેસર મૂંઝાયો. એણે આડમારગ પકડયો : 'હું તારી સેવા ભૂલી નહિ શકું.'

એક ડગલું ભરીને ઊભેલી શ્યામલી રૂડા સાદે બોલી : 'રાજકુમાર, તમે સેવા યાદ રાખશો ને સેવકાણીને ભૂલી જશો?'

'ના—તું તો મને જનમભર સાંભરીશ.'

'મારા સમ?' નો ટહુકો કરતી શ્યામલી રૂડો અંગમરોડ કરીને વળી એક ડગલું આગળ વધી.

ઢોલીયા થડોથડ ઊભેલી શ્યામલીના અજબ આકર્ષણ અને પ્રમત્ત જોબન જોઈને લોભાયેલો ચનેસર અસાવધપણે બોલી ગયો : 'તું ખૂબ સુંદર છે.'

તળાઈ પર હથેલી ટેકવતી શ્યામલી કર્ણપ્રિય સાદે બોલી : 'સાચું કહો છો? હું ખૂબ સુંદર છું?'

'ખૂબ – ખૂબ'

'ચનેસરજી, કહે છે કે સિંધની સુમરીઓ ખૂબ સુંદર હોય છે.'

'હા–સિંધના નેહડામાં યે રૂપ આળોટે છે.'

'હું તો કાળીભંઠ...'

શ્યામલીનું વેણ વાઢતો ચનેસર લોલુપ ચહેરે બોલ્યો : 'શ્યામલી, રૂપઆકર્ષણ કાંઈ ઉજળા વાને આખિયાતા નથી રાખ્યા.'

ચકોર શ્યામલી મનમાં ગણગણી : પુરુષ માત્ર પામર. પુરુષો-

ત્તમ પણ એકાન્તે પામર બને છે. ચનેસર પામર બન્યો છે. અજાણ-પણાની ધાકે ઊંઘી ગયેલી એની પામર વૃત્તિ જાગી ઊઠી છે.

સ્યામલીના લમણામાં વિચાર ઝબક્યો : ' હું વડારણ, નાચીઝ-બાદી–હુ કેટલા દિ' પવિત્ર રહી શકીશ ? કેટલા વરસ સુધી મારું યૌવન અબોટ રહેશે ? હું હરાયેલી હિંદવાણી, પાદશાહની ગુલામડી. કોઈ ને કોઈ દી મારું મન બેકાબુ બનશે, કોઇ ને કોઈ દિ' મને જીવતર ખાલી ખાલી ભાસશે. તે દિ' મારું પતન થશે. એવું ય બને કે કોઈ પિશાચ મારો દેહધર્મ અભડાવે. પાદશાહનો મહેમાન બનેલો કોઈ વિકારી રાજા–રાણો મારી કુંવારપ નંદવે.;એ કરતાં તો અવળા માર્ગે ચડેલા છતાં સોજા ને સંસ્કારી રાજકુમાર ચનેસરના હાથમાં દેહ–દીલ સોંપવા શું હીણાં ?

સ્યામલી વિચારી રહી : આખર; હું સ્ત્રી. સામાન્ય વડારણ–નાચીઝ નોકરાણી. વળી કુઠેકાણે પડી. સ્થાનભ્રષ્ટ બની. રાજપૂત રાજવીનું રાજ હોય તો ગોલા હોય. રાજપૂતો પણ હોય. તો કોઈ રાજપૂતનું કે છેવટ ગોલાનું હૈયું હાથ આવે. હું કોઈ રાજપૂત કે ગોલાનો પ્રેમ પામું. પણ અહીં તો મલેચ્છનું રાજ છે. એના ત્યાગી છે અસુર જેવા ને ઉમરાવો છે ખવીસ જેવા. હું કોની બનીશ ? કોને મારો બનાવીશ ?

સ્યામલીનું મન બોલ્યું : કોઈ મલેચ્છના હવસનો ભોગ બનવું એ કરતાં ચનેસરની રખાત બની રહેવું શું હીણું ? વડારણનો અવ-તાર જ એવો–અભાગ માટે આ કંઈ નવું નથી.

ઊંડા વિચારમાં સરી પડેલી સ્યામલીના કાન પર ચનેસરનો પ્રેમાળ સાદ અફળાયો : ' સાચું કહું છું–તું ખૂબ સુંદર છે.'

કો નિર્ણય કરી ચૂકેલી સ્યામલી અંગડાઈ લઈને બોલી : ' સાચું ? હું ખૂબ સુંદર છું ? "

‘ હા.’

નજરમાંથી નર્યો વિલાસ ઢોળતી શ્યામલી શરમાળ સાદે બોલી : ‘ રાજકુમાર......’

વિવશ બનેલો ચનેસર શ્યામલી તરફ સરકતો બોલ્યો : “ તેં મને ભાન ભૂલવ્યો...’

પણ સજાગ શ્યામલી બે ડગ પાછી હઠી જતી બોલી : ‘ રાજકુંવર, હૈયું હાથ કરો. સમાલો. યાદ રહે. હું વડારણ છું–વેશ્યા નથી.’

‘ હું તને ચાહું છું.’

‘ બડી મહેરબાની.’ શ્યામલી અકંપ અવાજે બોલી : ‘ રાજકુમાર, હું વડારણ છું. સિંધના રાજવીના રણવાસમાં યે વડારણો હશે. વડારણો વરણાંગી હોય છે એ સાચું. કાગડા કાળા જ હોય એમ સિંધ અને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજાઓની વડારણોના જીવનવહેવાર પણ એકસરખા વરણાંગી.

‘ તું છે તો સમજણી.’

‘ ચનેસરજી, યાદ રહે–હું રાજપૂત બાપની બેટી છું. રાજપૂતાણી છું. હું યે મન મોકળું મૂકીને તમારી સેવા કરવા ઇચ્છું છું. તમારું દિલ રીઝવવા ચાહું છું. પણ એક શરતે.’

‘ બોલ. ઝટ બોલ.’

‘ ચનેસરજી, હું અજુગતી માગણી નહીં કરું. રાણી બનાવવાની શરત નહીં મૂકું. મોજડીએ માથાના મંદિલ પર ચડવાની નાદાન ઇચ્છા કરવી ઘટે નહિ. હું ગોલી છું. તમે મને રખાત લેખે રાખો એટલે હું લાખું ખાટી. મારું દેહસત-જળવાય એટલે ભયોભયો. ચનેસરજી, બધીએ ગોલીઓના જીવતર ગોબરાં નથી હોતાં. રાજસ્થાન

અને સૌરાષ્ટ્રના કેટલાક રાજા-રાણાની રખાતોએ તો ઈતિહાસ સર્જ્યાં છે. કેટલીક રખાતો તો પતિ પાછળ સતી થઈ છે.'

'હા—પણ તું તો પાદશાહની નોકરાણી……'

'ચનેસરજી, તમે દોસ્તીના દાવે મને માંગી લેજો. મને વિશ્વાસ છે કે ઓરતને નાચીઝ માનનાર પાદશાહ અલાઉદ્દીન તમને નિરાશ નહિ કરે.'

'પછી ?'

'પછી… પછી…જ હું તમારું દિલ રીઝવીશ.'

બેકાબુ બનેલા મન પર કાબુ કરી વાળતો ચનેસર સરલ સાદે બોલ્યો : 'ભલે.'

'તો… હવે હું જાઉં ?'

'ના'

'કાં ?'

ઊંડા વિચારમાંથી જાગેલો ચનેસર સૌમ્ય સાદે બોલ્યો : 'શ્યામલી, તું મારાથી ડરીશમાં. હું મદહોશ નહિ બનુ. તને નહિ રંજાડું. હું રાજપૂત છું. રાજપૂત બચ્ચો કોઈ સ્ત્રીની આબરુ પર હાથ નાંખે નહિ.'

'હું યે રજપૂતાણી છું.'

ચનેસરે હમીને પ્રશ્ન કર્યો : 'શ્યામલી, મેં તને અનેકવાર પૂછ્યુ છે કે તું ગુજરાતના રાજપૂત રાજમહેલનો ફૂલછોડ પાદશાહી બગીચામાં શી રીતે રોપાયો ? તું અહીં ક્યાંથી આવી ભરાણી ?'

ચનેસરને નાંણી ચૂકેલી શ્યામલી સાચી વાત કહેવા સાબદી બની. સ્વદેશ અને સ્વધર્મપ્રેમી શ્યામલી માર્ગ ભૂલેલા ચનેસરને પાછો વાળવા ચાહતી હતી. મ્લેચ્છોએ કરેલી ગુજરાતની ભીંપણ

તબાહી ને બરબાદી નજરોનજર જોઈ ચૂકેલી શ્યામલી સિંધને પાદશાહી ઓથારથી ઉગારી લેવા ઈચ્છતી હતી.

એટલે તો શ્યામલીએ હાબધ વાર્તાકારની ઠાવકી અદાથી પાદશાહના સરદારે ગુજરાત પર વેરેલા વરવા વિનાશનું બયાન કરવા માંડ્યું. પટણીઓની થયેલી કતલ અને પટોળાવાળીયુંનાં થયેલાં અપહરણોની વાતો વિગતે વર્ણવવા તૈયાર થયેલી શ્યામલી કરુણ સાદે બોલી : 'સાંભળો ચનેસરજી, સરવા કાને સાંભળો. દુનિયા તો દાધારંગી છે. એ તો દીઠું ય બોલે ને વણદીઠું ય ઠઠાડે.

'ચનેસરજી, લોભી અને લંપટ પાદશાહના ખુશામતિયાએ વાત વહેતી કરી છે કે ગુજરાતના રાજા કરણ વાઘેલાએ મહામંત્રી માધવના ભાઈ કેશવની સતી પત્ની પર બલાત્કાર ગુજાર્યો હતો. માધવ–કેશવ ઘોડા ખરીદવા કચ્છ ગયા'તા. પાટણ પાછા આવેલા માધવ – કેશવે વરવી વાત સાંભળી. એનું વેર વાળવા નાગરબંધુઓ દિલ્હીના શાહી લશ્કરને ગુજરાત પર દોરી લાવ્યા.'

'સાચી વાત.'

'નરાતાળ જૂઠ.' શ્યામલી સમાને શોભે નહિ એવા તીખા સાદે બોલી : 'ભયંકર જુઠાણું. ચનેસરજી, ગુજરાત પરના આક્રમણને ન્યાયી ઠેરવવા માટે પાદશાહે આ નર્યું જુઠાણું જ વહેતું કર્યું છે.''

"હેં!" ચનેસર ચોંકી ઊઠ્યો.

ચનેસર તરફ એક ડગ ભરીને ઊભેલી ચકોર શ્યામલી કરુણ સાદે બોલી: 'ચનેસરજી, રૂપાળી હિંદવાણીઓની અસમતના હેરુ પાદશાહ અલાઉદ્દીને મેવાડની મહારાણી મહાસતી પદ્મણીને હાથ કરવા મેવાડ પર વિનાશ વેર્યો હતો; પણ ત્યાં આકડે મધ નહોતું. વિશ્વાસઘાતથી પકડેલા પતિને દુશ્મનની છાવણીમાંથી સરકાવી

જનારી ભુવનમોહિની પદ્મણી નમાલી નહોતી. મેવાડા મોતથી ડરતા નહોતા. મેવાડની આબરુ સમી મહારાણી પદ્મણી ખાતર બત્રીસ હજાર મેવાડાએ માથાં ઉતારી આપ્યાં. બાવીસ હજાર રાજપૂત લલનાઓએ મહાસતી પદ્મણી સાથે જોહર કર્યું. મેવાડા માત્ર મરી પરવાર્યાં. મેવાડ પરાધીન બન્યો. બાવન હજાર અફઘાનોનો ભોગ આપ્યો છતાં પદ્મણી હાથ આવી નહીં. હતાશ બનેલા પાદશાહે ચિતોડ પર વિનાશ વેર્યો. એણે પદ્મણી મહેલ સિવાયના બધા મહેલોનો નાશ કર્યો.'

'શું પદ્મણી પ્રત્યેના અનુરાગને લીધે પાદશાહે પદ્મણી મહેલને અવગ રાખ્યો હશે?'

'રામ જાણે.' શ્યામલી બોલી: 'પાદશાહ મરણીયો બનીને મથ્યો પણ એ અસુરને પદ્મણીની રાખ સુદ્ધાં સાંપડી નહિ!'

'હં......બોલ.'

'ચનેસરજી, પદ્મણી હાથ આવી નહિ કે રાણીરૂપના ભૂખ્યા પાદશાહે, પદ્મણી જેવી જ રૂપાળી પાટણની પટરાણી કવળાંદેને હાથ કરવા સરદાર અલફખાનને ગુજરાત તરફ હુડદાવ્યો. અરણા પાડા જેવા બળુકા અસંખ્ય અફઘાનો સામે અલ્પ સંખ્યાના પાતળીયા પટણીઓ ટકી શકયા નહિ. છતાં પાંચ હજાર પટણીઓએ કેસરિયાં કર્યાં. પાંચ હજાર પટોવાળીઓએ અગનપછેડો ઓઢયો'તો. પણ કરણ વાઘેલાની નામર્દાઈના પાપે ગુજરાતીઓનો આત્મભોગ એળે ગયો. ડરપોક કરણ વાઘેલો નાસી છૂટયો. પાટણ પડ્યું. દુર્ભાગ્યે પાટણની પટરાણી કવળાંદે સરદાર અલફખાનના હાથમાં પકડાઈ ગઇ. પણ પટરાણી પકડાતાંવેંત જ બેહોશ બની ગઇ. મને દયા આવી. મને થયું કે આ અસૂર બેહોશ કવળાંદેની ચાકરી નહિ કરે. એ દિલ્હી પહોંચ્યા પહેલાં જ મરી જશે. હું આપમેળે કવળાંદે સાથે આવી. આપેમુઝે સેવા કરવા મંડી.'

'હા......પછી ?' ચનેસરને શ્યામલીની વાતમાં રસ પડ્યો.

'ને પાટણની પટરાણી દિલ્હી પહોંચી. એને શાહીમહેલમાં લઈ જવાઈ. ત્યાં સુધી એ બેહોશ જ હતી. ને...વિષયાંધ પાદશાહ અલાઉદ્દીને નિતયૌવના કવળાંદે પર બલાત્કાર...'

'હેં !' વાત સાંભળીને હલબલી ઉઠેલો ચનેસર બોલી ગયો: 'વાત થાય છે કે પાટણની પટરાણી કવળાંદે હસીખુશીથી પાદશાહની બેગમ બની છે.'

'કહેતા તો દીવાના મગર સુનતા ભી દીવાના ?' શ્યામલી રણકતા સાદે બોલી: 'ચનેસ્સરજી, સાંભળી વાત નથી કરતી. હું ખુદ હાજર હતી. વિષયાંધ નિર્દય પાદશાહે બેહોશ કવળાંદેનું દેહસત લૂંટયું'તું.' ઘડીભર મુંગી રહેલી શ્યામલી સાદને સમોનમો કરતી બોલી: 'હા—એક વાત કબૂલ કરવી પડે, રૂપરૂપના અંબાડ પાટણની પટ-રાણી બુઝદીલ જરૂર છે. એ ભાનમાં આવી—પાદશાહે પોતાને પતીત કરી છે એવું જાણ્યા પછી પણ એ પંડ પછાડીને પ્રાણ પરહરી શકી નહીં. ડરપોક કવળાંદે જીવતી રહી. પાદશાહનો હવસ સંતોષવા કુલકલંકીની કવળાંદે જીવી ગઇ.'

'હા.........'

'ને હિંદુઓના હડોહાડ દુશ્મન પાદશાહે કવળાંદેના કુંવર ધોલણશીને પકડીને દિલ્હી મંગાવ્યો. મોતના ડરે ડરેલા વાઘેલા કુંવર ઘોલણશીએ ઇસલામ મજહબનો સ્વીકાર કર્યો. પાદશાહે એની સાથે પોતાની શાહઝાદીની શાદી કરી. પીરોજશાહ ગુજરાતી બનેલ વટલેલ વાઘેલાકુંવરને ગુજરાતની સુબાગીરી બક્ષી.'

'હં......'

શ્યામલી દુ:ખભર્યો સાદે બોલી: 'ચનેસ્સરજી, મા પાદશાહની બેગમ બની અને દીકરો બન્યો જમાઈ.'

'ધન્ય મા ને ધન્ય દીકરો.'

પછી તો શ્યામલીએ સરદાર અલફખાને ગુજરાત પર કરેલા ભયંકર જુલમોનું એવું તો વર્ણન કર્યું કે જે સાંભળીને ચનેસરની આંખો ચૂવા મંડી.

તાતું લોઢું ટીપી લેવા તૈયાર થયેલી સ્વધર્મપ્રેમી શ્યામલીએ વાતના વહેણને અસરકારક વળાંક આપ્યો.

ભાવનાવશ થયેલા ચનેસર તરફ સરકતી શ્યામલી ભાવનાભર્યા સાદે બોલી: 'રાજકુમાર, સાચું બોલો: શું તમે સિંધની પણ ગુજરાત જેવી જ ભૂંડી અવદશા કરવા ઇચ્છો છો?'

'ના–ના.'

'ચનેસરજી, જવાબ આપો: તમે સિંધને તબાહ અને બરબાદ થતો જોઈ શકશો?'

'ના!'

'ચનેસરજી, બોલો: તમે સુમરીઓ પર થતા સરાજાહેર બલાત્કારો દેખી ખમશો?'

'ના–ના.'

'ચનેસરજી, વિજેતા અફઘાનો મંદિરો તોડશે. મૂર્તિઓ ભાંગશે. જાહેર ગૌવધ થશે ને સરાજાહેર હિંદવાણીઓનાં અપહરણો થશે. ઉઘાડી બજારે ઉઘાડી રીતે સુમરીઓનાં સતીત્વ લૂંટાશે. સાધુ અને બામણો પર જુલમ થશે. સિંધના ધર્મ અને સંસ્કારનો લોપ થશે.' શ્યામલી ચીસ જેવા સાદે બોલી: 'બોલો, જવાબ આપો, સિંધના રાજકુંવર, તમે આવો અકાંડ-કાંડ જોઇ શકશો? સારુંયે હિંદ એવા અકાંડ-કાંડના કર્તા તરીકે તમને નિંદશે. સ્વધર્મ પ્રેમીઓ તમને ધિક્કારશે. સુમરીઓ તમારા નામ પર થૂંકશે.'

ભાવાવેશમાં આવેલો ચનેસર ફાટતા સાદે બોલી ગયો: 'ના–

ના-ના ! હું એવું જોઈ શકું નહીં. હું એવું ઈચ્છતો નથી. એવું ભયંકર પરિણામ લાવવા ચાહતો ય નથી.'

'એવો અકાંડ-કાંડ રચવા ચાહતા ના હો સિંધની સ્વતંત્રતા સાથે સુમરીઓના સતીધર્મને ય અવંગ રાખવા ઈચ્છતા હો તો પાછા વળો-પાછા વળી જાવ.'

'હું પાછો વળું ?'

'હા.'

'પણ...ક્યાંથી પાછો ફરું ?'

'અહીંથી.'

'સમજાય એવું બોલ.' ચનેસરના ચહેરા પર મૂંઝવણ છવાઈ.

કે શ્યામલી સાફ નકાર સાદે બોલી : 'તમે સ્વદેશ સાથે સ્વધર્મને નાબૂદ કરવા ચાહતા ના હો, દેશદ્રોહીનું ઘોર કલંક વહોરવા ઈચ્છતા ના હો, તો ધર્મ ઘાતકીનું કાળું લાંછન મોલવા જો ખરેખર ચાહતા ના હો તો પાછા ફરો. પાછા વળો.'

'હું શું કરું ?'

'મારું મનાશે ?'

'હા માનીશ.'

'તો તમે ધર્માંધ પાદશાહ અલાઉદ્દીન સાથે દોસ્તી બાંધશોમાં. એ વિશ્વાસઘાતી સાથે કોઈ વહેવાર કરશોમાં. એની લશ્કરી મદદ વડે રાજ હાંસલ કરવાનો વિચાર સુદ્ધાં કરશોમાં.'

શ્યામલી ચનેસર તરફ સરકી. અભંગ-જોબના વધારણ શ્યામલીના દેહમાંથી છૂટતી માદક ઘ્રાંણ નાકે છબતાં જ કેવડીયો નાગ સુગંધ-ભર્યા કેવડા પર ઝળુંબે એમ ચનેસર શ્યામલી પર ઝળુંબ્યો.

શ્યામલી પણ ચનેસર તરફ ઝૂકી.

જુવાન ચનેસરની આંખમાં વિલાસ ઝબક્યો. ચહેરા પર વિકાર વરસ્યો...સાવે ય થડમાં ઊભેલી શ્યામલીનો કમળદંડ સમો કુંણો હાથ પકડતો ચનેસર સ્નેહાળ સાદે બોલ્યો: 'શ્યામલી......"

પુરુષ પામરતાની જાણકાર શ્યામલી સમજીને જ વર્તી'તી. એ સિંધ પર પાદશાહનો ઓથાર ઊતરે નહિ, ધર્મ અને સંસ્કારને હડદો પહોંચે નહિ અને સુમરીઓના સતિધર્મ અભડાય નહિ એ ખાતર સમજીને જ ચનેસર તરફ સરકી'તી.

સિંધ પર અચૂક ઘેરાવાનાં આફતનાં વાદળો વિખેરવા સાથે પોતાનો ઉધ્ધાર કરવા શ્યામલી સમજી-વિચારીને ચનેસર પર ઝૂકી'તી.

જ્યાં એ નહોતી વેશ્યા કે નહોતી પાતર્ય. સ્વાર્થ સાધવાં શરીર સાટવનારી કુલક્ષણી સ્ત્રી નહોતી. જ્યાં ને ત્યાં ઓખર કરી લેનાર બદચલન બાંદી નહોતી.

એ તો હતી રાજપૂતાણી–રાજપૂત બાપથી પેદા થયેલી ક્ષત્રિયાણી.

ચનેસરની પામરતા પામી ગયેલી શ્યામલી એના પગ પકડી લેતી બોલી: 'ચનેસરજી, પાછા ફરો. બીજા કોઈ ખાતર નહિ તો મારા ખાતર, મારા હેત ખાતર પાછો વળી જાવ.'

શ્યામલીનાં પ્રમત્ત રૂપ–જોબન જોઈને પરાધિન બનેલો ચનેસર બોલ્યો: 'તું રાજી રહીશ એમ...'

'તો...ચનેસરજી, તો...હું તમારા ઈશારા પર પંડ પાથરીશ.'

'પણ ક્યારે?'

શ્યામલી હકનકાર સાદે બોલી: 'તમે પાછા વળ્યા છો, સાચા માર્ગે ચડ્યા છો એની ખાતરી થયા પછી.'

પણ કોઈ વિચાર આવતાં જ ભડકેલો ચનેસર મૂંઝવણભર્યો

સાદે બોલી ગયો : ‘પરંતુ કાલ સાંજે તો પાદશાહ સલામત સાથે તમારી મુલાકાત થશે.’

‘હા-થશે.’

‘હવે ?’

સ્વસ્થ શ્યામલી નીડર સાદે બોલી : ‘ચનેસરજી, પાદશાહ અડો સ્વાર્થી છે. એ દોસ્તીનું મોટું મૂલ માંગશે. લશ્કરી મદદ બદલે મારું સ્વમાન મોલી લેશે. ભૂમિભૂખ્યો ને હવસભૂખાળવો પાદશાહ તમારી ગરજનો લેવાય એટલો ગેરલાભ લેવા ઈચ્છશે.’

‘કાલે મારે શું કરવું એ કહેને.’

‘શું કરવું શું ? પહેલાં ટાઢાકોઠે પાદશાહની બધીયે શરતો સાંભળવી. પછી કહેવું કે હું વિચાર કરીને જવાબ આપીશ.’

‘પછી ?’

‘પછી દોસ્તીના હકદાવે મારી માંગણી કરવી.’

‘શ્યામલી, કદાચ પાદશાહ મારી અસહાય સ્થિતિ જોઈને મારા પર દબાણ કરે તો ? જબરાઈથી શરતો લાદે તો ?’

‘તો...’ શ્યામલી વિચારમાં પડી ગઈ.

‘કદાચ પાદશાહ તને આપવાની ના પાડે તો ?’

ઊંડા વિચારમાંથી જાગેલી શ્યામલી છાતી કાઢીને નકોર સાદે બોલી : ‘તો...સરખંગ સાબદો છે. એ પહાડી ઘોડો મારો ને તમારો બોજ ઉઠાવી શકે એવો બળુકો છે.’

‘એટલે આપણે ફરાર થઈ જવું ?’

‘હા-ને વહેતા થયેલા સરખંગને આંબે એવો ઘોડો પાદશાહી ઘોડારમાં તો નથી જ.’

‘સરખંગ છે તો પાંખુંપસાર.’

‘જેની રાંગમાં સરખંગ રમતો હોય એને બીક શાની ?’ આંખનો મદભર ઉલાળો કરતી શ્યામલી બોલી.

'કબુલ!' ચનેસર સાચક સાદે બોલ્યો.

'ના–સમ ખાવ.'

'ભગવાન શંકરની શાખે કહું છું.'

'બોલો.'

'કાલ સાંજે સરખંગ પર રાંગ વાળીશ.'

'એકલા જ?'

'ના-શ્યામલીને ખોળામાં બેસાડીને.'

'રામદુહાઈ?'

'મા-ભવાની શાખે.' ભીંતે ટીંગાની તલવાર પર નજર નોંધીને ચનેસર બોલ્યો.

ને જોગંદરને ય જોગ વિસરાવે એવો વરણાંગી અગંમરોડ કરીને પ્રમત્તજોબના શ્યામલી ચનેસર તરફ સરકી.

સાદે બોલી ગયો: 'પરંતુ કાલ સાંજે તો પાદશાહ સલામત સાથે તમારી મુલાકાત થશે.'

'હા-થશે.'

'હવે ?'

સ્વસ્થ શ્યામલી નીડર સાદે બોલી: 'ચનેસરજી, પાદશાહ બડો સ્વાર્થી છે. એ દોસ્તીનું મોટું મૂલ માંગશે. લશ્કરી મદદ બદલે મારું સ્વમાન મોલી લેશે. ભૂમિભૂખ્યો ને હવસભૂખાળવો પાદશાહ તમારી ગરજનો લેવાય એટલો ગેરલાભ લેવા ઇચ્છશે.'

'કાલે મારે શું કરવું એ કહેને.'

'શું કરવું શું ? પહેલાં ટાઢાકોઠે પાદશાહની બધીયે શરતો સાંભળવી. પછી કહેવું કે હું વિચાર કરીને જવાબ આપીશ.'

'પછી ?'

'પછી દોસ્તીના હકદાવે મારી માંગણી કરવી.'

'શ્યામલી, કદાચ પાદશાહ મારી અસહાય સ્થિતિ જોઈને મારા પર દબાણ કરે તો ? જબરાઈથી શરતો લાદે તો ?'

'તો...' શ્યામલી વિચારમાં પડી ગઈ.

'કદાચ પાદશાહ તને આપવાની ના પાડે તો ?'

ઊંડા વિચારમાંથી જાગેલી શ્યામલી છાતી કાઢીને નકાર સાદે બોલી: 'તો...સરખંગ સાબદો છે. એ પહાડી ઘોડો મારો ને તમારો બોજ ઉઠાવી શકે એવો બળુકો છે.'

'એટલે આપણે ફરાર થઈ જવું ?'

'હા-ને વહેતા થયેલા સરખંગને આંબે એવો ઘોડો પાદશાહી ઘોડારમાં તો નથી જ.'

'સરખંગ છે તો પાંખુંપસાર.'

'જેની રાંગમાં સરખંગ રમતો હોય એને બીક શાની ?' આંખનો મદભર ઉલાળો કરતી શ્યામલી બોલી.

'કબુલ !' ચનેસર સાચક સાદે બોલ્યો.

'ના–સમ ખાવ.'

'ભગવાન શંકરની શાખે કહું છું.'

'બોલો.'

'કાલ સાંજે સરખંગ પર રાંગ વાળીશ.'

'એકલા જ?'

'ના-શ્યામલીને ખોળામાં બેસાડીને.'

'રામદુહાઈ?'

'મા-ભવાની શાખે.' ભીંતે ટીંગાની તલવાર પર નજર નોંધીને ચનેસર બોલ્યો.

ને જોગંદરને ય જોગ વિસરાવે એવો વરણાંગી અગંમરોડ કરીને પ્રમત્તજોબના શ્યામલી ચનેસર તરફ સરકી.

સાદે બોલી ગયો: ‘પરંતુ કાલ સાંજે તો પાદશાહ સલામત સાથે તમારી મુલાકાત થશે.’

‘હા-થશે.’

‘હવે?’

સ્વસ્થ શ્યામલી નીડર સાદે બોલી: ‘ચનેસરજી, પાદશાહ બડો સ્વાર્થી છે. એ દોસ્તીનું મોટું મૂલ માંગશે. લશ્કરી મદદ બદલે મારું સ્વમાન મોલી લેશે. ભૂમિભૂખ્યો ને હવસભૂખાળવો પાદશાહ તમારી ગરજનો લેવાય એટલો ગેરલાભ લેવા ઇચ્છશે.’

‘કાલે મારે શું કરવું એ કહેને.’

‘શું કરવું શું? પહેલાં ટાઢાકોઠે પાદશાહની બધીયે શરતો સાભળવી. પછી કહેવું કે હું વિચાર કરીને જવાબ આપીશ.’

‘પછી?’

‘પછી દોસ્તીના હકદાવે મારી માંગણી કરવી.’

‘શ્યામલી, કદાચ પાદશાહ મારી અસહાય સ્થિતિ જોઈને મારા પર દબાણ કરે તો? જબરાઈથી શરતો લાદે તો?’

‘તો...’ શ્યામલી વિચારમાં પડી ગઈ.

‘કદાચ પાદશાહ તને આપવાની ના પાડે તો?’

ઊંડા વિચારમાંથી જાગેલી શ્યામલી છાતી કાઢીને નકાર સાદે બોલી: ‘તો...સરખંગ સાબદો છે. એ પહાડી ઘોડો મારો ને તમારો બોજ ઉઠાવી શકે એવો બળુકો છે.’

‘એટલે આપણે ફરાર થઈ જવું?’

‘હા-ને વહેતા થયેલા સરખંગને આંબે એવો ઘોડો પાદશાહી ઘોડારમાં તો નથી જ.’

‘સરખંગ છે તો પાંખુંપસાર.’

‘જેની રાંગમાં સરખંગ રમતો હોય એને બીક શાની?’ આંખનો મદભર ઉલાળો કરતી શ્યામલી બોલી.

'કબુલ !' ચનેસર સાચક સાદે બોલ્યો.

'ના–સમ ખાવ.'

'ભગવાન શંકરની શાખે કહું છું.'

'બોલો.'

'કાલ સાંજે સરખંગ પર રાંગ વાળીશ.'

'એકલા જ ?'

'ના-શ્યામલીને ખોળામાં બેસાડીને.'

'રામદુહાઈ ?'

'મા-ભવાની શાખે.' ભીંતે ટીંગાની તલવાર પર નજર નોંધીને ચનેસર બોલ્યો.

ને જોગંદરને ય જોગ વિસરાવે એવો વરણાંગી અગંમરોડ કરીને પ્રમત્તજોબના શ્યામલી ચનેસર તરફ સરકી.

# પ્રકરણ ૧૨ મું : : શ્યામલી વળી સિંધ ભણી

પરણ્યા વગર જ સુહાગરાત માણી ચૂકેલી પ્રેમવિભોર શ્યામલીના દેહ–મન–પ્રાણ પ્રફુલ્લ બન્યાં'તાં.

પરણેતર જેટલી સમીપ બેઠેલી શ્યામલી ધરતી પર નજર ઢાળતી બોલી: "આજ હું ધન્ય બની. આજ હું બડભાગી બની.'

'હું પણ.' ચનેસરે પડઉત્તર વાળ્યો.

પ્રેમ ઉન્માદને હૈયા હેઠળ ધરબતી શ્યામલી સરળ સાદે બોલી: 'આજ હું ધન્ય બની.'

'કેવી રીતે?'

'ભવસાગરમાં ઝોલા ખાતા મારા જીવનનાવને જાણકાર નાખૂદો સાંપડયો. હવે મારું નાવ કિનારે પહોંચશે. મારા અંધારિયા જીવન-આકાશમાં આજે આશાનો સૂર્ય ઉગ્યો. હવે મારો જીવનપંથ સાફ કળાય છે. વળી......'

'વળી શું?'

'હું સિંધ પર થનારું મલેચ્છનું આસુરી આક્રમણ ટાળી શકી. સિંધી પ્રજાની થનારી તબાહી ને બરબાદી રોકી શકી. ધર્મ અને સંસ્કાર પર થનારા વિધર્મી હુમલાને હાકલી શકી... રાજકુમાર, આજ હું ખૂબ ખૂશ છું.'

ઘડીભર અબોલ રહેલી શ્યામલી હેતભર્યા સાદે બોલી: ‘ રાજકુમાર... ’

‘ ચનેસર કહે.’

‘ હવે હું તમારું નામ લેવાનો હક્ક ગુમાવી બેઠી છું.’

‘ તો......’

‘ હું તમને પ્રિતમ કહીને સંબોધીશ.’

‘ પ્રિતમ... ’ ચનેસર હસી પડ્યો.

પણ કોઈ વિચાર આવતાં જ પ્રેમવિભોર શ્યામલીનો નમણો ચહેરો કઠોર બન્યો. શરમ મૂકાઈ. એ ઘણાભર્યા સાદે બોલી: ‘ પ્રિતમ...’

‘ બોલ.’

‘ તમે જેની સાથે દોસ્તી બાંધવા ઇચ્છતા’તા અને જેની મદદ વડે સિંધ સર કરવા ચાહતા’તા એ પાદશાહનું ખાનગી જીવન તો જાહેર જીવન કરતાં પણ બદતર છે. એનો સંસાર...’

‘ પ્રિતમ, જાણકાર કહે છે: દાંત સાથે જન્મેલો અલાઉદ્દીન ધાવવા બદલે ધાવના સ્તન પર બટકાં ભરતો. એને ધાવણ કરતાં લોહી વધુ ભાવતું. કરડકણા અલાઉદ્દીનને એક વખત ધવરાવનારી બીજીવાર બોજે ચાલતી નહોતી.’

‘ હા...પછી ? ’

‘ એ નર-રાક્ષસ નવ વરસનો થયો સામાન્ય કિશોર કરતાં ચારગણું ખાનાર બળુકા અલાઉદ્દીને સમાન વયના કેટલાય ગોઠીયાને લઈલિયા દબાવીને મોતને ઘાટ ઉતાર્યા’તા. પોતાના ભત્રીજાનો ખૂન-શોખ જોઈને તંગ આવેલા જલાલુદ્દીન ખીલજીએ એને લોઢાના મજબુત પાંજરામાં પૂરી દીધો’તો.’

‘ પછી શું થયું’તું ? ’

## પ્રકરણ ૧૨ મું : : શ્યામલી વળી સિંધ ભણી

પરણ્યા વગર જ સુહાગરાત માણી ચૂકેલી પ્રેમવિભોર શ્યામલીના દેહ–મન–પ્રાણ પ્રફુલ્લ બન્યાં'તાં.

પરણેતર જેટલી સમીપ બેઠેલી શ્યામલી ધરતી પર નજર ઢાળતી બોલી: " આજ હું ધન્ય બની. આજ હું બડભાગી બની.'

' હું પણ.' ચનેસરે પડઉત્તર વાળ્યો.

પ્રેમ ઉન્માદને હૈયા હેઠળ ધરબતી શ્યામલી સરળ સાદે બોલી: ' આજ હું ધન્ય બની.'

' કેવી રીતે ?'

' ભવસાગરમાં ઝોલા ખાતા મારા જીવનનાવને જાણકાર નાખૂદો સાંપડયો. હવે મારું નાવ કિનારે પહોંચશે. મારા અંધારિયા જીવન-આકાશમાં આજે આશાનો સૂર્ય ઉગ્યો. હવે મારો જીવનપંથ સાફ ફળાય છે. વળી......'

' વળી શું ?'

' હું સિંધ પર થનારું મલેચ્છનું આસુરી આક્રમણ ટાળી શકી. સિંધી પ્રજાની થનારી તબાહી ને બરબાદી રોકી શકી. ધર્મ અને સંસ્કાર પર થનારા વિધર્મી હુમલાને હાકલી શકી... રાજકુમાર, આજ હું ખૂબ ખુશ છું.'

ઘડીભર અબોલ રહેલી શ્યામલી હેતભર્યા સાદે બોલી: ‘રાજકુમાર...’

‘ચનેસર કહે.’

‘હવે હું તમારું નામ લેવાનો હક્ક ગુમાવી બેઠી છું.’

‘તો......’

‘હું તમને પ્રિતમ કહીને સંબોધીશ.’

‘પ્રિતમ...’ ચનેસર હસી પડ્યો.

પણ કોઈ વિચાર આવતાં જ પ્રેમવિભોર શ્યામલીનો નમણો ચહેરો કઠોર બન્યો. શરમ સૂકાઈ. એ ઘણાભર્યા સાદે બોલી: ‘પ્રિતમ...’

‘બોલ.’

‘તમે જેની સાથે દોસ્તી બાંધવા ઇચ્છતા’તા અને જેની મદદ વડે સિંધ સર કરવા ચાહતા’તા એ પાદશાહનું ખાનગી જીવન તો જાહેર જીવન કરતાં પણ બદતર છે. એનો સંસાર...’

‘પ્રિતમ, જાણકાર કહે છે: દાંત સાથે જન્મેલો અલાઉદ્દીન ધાવવા બદલે ધાવના સ્તન પર બટકાં ભરતો. એને ધાવણ કરતાં લોહી વધુ ભાવતું. કરડકણા અલાઉદ્દીનને એક વખત ધવરાવનારી બીજીવાર ખોળે ઘાલતી નહોતી.’

‘હા...પછી?’

‘એ નર-રાક્ષસ નવ વરસનો થયો સામાન્ય કિશોર કરતાં ચારગણું ખાનાર બળુકા અલાઉદ્દીને સમાન વયના કેટલાય ગોઠીયાને હઈડિયા દબાવીને મોતને ઘાટ ઉતાર્યા’તા. પોતાના ભત્રીજાનો ખૂન-શોખ જોઈને તંગ આવેલા જલાલુદ્દીન ખીલજીએ એને લોઢાના મજબુત પાંજરામાં પૂરી દીધો’તો.’

‘પછી શું થયું’તું?’

ચનેસર તરફ સરકતી શ્યામલી નઠોર સાદે બોલી : ' એ બાર વરસનો થયો. ખીલજી પાદશાહનો સ્થાપક જલાલુદ્દીન વૃદ્ધ થયો'તો. જલાલુદ્દીનની બાર વરસની બેટીને હિંસક પ્રાણી પેઠે પાંજરામાં પૂરાયેલા અલાઉદ્દીનની દયા આવી. ઘરમાં કોઈ નહોતું ત્યારે એણે અલાઉદ્દીનને મુક્ત કર્યો. મોકળા થયેલા અલાઉદ્દીને પોતાને મુક્ત કરનાર જલાલુદ્દીનની બેટી પર બલાત્કાર કર્યો.'

' શું વાત કરે છે ? '

' સાંભળો.' શ્યામલી સાફ સાદે બોલી : ' પ્રિતમ, ભલા અને વૃદ્ધ પાદશાહ જલાલુદીનને દીકરો નહોતો. અલાઉદીન જ એક માત્ર એનો વારસદાર હતો. સમજુ જલાલુદીને આગળપાછળનો વિચાર કરીને બલાત્કારનો ભોગ બનેલી પોતાની બેટીની અલાઉદીન સાથે શાદી કરી.'

' ઉમ્મર વધવા સાથે એની ક્રૂરતા અને વિષયાંધતા ય વકરવા માંડી. એ જુવાન થયો કે એની પાશવતા સંપૂર્ણ પાંગરી. નિર્દય અલાઉદીને સગા કાકા અને સગા સસરા વૃધ્ધ પાદશાહ જલાલુદીનની કરપીણ હત્યા કરીને પાદશાહત પચાવી પાડી.'

' શ્યામલી, અલાઉદીનના બલાત્કારનો ભોગ બનેલી બેગમ જીવે છે કે......'

શ્યામલીના સાદમાં સંતોશ ભળ્યો : ' બડી બેગમ જીવે છે એટલું જ નહીં, જનાનખાનામાં એની સરક ફરે છે. ચાર શાહજાદા અને બે શાહજાદીઓની મા બનેલી બડી બેગમે પંદર વરસથી સંસાર તજ્યો છે.'

' હા. '

' પાદશાહને બેગમોનો તુટો નથી. શાહી જનાનખાનામાં અફઘાણી, ઈરાની અને તુરાની બેગમોનો જમેલો જામ્યો છે. બાંદીઓ

તો બેસુમાર છે, પણ બેગમો ચુગલખોર ને ઉદરભરણી છે. બાદીઓ છે બદચલન. ખારા સમદરની મીઠી વીરડી સમી એક માત્ર બઠી બેગમ સ્ત્રીના ગુણ આવગા. રાખે છે.'

'જનાનખાનામાં વળી શું દુઃખ હોય?'

'ડુંગરા દૂરથી રળિયામણા.' શ્યામલી બોલી: 'શાહી જનાનખાનામાં નરી ઈર્ષા આળોટે છે. ખટપટથી ખદબદતા જનાનખાનાના બંધિયાર જીવતરથી તંગ આવીને તો મેં મહેમાનઘરની નોકરી સ્વીકારી'તી.'

'વાત કર.'

'પ્રિતમ, શું વાત કરું પાદશાહના વિરૂપ આચરણની? એની વિષયાંધતા વર્ણવી જાય એવી નથી. એ નર્યો દેહભૂખ ભાંગવા જ જનાનખાનામાં દોડ્યો આવે છે. એ સ્નેહને ઓળખતો નથી કે પ્રેમને પિછાનતો નથી. ખુદાએ ઓરતને ખાવિંદનું દિલ બહેલાવવા અને ઓલાદ પેદા કરવા જ પેદા કરી છે એવું માનનારા મનહુસ પાદશાહના સમાગમમાં આવેલી જોરાંતી બેગમ પણ બેહોશ બની જાય છે. પાદશાહે વાસનાનો આસુરી આવેગ શમાવવા માટે હબસણો રાખી છે.'

'શું વાત કરે છે?'

'પ્રીતમ, શાહી જનાનખાનું દેશપરદેશની અને નવાનોખા ઘાટવળોટવાળી બેગમોથી. ભરચક ભરેલું છે. છતાં નવાં રૂપ અને અબોટ જોબનનો શોખીન પાદશાહ નવાં રૂપ-જોબન ભોગવવા ભુરાટો બને છે. હિંદવાણીઓની અસમતનો શત્રુ પાદશાહ રાજરાણીને હાથ કરવા પાગલ બને છે.'

શાહી જનાનખાની વિરૂપ વાતો સાંભળીને આભો બનેલો ચનેસર અબોલ બની ગયો. હવે શ્યામલી બોલતી ને એ સાંભળતો.

'પ્રિતમ, શાહી જનાનખાંનાની ભીતરી વાતો સાંભળીને તો તમે આભા જ બની જશો. શાહી જનાનખાનામાં પાદશાહ વેચાય છે.'

'હેં!'

'શાહી જનાનખાના બહાર પઠાણોનો પહેરો ચડે છે ને અંદર ફાતડાઓ ચોકી કરે છે. ફાતડાનો વડો છે ખાજાજહા. પાવૈયાનો પ્રમુખ ખાજાજહા બડો લુચ્ચો ને સ્વાર્થી છે. આ ખાજાજહા જ જહાંપનાહે આજે કઇ બેગમના ઓરડે જવું એ નક્કી કરે છે. બેગમો ઘણી અને પાદશાહ એક. પાદશાહ વારા પ્રમાણે બેગમના ઓરડે જાય છે. પણ વારો નક્કી કરે છે ખાજાજહા. ચાલાક બેગમ ખાજાજહાને લાંચ આપીને વારો ખરીદે છે. લાંચીયો ખાજાજહા ગરીબ બેગમનો હક્ક ઓળવીને લાંચ આપનારી બેગમના ઓરડે પાદશાહને દોરી જાય છે. જનાનખાનામાં વ્યભિચાર વકર્યો છે.'

'જનાનખાનામાં વ્યભિચાર?'

'હા–પ્રિતમ.' શ્યામલી નકાર સાદે બોલી: 'પાદશાહની બધીયે બેગમો પવિત્ર આચરણવાળી નથી. હોય પણ ક્યાંથી? પાદશાહ એક અને બેગમો અનેક. વિકાર ઉત્તેજે એવા રાજસી ખોરાક ખાનારી જુવાન બેગમોના અસંસ્કારી મન કાબૂમાં રહે ક્યાંથી?'

'પ્રિતમ, વિલાસભૂખી બેગમ ખાજાજહાને લાંચ આપીને ફોડે છે. ખાજાખહાં જનાનખાનામાં પુરુષની આયાત કરે છે. અમીરજાદી યા ઉમરાવજાદીનો વેશ પહેરીને રાત્રે જનાનખાનામાં દાખલ થયેલો પુરુષ, સવારે સહિસલામત જતો રહે છે.'

'હેં!'

'પ્રિતમ, પગની હલકી બેગમોની બાંદીઓ બદચલન છે. બાંદીઓના આચાર અળખામણાં અને વિચાર વરવા છે.'

'પ્રભુ બચાવે.'

શ્યામલીએ વાત વધારી : 'પ્રિતમ, પાંચ વરસ પહેલાં જ પાદશાહે જનાનખાનું ખાલી કર્યું'તું. જનાનખાનામાં પર પુરુષોની અવર-જવર વધી પડી, બેગમોની બદમાસીએ હદ વળોટી ત્યારે પવિત્ર આચારવિચાર વાળી બડી બેગમે પાદશાહને શિકાયત કરી. સાચાં વેણમાં પર ઝાપટયાં : 'ખાવિંદ, આંખો ખોલો. બાંદીઓ સાથે બેગમો ય બદચલન બની છે. જનાનખાનામાં પરપુરુષ રાતવાસો રહે છે. ખુદા કસમ, છેલ્લા પાંચ વરસમાં બેગમોને પેટ પેદા થયેલી ઓલાદ આપની નથી.'

પ્રિતમ, બડી બેગમની વરઝાળ સાંભળીને ભડકેલા પાદશાહ અલાહિને એક દિ' અચાનક જનાનખાનાની કડી તલાશી લીધી. બડી બેગમ સાચી ઠરી. બેગમો સાથે રંગરાગ ખેલતા પાંચ પુરુષો પકડાઈ ગયા. બેગમો સાથે વ્યભિચાર ખેલનાર પાંચેય પુરુષોને પાદશાહે ત્યાં જ ગર્દન માર્યાં. ને બેગમોને એક સાથે સામટા તલાક આપી દીધા.

'પણ પાદશાહે છુટી કરેલી બેગમો નવો ખાવિંદ ખોજવા સ્વતંત્ર નહોતી. પાદશાહે તલ્લાક આપેલી બેગમો અમીરઉમરાવોને વહેંચી દીધી. પાદશાહની બેગમો અમીરઉમરાવોની બીબીઓ બની.'

'હોય નહિ ?'

'પ્રિતમ, રાજરજવાડામાં કુંવર જન્મે ત્યારે કે રાજાના રાજ્યભિષેકના મંગળ અવસરે કેદીઓને છોડી મૂકીને જેલને દૂધે ધોવે છે એમ પાદશાહે બડી બેગમ સિવાયની બધી જ બેગમોને તલ્લાક આપીને જનાનખાનું દૂધે ધોવરાવ્યું'તું. પરંતુ પાદશાહનું ખાલી થયેલું જનાનખાનું મહિના દિ'માં તો ભરચક ભરાઈ ગયું'તું. અમીર ઉમરાવો ઘણા છે ને ઘણી બધી અમીરજાદીઓ જુવાન થઈ હતી. હરએક અમીર ઉમરાવ પાદશાહને બેટી આપવા ટાંપીને બેઠા'તા.'

શ્યામલી સરળ સાદે બોલી : 'પ્રિતમ, શાહી જનાનખાનાના બદતર જીવનથી તંગ આવીને તો હું મહેમાનઘરની નોકરાણી બની છું.'

'આ તે જનાનખાનું કહેવાય કે નર્કખાનું ?'

વાતના વહેતા વહેણને વાળી લેવામાં પાવરધી શ્યામલી હૃદય સ્પર્શી સાદે બોલી : 'સાંભળો, હવે દિલ્હીની વાત કરું. દિલ્હીવાસી હિન્દુઓની આપદા વર્ણવું.'

'હા–બોલ.'

'તમને ય દિલ્હીમાં પગ મૂકતાંવેંત પાદશાહી જુલમનો પરચો મળી ચૂક્યો છે.'

'સાંભરતું નથી.'

'સંભારી આપું.' શ્યામલી બોલી : 'પ્રિતમ, દિલ્હીવાસી હિન્દુ ઘોડા પર બેસી શકતો નથી. વરરાજાને ય પગે ચાલીને જવું પડે છે. કોઈ હિન્દવાણી પાલખીમાં બેસી શકતી નથી. વહુરાણીને ય પગે ચાલીને સાસરે જવું પડે છે.'

'હં......'

'એટલું જ નહિ. કોઈ હિંદુ બચ્ચો હથિયાર બાંધી શકતો નથી. હિંદુ માટે જ હથિયાર બંધી છે–મુસલમાન માટે નહિ.'

'હા...વાત કર.'

'શું વાત કરું સ્વામી ?' શ્યામલી ગળના સાદે બોલી: 'પાદશાહનો હુકમ છે. હિંદુએ ઘરબાર નીકળતાં જ કાછડી છુટી મૂકવી. હિંદવાણીએ કાપડાની કસો છોડીને જ ઘરબારે પગ મૂકવો.'

'આ તો નર્યો જુલમ કહેવાય.'

'સાંભળો તો ખરા.' શ્યામલી કરુણ સાદે બોલી : 'ધર્માંધ અલાદિયાએ દિલ્હીમાંના અનેક પુરાણા મંદિરો તોડયા ને પવિત્ર

મૂર્તિઓ ભાંગી. મંદિરો ભાંગીને મસ્જીદો ચણાવી. જે થોડા મંદિરો અભગ રહ્યાં છે એ દેવમંદિરોમાં યે આરતી સમયે ઝાલરું વગાડવાની, શંખ ફૂંકવાની કે ઘંટનાદ કરવાની સખ્ત મનાઈ છે.'

'તો......તો........'

'ધર્મઝનૂની પાદશાહે દિલ્હીમાંથી હિંદુ ધર્મ અને સંસ્કારને દેશવટો આપ્યો છે. એ ધર્માંધ સારા ય હિંદમાંથી ધર્મ અને સંસ્કારને હાંકી કાઢવા ઈચ્છે છે.'

વાત સાંભળીને સ્તબ્ધ બનેલા ચનેસરની નજરમાં નજર પરોવતી શ્યામલી બોલી : 'પાદશાહના પાપે મેવાડ માથડાં ઢાંકીને રૂવે છે. ગુજરાત કરૂણ વિલાપ કરે છે.' શ્યામલીએ કઠોર સાદે સવાલ કર્યો : 'પ્રિતમ, શું તમારે પણ સિંધને તબાહ અને બરબાદ કરવો છે ? શું સિંધના ય ગુજરાત અને મેવાડ જેવા ભૂંડા હાલ કરવા છે ? શું તમે મેવાડણો અને ગુજરાતણોના અપહરણો થયાં એમ સુમરીઓનાંય અપહરણો થાય એવુ ઈચ્છો છો ?'

'ના-ના.' ચનેસરે દ્રઢ સાદે જવાબ દીધો.

'તો પાછા વળી જાવ.'

'હા.'

'પ્રિતમ, બીજા કોઈ ખાતર નહિ તો મા-ભોમની સ્વતંત્રતા માટે, ધર્મના રક્ષણ અર્થે અને સુમરીઓના સતીધર્મની જાળવણી ખાતર પાછા વળો —પાછા વળી નીકળો.'

'હું જાગી ગયો છું.'

'તો...બસ.' કહીને આડે પડખે થગેલી શ્યામલી પાંહુ ઢાળતાં જ ઊંઘી ગઈ.

ચનેસરના નિર્દોષ ચહેરા પર છવાગેલો સંતોષ જોઈને શ્યામલી મનમાં ગણગણી: ચનેસરનો પ્રેમ સંપાદન કરવા મેં મારી અમુલખ

કુંવારપ ખોઈ. હું રાજકુમારનો પ્રેમ પામીશ કે નહિ એ તો ઉપરવાળો જાણે— પણ એટલું જાણું છું કે હું હસતા હૈયે કૌમાર્ય હારી ચૂકી છું.

ને ચનેસર જાગ્યા પહેલાં જ શ્યામલી સરકી ગઈ.

શીળી સાંજ ઢળી.

હુકમ મુતાબીક પાદશાહ અલાઉદ્દીનને મળવા જવા તૈયાર થયેલો રાજકુમાર ચનેસર સરદાર અફલખાનની રાહ જોતો'તો.

ચકોર શ્યામલી ચનેસરને છેલ્લી શીખ આપવા ઓરડામાં પ્રવેશી. પણ શ્યામલી કાંઈ બોલે ત્યાં તો ચનેસરના ખંડમાં દાખલ થયેલો સરદાર અલફખાન ખુશામતિયા સાદે બોલ્યો: 'બંદા હાજર છે. રાજકુમાર તૈયાર હશે.'

ને અલફખાનને જોતાં જ સમયસૂચક શ્યામલી સરકી ગઈ.

સરદાર અલફખાને બાંદી મારફત પાદશાહને સમાચાર આપ્યા કે સિંધનો રાજકુમાર ચનેસર જહાંપનાહની કદમબોશી ચાહે છે.

વિલાસપૂતળીઓ જેવી અર્ધનગ્ન બાંદીઓથી ઘેરાઈને બેઠેલો પાદશાહ બેપરવાઈથી ઊભો થયો. બે પહાડી બાંદીઓના ખભા પર હાથ ટેકવીને મંત્રણાખંડમાં પ્રવેશેલો પાદશાહ ચનેસર સામી નજરેય નાખ્યા વગર સિંહાસન ઉપર બેસી ગયો.

સરદાર અલફખાને શિખવ્યા પ્રમાણે ચનેસરે કમરથી વાંકા વળીને તાજીમો કરી. પણ આ અભિનય કરતાં ચનેસરનો આત્મા દુભાયો.

ચનેસરને વેધક નજરે જોતા પાદશાહે એને પગથી માથા સુધી નાણી લીધો.

આસન તરફ આંગળી ચીંધતો પાદશાહ હસીને બોલ્યો: 'બેઠો રાજકુમાર.'

ચનેસર અને સરદાર અલફખાન મરજાદા સાથે આસન પર બેઠા.

મંત્રણાખંડમાં છવાયેલી વેરી ચૂપકીદી ચીરતો પાદશાહનો ઘેરભર્યો અવાજ જાગ્યો : 'સિંધ દેશના સુમરા રાજકુમાર, મહામંત્રી જલધરે બહેકાયેલા ને કુલાભિમાનને વશ થયેલા સુમરા સામંતભાયાતોએ તમારો રાજહક્ક છીનવ્યો છે. રાજ હાથ કરવા તમે મારી મદદ માંગવા આવ્યા છો. અલફખાને મને આટલી વાત કરી છે–આ વાત સાચી ?'

'હા–જહાંપનાહ.'

'તમે પાદશાહ સાથે દોસ્તી બાંધવા ઈચ્છો છો ?'

'હા–સલામત.'

ચનેસરની નજરમાં નજર પરોવતો પાદશાહ ઠારતા સાદે બોલ્યો : 'સિંધના રાજકુમાર, પાદશાહની દોસ્તી હાંસલ કરવી સહેલી નથી. નિભાવવી તો એથી ય અઘરી છે.'

'હું દોસ્તી નિભાવીશ.'

'હું તમને લશ્કરની મદદ કરું, તમારું ઝૂંટવાયેલું રાજ પાછું અપાવું; એના બદલામાં તમે શું આપશો ?'

'સિંધનો ચોથો ભાગ અગર રાજની ઉપજમાંથી ચોથો ભાગ-ચોથાઈ આપીશ. સિંધ પરની ચઢાઈનું સઘળું ખર્ચ ચૂકવીશ.'

'કબુલ.'

'પાદશાહ મને મદદ કરશે તો હું આયખું આખું આપનો ઓશીંગણુ રહીશ. પાદશાહનો દોસ્ત એ મારો દોસ્ત અને પાદશાહનો દુશ્મન એ મારો દુશ્મન.'

'ઔર ?'

'પાદશાહને દર વરસે એક સૈન્ધવ જાતનો કિંમતી ઘોડો ભેટ મોકલાવીશ.'

ધારદાર નજરે ચનેસર તરફ તાકી રહેલો પ્રપંચી પાદશાહ બોલ્યો : ' પાદશાહ સિંધના રાજકુમારની દોસ્તી સ્વીકારે છે. '

' તમારો સિતારો બુલંદ છે. ' અટાણુ સુધી મૂંગો બેઠેલો સરદાર અલફખાન બોલ્યો : ' ખુશ કિસ્મતને જ સલામતની દોસ્તી સાંપડે છે. ભાગ્યશાળીને જ જહાંપનાહ સાથે દોસ્તી બાંધવાનું સૂઝે છે. '

ઘડીભર મૂંગો રહેલો ચનેસર ધીરા સાદે બોલ્યો : ' જહાંપનાહ, આપ મને પાંચ હજાર સિપાહીઓની મદદ કરો. સરદાર અલફખાનને સાથે મોકલો. સિંધમાં મારો ય પક્ષ છે. મારા મોસાળીયા લાહરો મને સિંધની રાજગાદી પર બેસાડવા ચાહે છે. સુમરા ભાયાત–સામંતોથી દબાયેલા લાહરો સિંધમાં અફઘાન લશ્કર ઉતરતાં વેંત જ મારી મદદે આવશે. સિંધી સૈન્યને હરાવવા માટે પાંચ હજાર સિપાહીઓ બસ થઈ પડશે. '

' ઔર કયા ચાહીએ ? '

' કાંઈ નહીં. લશ્કરી મદદ આપો એટલે પત્યું. '

ઊંડા વિચારમાંથી જાગેલો સ્વાર્થી પાદશાહ આજ્ઞાસૂચક સાદે બોલ્યો : ' રાજકુમાર, હું ખૂદ સિંધ પર ચડીશ. '

પાદશાહની વાત સાંભળીને મૂંઝાયેલો ચનેસર ઉતાવળા સાદે બોલી ગયો : ' પાદશાહ સલામતને તકલીફ લેવાની કોઈ જ જરૂર નથી. મને પાંચ હજાર સિપાહીઓ આપો એટલે પત્યું. '

' ના–હું ખુદ સિંધ પર ચડાઈ કરીશ. '

' આપની મરજી. '

ચનેસર જરાયે ઇચ્છતો નહોતો કે પાદશાહ ખૂદ સિંધ પર ચડાઈ કરે. પણ ફસાઈ પડેલો ચનેસર શું કહે ? શું બોલે ?

એને શ્યામલી સાંભરી. એનાં વેણ યાદ આવ્યાં : ' પાદશાહ બડો પ્રપંચી અને સ્વાર્થી છે. ચેતતા રહેજો. '

ઊંડા વિચારમાં સરી પડેલા ચનેસરના કાન પર પાદશાહના વેણ અફળાયાં : 'રાજકુમાર, હવે આપણે દોસ્ત બન્યા. દિલ ખોલો. મન મોકળું મૂકીને વાત કરો.'

ચનેસરને બોલવું સૂજતું નહોતું.

હસું હસું થતી નજરે ચનેસરને જોતો પાદશાહ મીઠા સાદે બોલ્યો : 'રાજકુમાર, સાંભળ્યું છે કે સિંધના સુમરા સામંતભાયાતો તમને અકુલિન માને છે. લાહરકન્યાના કુંવર કહીને વગોવે છે. કુલાભિમાની સામંતભાયાતોએ આ કારણે જ તમારો રાજહક્ક છીનવ્યો છે. અકુલીન લાહરકન્યાનો કુમાર કહીને તમારું અપમાન કર્યું. સહુએ સાથે મળીને તમને દેશવટો દીધો.'

'હા–જહાંપનાંહ.' ચનેસર દુઃખભર્યા સાદે બોલ્યો.

'શું લાહરો હલકા કુળના છે?' પાદશાહે પ્રશ્ન કર્યો.

'ના.'

'તો પછી તમે યુવરાજ છતાં તમારો રાજહક્ક છીનવી લીધો એનું કારણ શું?'

વાત કરવા તૈયાર થયેલા ચનેસરના ચહેરા પર વ્યથા લીપાઈ. સાદમાં ઘૃણા ભળી : 'જહાંપનાહ, સિંધના લાહરો રજપૂતોથી હલકા નથી. માલધારી જીવન જીવતા લાહરો ય મર્દ છે. પરાક્રમી છે.'

'છતાં......'

'નામદાર, આ કામો કરનાર છે, મહામંત્રી જલધર.' ચનેસર સ્વગત બોલ્યો : 'મહામંત્રીને દોષ દેવો નકામો. આ બધા ખોપનું મૂળ છે સુભગા. પોતાના સહોદર ઘોઘારાજને રાજગાદી પર બેસાડવા સુભગાએ જ આ ષડ્યંત્ર રચ્યું.'

'સુભગા' પાદશાહ સચેત બન્યો : 'રાજકુમાર, કોણ છે સુભગા? કેવી ને કેવડી છે સુભગા?'

મૂર્ખ ચનેસર સાચું બોલી ગયો: 'રાજકુમારી સુભગા વીજળી જેવી ચપળ, ગાર્ગી જેવી વિદુષી અને અપ્સરા જેવી આકર્ષક છે.'

'સુભગા......' હોઠ પર જીભ ફેરવતો પાદશાહ લાલચુ સાદે બોલી ગયો.

'હા–નામદાર, આ બધા યે ખોપતું મૂળ છે સુભગા. વૃદ્ધ સામંત ભાયાતો ય સુભગાનું વેણ વળોટતા નથી.'

'એક ઓરત...........'

'સરજનહારે એક સો મરદ ભાંગીને રાજકુમારી સુભગાને ઘડી છે.'

'સુભગા છે કેવડી.?'

'અઢાર વર્ષની ને અવિવાહિતા.'

અલફ્ખાન સામી અર્થભરી નજર નોંધીને પાદશાહ બોલ્યો: 'સરદાર, પાદશાહ ખૂદ સિંધ પર સવારી કરશે.'

ચનેસર ભલે નહોતો સમજ્યો પણ પાદશાહની કામુક વૃત્તિનો પૂરો જાણકાર સરદાર અલફ્ખાન સમજી ગયો કે પાદશાહ રાજકુમારી સુભગાને હાથ કરવા સિંધ પર અચૂક સવારી કરશે!

ચનેસરના હૈયા પર પડેલા અકુલિનના મેણાના ઘા પર વળેલું ભીંગડું ઉખાડવા પાદશાહ સહાનુભૂતિભર્યા સાદે બોલ્યો: 'હું જાણું છુ. સિંધના લાહરો ય કુળવાન છે. તમને અકુલિન કન્યાના પુત્ર કહીને વગોવનાર સામંતભાયાતો કુલાભિમાની છે.'

'હં...'

'રાજકુમાર, સાચો રાજપૂત અકુલીનતું વહર મેણું ખાઈને બેસી રહે નહી. મેણું મારનારને તબાહ અને બરબાદ કરીને જ જંપે.'

'હું પણ......'

પળભર મૂંગો રહેલો પાદશાહ સ્નેહાળ સાદે બોલ્યો : 'રાજકુમાર, શાહી શીરસ્તો છે, શહેનશાહની પહેલી મુલાકાત લેનારને પાદશાહ નવાજે છે. ઠાલી હાથે પાછા જનાર પર પાદશાહ નારાજ થાય છે.'

'હં......'

'રાજકુમાર, તમે મનભાવી ચીજ માગી લો.'

'હું ફક્ત પાદશાહની મહેરબાની જ યાચું છું.'

'એમ ના ચાલે.' સરદાર અલફખાન બોલ્યો : 'શહેનશાહ ફરમાવે છે. જોઈએ એ માંગો. ના માગવાથી જહાંપનાહનું અપમાન થાય.'

ચનેસરને શ્યામલી યાદ આવી. ગઈ રાતે શ્યામલી સાથે માણેલા રંગરાગ સાંભરતા જ સતર્ક બનેલો ચનેસર બોલ્યો : 'માગું—માગું.'

'માગો.'

'જહાંપનાહ, આપવી ઘટે તો મહેમાનઘરની નોકરાણી શ્યામલી...'

શ્યામલીનું નામ સાંભળતાં જ પાદશાહ ચોંક્યો. થોડામાં ઘણી કલ્પના કરનાર અવિશ્વાસુ પાદશાહ હસીને બોલ્યો : 'શ્યામલી તો નાચીઝ નોકરાણી છે.'

'મારે મન એ અમુલખ છે.'

ઘડીભર વિચાર કરીને પાદશાહે હુકમ ફરમાવ્યો : 'સરદાર, સિંધના રાજકુમારને શાહીમહેલમાં જ ઉતારો આપો. મહેમાનઘર તો સામાન્ય મહેમાનો માટે છે. રાજકુમાર આજથી શાહીમહેલમાં રહેશે. એમની તહેનાતમાં સમજુ ને સુંદર બાંદીઓ રોકો.'

શહેનશાહનો હુકમ થયો. ના પડાય નહીં. ચનેસર ના છૂટકે શાહીમહેલમાં રોકાઈ ગયો.

એકાંતે બોલાવેલા અલફખાનને પાદશાહે ચેતવ્યો : 'સરદાર, શ્યામલી છે હીંદવાણી. ગુજરાતણ ને રજપૂતાણી. શ્યામલીએ ચનેસરના દિલદિમાગમાં દેશભક્તિ ને ધર્મપ્રેમ ઠાંસ્યો હશે. એ સિવાય ચનેસર શ્યામલીની માંગણી કરે જ નહિ.'

'જી હજુર.'

'સરદાર, તું સમજુ છે. રાજકુમાર ચનેસરની સેવામાં સુંદર અને ચકોર બાંદીઓ મૂકજે. બાંદીઓને ફરજ સોંપજે : બાંદીઓ ચનેસરના દિલ–દિમાગમાં શ્યામલીએ ઠાંસેલા દેશભક્તિ અને ધર્મ પ્રેમને ધોઈ નાખે. ચનેસરને મોહ પમાડે. મોહાંધ રાજકુમાર ચનેસરના દિમાગમાં દેશદ્રોહ સાથે ધર્મદ્રોહ ઠાંસી ઠાંસીને ભરે. હું જાણું છું. જે કામ પાદશાહ ના કહી શકે એ કામ રૂપાળી ને નખરાળી બાંદીઓ કરી શકે છે.'

'જી હજુર'

'સરદાર, રાજકુમાર ચનેસર શાહીમહેમાન નહિ–શાહી કેદી છે. આ વાત બાંદીઓ જાણે નહિ.'

ઉતાવળા પગલે જનાનખાના તરફ ચાલતા થયેલા પ્રપંચી પાદશાહ અલાઉદ્દીનને સરદાર અલફખાન જોઈ જ રહ્યો.

પાદશાહના હુકમ પ્રમાણે ગોઠવણ થઈ. શાહીમહેલમાં ઉતરેલા રાજકુમાર ચનેસરની સેવા કરનારી બાંદીઓ હતી સવજોટી. ઊંચી અને ઉજળી શાહી બાંદીઓના વહેવાર વરણાંગી હતા.

વાતવાતમાં ત્રણ દિ' વળોટી ગયા. શ્યામલીના મનમાં ચિંતા પ્રવેશી. પણ એ સ્વતંત્ર નહોતી. નાચીઝ નોકરાણી શાહીમહેમાનની વાતમાં દખલ કરી શકે નહિ.

પંદર દિ' વળોટી ગયા. હવે શ્યામલીની જરણાં ખૂટી.

આ પંદર દિ'માં તો શાહી બાંદીઓએ રાજકુમાર ચનેસરના દિલદિમાગમાં જાતિદ્વેષ અને ધર્મદ્વેષ ઠાંસી ઠાંસીને ભરી દીધો'તો.

ચનેસરનું પતન થયું'તું. રાતદિ' શરાબ અને સુંદરીઓની સોબતમાં રહેતો ચનેસર તવાયફાનો નાચમુજરો જોવાનો ય શોખીન બની ગયો'તો.

ત્યારે શ્યામલી કાગ ડોળે રાહ જોતી'તી.

પંદર દિ' પછી અચાનક મહેમાનઘરમાં દાખલ થયેલા ચનેસરને જોઈને શ્યામલી ચોંકી ઊઠી. એના દરહણ જોઈને દુઃખી થઈ.

રાજકુમાર ચનેસરના પગ લથડાતા'તા, શરીર કાંપતું'તું અને મોમાંથી શરાબની દુર્ગન્ધ વછુટતી'તી.

ચકોર શ્યામલી વગર કીધે સમજી ગઈ કે ચનેસર હાથથી ગયો. પાદશાહની બદચલન બાંદીઓએ પવિત્ર ચનેસરને અભડાવી વાળ્યો છે.

રજમાત્ર આશા નહોતી છતાં શ્યામલીએ છેલ્લી મથામણ કરી. ચનેસરને ચેતવ્યો. સ્વધર્મ અને સ્વદેશ રક્ષા કરવા વિનવ્યો.

પરંતુ શ્યામલીની વિનંતી સાંભળીને પલિતીયું હાસ્ય હસતો ચનેસર બોલ્યો: 'અકુલિન લાહરકન્યાનો પુત્ર કહીને મારો રાજહક્ક છીનવનાર મહામંત્રી જલધર અને રાજકુમારી સુભગાને હું કડી સજા કરીશ. ગૂઠ પાદશાહ સિંધ પર ચઢાઈ કરવાના છે. પાદશાહ સલામતે મને વચન આપ્યું છે કે...વેણુ આપ્યું છે કે........'

દારુના ઘેનમાં ઘેઘુર બનેલો ચનેસર વધુ બોલી શકયો નહિ.

ચકોર શ્યામલી થોડામાં બધું જ સમજી ગઈ. ને પાંઉં ઢાળતાં જ ઊંઘી ગયેલા ચનેસરને ક્રોપભરી નજરે જોઈ જ રહેલી શ્યામલી ગણગણી : 'તું હાથથી ગયો. સ્વદેશ અને સ્વધર્મ દ્રોહી

અન્યો. તું વિકારભૂખ્યા પાદશાહને સુમરીઓના સતીધર્મ લૂંટવા સિંધ પર દોરી જઈશ. સિંધને તબાહ કરાવીશ.'

શ્યામલી મનમાં લવી: 'પણ મારું શું? મેં આપેલો ભોગ વ્યર્થ જશે? સિંધને બચાવી લેવા મેં મારી અમૂલ્ય કુંવારપનો આપેલો ભોગ એળે જશે?'

કોઈ વિચાર આવતાં જ શ્યામલીની પાતળી હોઠબીડ સખત બની. આંખોમાં દ્રઢતા અંજાઈ.

—ને એ જ પળે, ઘેનમાં ઘોરતા ચનેસર પર ચૂંદડી, ઘાઘરો અને કાપડું ઓઢાડ્યા પછી ચનેસરનો પુરુષ-પહેરવેશ પહેરીને શ્યામલી સરખંગ પર સવાર થઈને સિંધ તરફ રવાના થઈ ગઈ.

ચનેસરના ખંડમાં પ્રવેશેલો મહેમાનઘરનો ઉપરી યાકુબ વિચિત્ર દૃશ્ય જોઈને હો-હો કરતો હસી પડ્યો. ચૂંદડી ઓઢીને ઊંઘતા ચનેસરને જોઈને યાકુબ મનમાં ગણગણ્યો : રાજકુમારે ભૂલથી વડારણ શ્યામલીનાં લુગડાં પહેરી લીધાં છે. ને શ્યામલીએ રાજકુમારનો પોશાક પહેર્યો હશે.

હરામના હમેલની પેદાશ યાકુબ એવું વિચારે એમાં એનો શું દોષ ?

યાકુબ તો હસતો'તો. પણ જાગી ગયેલો ચનેસર પોતાના દરહણ જોઈને ચીસ પાડી ઊઠ્યો. 'આવી લાંઠી તે નહિ કરાતી હોય. મશ્કરીની યે હદ હોય છે! હું સિંધનો રાજકુમાર છું. હાલીમવાલી નથી કાંઈ.'

ચનેસરનો ગુસ્સો જોઈને યાકુબે હાસ્ય સંકોર્યું.

ઢોલિયા હેઠો ઉતરેલો ચનેસર ત્રાડ્યો : 'મને ઘાઘરો-કાપડું પહેરાવ્યાં કોણે ? કોણે મને ચૂંદડી ઓઢાડી ? મારાં લુગડાં ક્યાં ગયાં ?'

પોતાના અંગ પર એકેય ઘરાણું દેખાયું નહિ કે ચનેસરનું લમણું તપ્યું. એ ફાટતા સાદે બોલ્યો : 'મારું આવું અપમાન કરનારને માફ નહી કરું. હું પાદશાહને શિકાયત કરીશ. શાહી મહેમાનની આવી લાંઠી થતી હશે એની મને ખબર નહિ.

બન્યો. તું વિકારભૂખ્યા પાદશાહને સુમરીઓના સતીધર્મ લૂંટવા સિંધ પર દોરી જઈશ. સિંધને તબાહ કરાવીશ.'

શ્યામલી મનમાં લવી: 'પણ મારું શું? મેં આપેલો ભોગ વ્યર્થ જશે? સિંધને બચાવી લેવા મેં મારી અમૂલ્ય કુંવારપનો આપેલો ભોગ એળે જશે?'

કોઈ વિચાર આવતાં જ શ્યામલીની પાતળી હોઠબીડ સખત બની. આંખોમાં દ્રઢતા અંજાઈ.

—ને એ જ પળે, ઘેનમાં ઘોરતા ચનેસર પર ચૂંદડી, ઘાઘરો અને કાપડું ઓઢાડયા પછી ચનેસરનો પુરુષ–પહેરવેશ પહેરીને શ્યામલી સરખંગ પર સવાર થઈને સિંધ તરફ રવાના થઈ ગઈ.

ઢંઢોળ્યો. કડી તલાશી લીધી. નોકરો સાથે નોકરાણીઓને ય ધમકાવી.

છતાં શ્યામલીનો પત્તો ના મળ્યો.

ત્યાં તો મહેમાનોના ઘોડાની ચાકરી કરનાર હાણીઆએ વાવડ આપ્યા: 'રાજકુમાર ચનેસર તો ગઈ રાતે સરખંગ પર સવાર થઈને શાહીમહેલે ગયા હતાને? ચનેસર આવા દરલણે અહીં ક્યાંથી? મેં એમને સરખંગ પર સવાર થઈને જતા નજરોનજર જોયા છે.'

હાણીઆની વાત સાંભળીને યાકુબ હારણુ બન્યો. એ અસાવધપણે બોલી ગયો: 'ગઈ–ગઈ! શ્યામલી ફરાર થઈ ગઈ. ચનેસરને લૂંટી, શહેનશાહનું નાક વાઢી, મારી આબરુમાં ધૂળ નાંખીને એ છટકી ગઈ. રાંડ સંચોડા સરખગને ય ઉપાડી ગઈ......'

યાકુબ આ વાત જીરવી શક્યો નહીં–જીરવવાની એની હેસિયત પણ નહોતી. આંધળી દોટ દઈને શાહીમહેલે પહોંચેલા યાકુબે સરદાર અલફખાનને જાણ કરી: 'સરદાર, શ્યામલી ફરાર થઈ ગઈ.'

'એકલી કે એના યાર સાથે?' બાંદીઓના બદતર ચારિત્ર્યનો જાણકાર સરદાર અલફખાન હસીને બોલ્યો: 'યાકુબ, મનચલી શાહી બાંદીઓ યાર સાથે ભાગી નીકળે છે. શ્યામલી ગઈ તો જવા દે–ખાસડું ફાટ્યું માન. એક નાચીઝ નોકરાણી નાસી ગઈ એમાં તું આટલો બધો ગભરાય છે શા માટે?'

પણ સંપૂર્ણ વાત જાણ્યા પછી તો સરદાર અલફખાનેય ઊંડા વિચારમાં ઉતરી ગયો. તાબડતોબ પાદશાહ પાસે પહોંચેલા સરદારે પાદશાહને જાણ કરી.

વાત સાંભળતાં કાળઝાળ બનેલો પાદશાહ બોલ્યો: 'પકડો—શ્યામલીને જીવતી યા મરેલી હાથ કરો. જાવ. શ્યામલી પાછળ સાંઢિયા

'હું એકસુર છું.' યાકુબ બોલ્યો.

કોઈ વિચાર આવતાં ચનેસર ચમકીને બરાડ્યો: 'શ્યામલી... આ લુગડાં શ્યામલીનાં છે. ક્યાં મૂઈ એ? જાવ–શ્યામલીને શોધો. એનાજ કામા. એના જ ધંધા. એણે જ મારો પોશાક ઓળખ્યો છે. મારા લુગડાં ઉતારી પંડના ઉતારેલા કપડાં મને પહેરાવનારી શ્યામલીને શોધો. શ્યામલી એના મનમાં સમજે છે શું?'

હથિયાર વગર અણોહરી દેખાતી દીવાલ પર નજર પડતાં ચોંકેલો ચનેસર ફાટતા સાદે બોલ્યો: 'મારાં હથિયાર–પડિયાર ક્યાં ગયાં?'

પ્રસંગની ગંભીરતા સમજાતાં જ યાકુબ બેબો બન્યો. એના ચહેરા પર હાસ્ય બદલે ધાક છવાઈ. ચનેસરનો ખંડ છોડતો યાકુબ બોલ્યો: 'શ્યામલી...એ માથાંફરેલી ઓરતને ચોટલે ઝાલીને હાજર કરું છું.'

'જલ્દી. ઝટ મારો પોશાક લાવો. વઢારણના પોશાકમાં હું જરા ય નથી અરઘતો. હું આવા દરહણે બહાર નીકળીશ કઈ રીતે?'

પરંતુ શ્યામલીએ નહોતી કરી દિલ્લગી કે નહોતી કરી ભવાઈ.

શ્યામલી તો દારૂના ઘેનમાં દેહનું સાનભાન ગુમાવી બેઠેલા ચનેસરનાં ઘરાણાં–લુગડા ઉતારી, પોતાનાં લુગડા પહેરાવી, હથિયાર–પડિયાર બાંધી ચનેસરના પહાડી ઘોડા સરખંગ પર સવાર થઈને ફરાર થઈ ગઈ હતી!

ચનેસર ભોભો સલવાયો'તો. વઢારણ વેશધારી ચનેસર પોતાના ઓરડાનો ઉમરોય વળોટી શકે તેમ નહોતો.

મહેમાનઘરના સર્વાધિકારી યાકુબે મહેમાનઘરનો ખૂણેખૂણો

ઢંઢોળ્યો. કડી તલાશી લીધી. નોકરો સાથે નોકરાણીઓને ય ધમકાવી.

છતાં શ્યામલીનો પત્તો ના મળ્યો.

ત્યાં તો મહેમાનોના ઘોડાની ચાકરી કરનાર દાણીઆએ વાવડ આપ્યા: 'રાજકુમાર ચનેસર તો ગઈ રાતે સરખંગ પર સવાર થઈને શાહીમહેલે ગયા હતાને? ચનેસર આવા દરહણે અહીં ક્યાંથી? મેં એમને સરખંગ પર સવાર થઇને જતા નજરોનજર જોયા છે.'

દાણીઆની વાત સાંભળીને યાકુબ હારણ બન્યો. એ અસાવધપણે બોલી ગયો: 'ગઈ–ગઈ! શ્યામલી ફરાર થઈ ગઈ. ચનેસરને લૂટી, શહેનશાહનું નાક વાઢી, મારી આબરુમાં ધૂળ નાંખીને એ છટકી ગઇ. રાંડ સંચોડો સરખગને ય ઉપાડી ગઈ......'

યાકુબ આ વાત જીરવી શક્યો નહીં–જીરવવાની એની હેસિયત પણ નહોતી. આંધળી દોટ દઇને શાહીમહેલે પહોચેલા યાકુબે સરદાર અલફખાનને જાણ કરી: 'સરદાર, શ્યામલી ફરાર થઈ ગઈ.'

'એકલી કે એના યાર સાથે?' બાંદીઓના બદતર ચારિત્ર્યનો જાણકાર સરદાર અલફખાન હસીને બોલ્યો: 'યાકુબ, મનચલી શાહી બાંદીઓ યાર સાથે ભાગી નીકળે છે. શ્યામલી ગઈ તો જવા દે–ખાસડું ફાટયું માન. એક નાચીઝ નોકરાણી નાસી ગઈ એમાં તું આટલો બધો ગભરાય છે શા માટે?'

પણ સંપૂર્ણ વાત જાણ્યા પછી તો સરદાર અલફખાનેય ઊંડા વિચારમાં ઉતરી ગયો. તાબડતોબ પાદશાહ પાસે પહોંચેલા સરદારે પાદશાહને જાણ કરી.

વાત સાંભળતાં કાળઝાળ બનેલો પાદશાહ બોલ્યો: 'પકડો—શ્યામલીને જીવતી યા મરેલી હાથ કરો. જાવ. શ્યામલી પાછળ સાંઢિયા

સવારો વહેતા કરો. શાહી ચોર શ્યામલીને પકડવા જનાર સાંઢિયા સવારને હુકમ કરો કે એને જોતાં જ ગોળી ચલાવે. શ્યામલીને બંધૂકે દઈ દે.'

એક ભાગેડુ સ્ત્રીને બંધૂકે દઈ દેવાનો હુકમ સાંભળીને ચોંકેલો સરદાર અલફખાન બોલી ગયો : 'જહાંપનાહ, શ્યામલી એક નાચીઝ ઓરત...'

સરદાર અલફખાનનું વેણ વાઢતો પાદશાહ ચીસ જેવા સાદે બોલ્યો : 'સરદાર, તું શ્યામલીને સામાન્ય સ્ત્રી માનીશમાં.'

'તો ?'

'મૂર્ખ, શ્યામલી જો સામાન્ય સ્ત્રી હોત તો એણે રાજકુમાર ચનેસરને મોહ પમાડયો ન હોત.'

'શ્યામલી હતી તો સુંદર.'

'જો કોઈ રૂપાળી શાહી બાંદી નાસી છૂટી હોત તો હું એની પાછળ વહાર વેતી કરત નહિ. એને પકડવા ધાંધો થાત નહિ.' પાદશાહ ગંભીર સાદે બોલ્યો : 'શ્યામલી સામાન્ય સ્ત્રી નથી. એ કોઈ યાર સાથે મુહબ્બત કરવા યે ભા ગી નીકળી નથી. એ નાપાક ઔરત સીધી સિંધ પહોંચશે. સિંધુરાજને ચેતવી દેશે. ચેતી ગયેલા દુશ્મનને જીતવો ભારે પડશે.'

'જહાંપનાહ .....' સરદાર અલફખાન મૂંઝાયો.

'સરદાર, શ્યામલી ગુજરાતી બેગમ કવળાંદે સાથે દિલ્હી આવી'તી. એ છ મહિના શાહી જનાનખાનામાં રહી. છેલ્લા છ મહિના મહેમાનઘરમાં નોકર રહી. શાહીમહેલની એકેએક વાતથી માહિતગાર બનેલી શ્યામલી શાહી લશ્કર અને સરંજામની તાકાતથી પણ બેજાણ નહિ હોય. એ આપણી સબળાઈ સાથે નબળાઈ પણ જાણતી હશે.

શ્યામલી દુશ્મનને ચેતવી દેશે. એ આપણી સઘળી વાતથી સિંધુપતિને વાકેફ કરશે. આપણા બદકામ અને બદઇરાદાની એ જાણ કરી દેશે.

'તો...તો......'

'સરદાર, જો શ્યામલી સિંધ પહોંચી ગઈ તો સિંધ જીતવો અઘરો થઈ પડશે.'

'હા-હા!' કહેતા પાછા ફરવા તૈયાર થયેલા સરદાર નુસરતખાનને હાથના ઈશારે રોકતો પાદશાહ અલાઉદ્દીન ધારના સ્વરે બોલ્યો: 'શ્યામલીએ શું કર્યું એ તું જાણે છે? એણે ઓરતનો જુસ્સો પહેરાવીને ચનેસરને કીધું કે તું બાયડી છે. તું આ [illegible] નાલાયક છે.'

'હેં!'

'એણે શાહી તાકાતને ય પડકાર કર્યો છે.'

'કાંઈ એ સમજાતું નથી.'

'તને નહિ સમજાય-પણ મને બધું ય સમજાય છે.'

'જહાંપનાહ, હુકમ ફરમાવે.'

'શ્યામલી પાછળ સાંઢણી સવારો [illegible] છે. [illegible] આગળ એને હાથ કરવાનો હુકમ આપ.'

'જી.'

પાદશાહ ક્રૂર સાદે બોલ્યો: '[illegible] કે ચનેસર શાહી [illegible] છે. [illegible] અભિમાનથી [illegible] [illegible] ચનેસર [illegible] શ્યામલી [illegible] ગઈ.'

'જનાબ......' નુસરતખાન [illegible].

'સરદાર, તું [illegible] છે. [illegible] છે. [illegible] તો તું [illegible].'

'રહમ–જહાંપનાહ.'

પાદશાહ ધૂંધવાતા સાદે બોલ્યો: 'ફરાર થયેલી શ્યામલીએ મારું ભરત ભૂંસી નાખ્યું. વ્યૂહ વીંખી નાંખ્યો.

'હું......'

'સરદાર, શાહીમહેલમાં કેદ બનેલો ચનેસર રૂપાળી બાંદીઓનો વિલાસી સહવાસ મળતાં સઘળું ભૂલી જાત, ધ્યેય ચૂકી જાત. સિંધ પર ચડાઈ લઇ જવાની વાતે વિસરી જાત. આ સમય દરમિયાન તું પંજાબમાં ધસી આવેલા મુગલોને કાઢીને પાછો વળી આવત. તારા આવ્યા પછી જ હું સિંધ પર સવારી કરત. તને દિલ્હીમાં રોકીને સિંધ પર ચડાઈ કરવા હું દિલ્હી છોડત.'

'જહાંપનાહ હુકમ ફરમાવે.'

પાદશાહ કઠોર સાદે બોલ્યો: 'હવે પાદશાહ તાબડતોબ સિંધ પર ચડાઈ કરવા માગે છે.' અલાઉદ્દીને હુકમ ફરમાવ્યો: 'સરદાર, ત્રીસ હજાર સિપાહીઓ સાબદા કર. એક સો ભારે તોપો તઇયાર કરાવ. પાદશાહ આવતી કાલે ચડતા પહોરે કૂચ કરશે.'

પાદશાહની નિર્દયતાથી ડરેલો સરદાર અલફખાન શાહી હુકમ બજાવવા તાબડતોબ રવાના થયો.

ત્યારે એક પ્રહર દિ' ચડી ચૂકયો'તો.

પાદશાહના હુકમ મુજબ સરદાર અલફખાને એક સો સાંઢણી-સવારો સિંધના માર્ગે વહેતા કર્યા. શ્યામલીને શોધવા જનાર સાંઢણી-સવારોને હુકમ સંભળાવ્યો'તો: શ્યામલીને જોતાં જ ભડાકે દઈ દેજો!

એક સો સાંઢણી સવારોને શ્યામલી પાછળ હુડદાવીને પાછા વળેલા અલફખાને કૂચની તૈયારી કરવા માંડી. એણે એક સો ભારે તોપો અને ત્રીસ હજાર સિપાહીઓ સાબદા બનાવી દીધા.

એક સો સાંઢણી સવારો સરખંગની સવાર શ્યામલી પાછળ

દોડ્યા. પરંતુ સરખંગને આંબી શકે એવું એકેય જાનવર પેદા થયું નહોતું. હાથતાળી દઈને ભાગેલા સરખંગને આંબે એવો એકેય ઘોડો શાહી ઘોડારમાં નહોતો.

પાંખુપસાર સરખંગને ચાર પ્રહરનો પટ મળ્યો'તો. ચાર પ્રહરની એકધારી દોટનું અંતર કાપવું અશક્ય હતું. સરખંગ દિલ્હીથી પચાસ ગાઉ દૂર નીકળી ગયો'તો.

એક મહિનો બાંધ્યા રહેલા સરખંગના પગમાંયે ચળ ઉપડી હતી. જબરા વેગે દોડતા સરખંગ પર રહેવું સહેલું નહોતું. ઘોડે-સવારીની પક્કી જાણકાર શ્યામલી પણ સરખંગનો વિકરાળ વેગ જોઈને આભી બની'તી.

પથે ચડેલા પહાડી સરખંગનો વેગ વધતો જતો'તો. એ તપી ગયો'તો. એ પંડ પછાડીને દોડતો'તો. એના કઠણ ડાબલા કાંકરા દળતા અને નાકનાં ફોરણાંનું ગાજણ અધગાઉ સુધી સંભળાતુ. —એ બધું છતાં જાતવંત સરખંગ બેકાબૂ બન્યો નહોતો. વફાદાર સરખંગ બેવફા બનવા ચાહતો નહોતો.

ને શ્યામલીને પકડવા દોડેલા સાંઢણી સવારોએ સિંધનો ધમ-ધોકાર માર્ગ પકડ્યો'તો. સિંધની દશ્યે દોટમોઢે દોડેલા સાંઢણી સવારો આડું અવળું જોયા વગર ઝીંક્યે જતા હતા.

પણ શ્યામલી સિંધનો રાહદારી માર્ગ પકડે એવી મૂરખ નહોતી. એ જાણતી'તી કે ખબર પડ્યા પછી તંતીલો પાદશાહ મને પકડવા સાંઢણી-સવારો રવાના કરશે.

આપસૂઝવાળી શ્યામલીએ સિંધનો સીધો મારગ મૂકીને આડફેટો મારગ પકડ્યો'તો. એ આડમારગે વહેતી થઈ હતી.

ઇતિહાસ અને ભૂગોળની પક્કી જાણકાર શ્યામલી ખાનદેશ અને ગુજરાતના સિમાડે આવેલા બાગલાણ પાસેથી પસાર થવા ચાહતી'તી.

તોપના ગોળાવેગે દોડયા જતા સરખંગની સવાર શ્યામલી મનમાં ગણગણી : બાગલાણના પહાડી કિલ્લા પાસેથી પસાર થઈને હું ગુજરાતમાં પ્રવેશીશ. ગુજરાતમાંથી સૌરાષ્ટ્ર અને સૌરાષ્ટ્રમાંથી કચ્છ. અને કચ્છથી સિંધ પહોંચીશ.

પણ રાજકુમાર વેશધારી શ્યામલીનો પંથ લાંબો ને કપરો હતો. એની રાંગમાં દોઢશેરો સરખંગ રમતો'તો; છતાં એનો માર્ગ વિકટ તેને ભયભર્યો હતો. હથિયાર પડિયારથી સજ્જ શ્યામલીને ચોર લૂંટારુનો ડર નહોતો કે નહોતી બીક હેરૂની...નિઃશંક છતાં ચકોર શ્યામલી સભાન નજરે માર્ગ કાપતી'તી.

ગામગામાનો ટાળો કરી બાગલાણની દશ્ય પધોરીને ચાલતી શ્યામલી નદીની કંધાડે કે તળાવના આરે કે અખોજર શિવમંદિરમાં રાતવાસો રહેતી.

સરખંગ થાકને ઓળખતો નહોતો ત્યારે ગજવેલ જેવી કઠણ શ્યામલીના નકોર દેહને થાક સ્પર્શતો જ નહોતો.

જેવો હતો ઘોડો તેવી હતી ઘોડેસવાર.

વળી શ્યામલીને નાણાંભીડ નડે એમ નહોતું. એણે ઓળવેલા ચનેસરના આભૂષણો એક ગામ ખરીદાય એટલાં કિંમતી હતાં. ચનેસરની મોજડીના ફુમકા પર જડેલા સાચા મોતી પણ બહુમૂલ્ય હતા.

જ્યારે શાહી સાંઢણી સવારોએ સિંધની દશ્યે આંધળી દોટ દીધી'તી ત્યારે રાજકુમાર વેશધારી વડારણ શ્યામલી સભાન નજરે બાગલાણની દશ્યે જઈ રહી'તી.

દિ' પર દિ' દડતા'તા.

શ્યામલી પંદર દિ'એ બાગલાણની હદમાં પ્રવેશી.

બાગલાણને પરકમ્મા કરીને ગુજરાતમાં ઉતરવા ઇચ્છતી શ્યામલીએ ગામડિયાના મોઢેથી વરવા વાવડ સાંભળ્યા. હૈયું લાંગણ

સમાચાર સાંભળીને શ્યામલી કંકણના સાદે બોલી ગઈ: 'હાય! મા ભારતીનું શું થશે? મા-ગુર્જરીનું શું થવા બેઠું છે?'

શ્યામલીએ ગુજરાતનું પતન તો નજરોનજર જોયું'તું. એ વખતે શ્યામલી કરણ વાઘેલાના રણવાસમાં હતી. શ્યામલીની મા, કરણ વાઘેલાને પરણેલી કચ્છના કેરાકોટના રાજાની કુંવરી સાથે પાટણ આવી હતી. શ્યામલીનો જન્મ થયો'તો વાઘેલાના રણવાસમાં ને ત્યાં જ એ યુવાન થઈ હતી.

રાણીઓને ય છોડીને નામર્દ કરણ વાઘેલો નાસી છૂટયો'તો. પાટણ પડયુ. ગુજરાતનું રાજપૂત રાજ આથમી ગયુ. વિજેતા સરદાર અલફખાને હાથ આવેલી પાટણની પટરાણી કવળાંદેને દિલ્હી મોકલી. મલેચ્છના હાથમાં પકડાતાં જ બેહોશ બનેલી કવળાંદે પર દયા લાવીને શ્યામલી સામે પગલે પકડાઈ. કવળાંદેની ચાકરીમાં પરોવાઈ.

પાટણની પટરાણી સાથે દિલ્હી આવેલી શ્યામલી જાણતી'તી કે રૂપશિકારી પાદશાહ અલાઉદ્દીને કરણ વાઘેલા સાથે ભાગી નીકળેલી કવળાંદેની કુંવરી દેવળદેને પકડવા માટે સીપેહસાલાર મલેક કાફરને ધીંગી ફોજ સાથે રવાના કર્યો છે.

શ્યામલી કરણ વાઘેલાને ઓળખતી'તી. એ જાણતી'તી કે રાણીઓનો વિશ્વાસઘાત કરીને ભાગી છૂટેલો ડરપોક કરણવાઘેલો પોતાનો જાન બચાવવા ગુર્જરકુંવરી દેવળદેને મલેચ્છના હાથમાં સોંપતાં શરમાય એવો નથી.

શ્યામલી એ પણ જાણતી'તી કે રાજકુંવરી દેવળદે સાથે પાટણથી નાસી છૂટેલો કરણ વાઘેલો બાગલાણના પહાડી કિલ્લામાં ભરાઈ બેઠો છે.

પણ બાગલાણના સિમાડામાં દાખલ થયેલી શ્યામલીએ જાણ્યું કે રાજકુંવરી દેવળદેને હાથ કરવા ખાસ-બ-ખાસ ગુજરાત આવેલા સિપેહસાલાર મલેક કાફરે બાગલાણના કિલ્લા ફરતો ઘેરો ઘાલ્યો છે.

શ્યામલી ગુર્જરકુંવરી દેવળદેને સારીપેઠે ઓળખતી હતી. એ એની જણેતા કવળાંદે જેવી નમાલી નહોતી. અપ્સરા જેવી રૂપાળી દેવળદે મ્લેચ્છના હવસનો ભોગ બનવા કરતાં પ્રાણ કાઢી નાંખે એવી કરડી હતી.

વાઘેલાના રણવાસમાં જન્મી ને જુવાન થયેલી શ્યામલી રાજ-કુંવરી દેવળદે સાથે રમીને મોટી થઈ હતી. સેવકાણીમાંથી સહેલી બની ગયેલી શ્યામલી ગુર્જરકુંવરીના તાકાતભર્યાં શહુરની ય માહિતગાર હતી.

શ્યામલીને દ્રઢ વિશ્વાસ હતો કે ગુજ્જરકુંવરી મરી જાય તોય મલેક કાફરના હાથમાં જીવતી પકડાય નહિ. ને પકડાય તો એ જ પળે પ્રાણ છોડે.

ને છતાં બાગલાણ આજુબાજુ વસેલા ગામડાના ગામડીયા સરાજાહેર વાતો કરતાં'તાં કે, ગુજ્જરકુંવરી દેવળદેને પકડવા ખાસ-બ-ખાસ આવેલા મલેક કાફરે બાગલાણનો કિલ્લો સર કર્યો. બુઝદીલ કરણ વાઘેલો ભાગી છૂટયો. ગુજ્જરકુંવરી પકડાઇ ગઈ. હાથ આવેલી રાજકુંવરી દેવળદેને લઈને મલેક કાફર દિલ્હી ભણી રવાના થયો.

પણ આ વાત શ્યામલીને ગળે કોઈ રીતે ઉતરતી નહોતી. વાત સાંભળીને દુઃખી થયેલી શ્યામલી લવી: 'ના—ના અટંકી ગુજ્જર કુંવરી મલેચ્છના હાથમાં જીવતી પકડાય નહિ. સમો જાગે તો દેવળદે પ્રાણ કાઢી નાખે. પ્રાણ કરતાં પણ સતિત્વને મોંઘું માનનારી રાજ-કુંવરી દેવળદે જીવતી રહે જ નહિ. સિંહણને દોવી સહેલી પણ અટંકી રાજપૂતાણી દેવળદેને જીવતી હાથ કરવી અઘરી! બને નહિ—બનવું ય ના ઘટે.

દુનિયા તો દેખે એવું બોલે. સહુકોઈ એક જ વાત કરતું:

બુઝદિલ કરણ વાઘેલો એકલો ભાગી છૂટયો. નિરાધાર રાજકુંવરી દેવળદે પકડાઈ ગઈ. દેવળદેને લઇને મલેક કાફૂર દિલ્હી જવા રવાના યે થઈ ગયો.

છતાં ય શ્યામલીનું અંતર લવતું : 'ના–ના. ગુજરકુંવરી જીવતી પકડાય જ નહિ.

વરવા વાવડ સાંભળીને દુઃખી થયેલી શ્યામલી, હૈયા પર ચડી બેઠેલા દુઃખને આઘા હડસેલીને સજાગ બની. સભાન નજરે માર્ગ કાપતી શ્યામલી બાગલાણના કિલ્લાને એક તરફ મૂકીને આગળ વધી.

બાગલાણથી લઈને દિલ્હી સુધીના ધોરી માર્ગો પર પાદશાહના સિપાહીઓ પથરાયા'તા. વટલાઈને પીરોજશાહ ગુજરાતી બનેલા વાઘેલા કુંવર ધોલણશીને પાદશાહે ગુજરાતનો સુબો બનાવ્યો'તો. પોતાની શાહઝાદી પણ આપી'તી. છતાં અજબ અવિશ્વાસુ પાદશાહ અલાઉદ્દીને લશ્કરી સત્તા પોતાના હાથમાં રાખી હતી.

હાથ આવેલા ગુજરાતને જાળવી રાખવા પાદશાહે દશ હજાર અફઘાન સિપાહીઓનું જોરાવર લશ્કર પાટણમાં રાખ્યું'તુ.

શ્યામલી ટીડારણ પેઠે ગુજરાત ભરમાં પથરાયેલા પાપી સિપાહીઓની નજરે ચડવાય ઇચ્છતી નહોતી.

રાજકુંવરી દેવળદે પકડાઈ અને મા પેઠે દીકરી પણ પાદશાહના હવસનો ભોગ બનશે એવો વિચાર આવતાં શ્યામલીની આંખો ભીની બની.

પણ બીજી જ પળે વિચારમાંથી જાગેલી શ્યામલીએ સરખંગને પડકાર્યો : 'હા–વીર, દોટ દે. મને ઝટ સિંધ ભેળી કર. ગયેલાનો અફસોસ કરવો નકામો. સર્વનાશ થવા બેઠો હોય ત્યારે અડધું તજી દે એ પંડિત. ગુજરાત હાથથી ગયું. ગુજરાતની આબરૂનું લીલામ

થયું. વાઘેલા કુળની જગછતરાઈ ઈજ્જત ધૂળમાં રગદોળાઈ... માનવી પેઠે મુલકને ય ભાગ્ય ભોગવવાં પડતાં હશે.

શ્યામલીનું વેણવેણ સમજતો હોય એમ સરખંગે હાવળ્ય નાંખી. મર્દાનગીભરી હાવળ્યે વાતાવરણ પર નિડરતા પાથરી.

સરખંગની ડોક પર થાપલિયો મારીને પાણી ચડાવતી શ્યામલી નકોર સાદે બોલી: 'સરખંગ, દોડ–મન મોકળું મૂકીને દોટ દે. તારી તાકાતભરી દોટ પર જ સિંધનું ભાવિ તોળાયું છે. તારી વફાદારી જ સિંધને ઘોર પરાજયમાંથી ઉગારી શકશે.'

લલકાર થતાં જ મર્દાનગીભરી હાવળ્ય ઝીંકતાં સરખંગે કારમી દોટ દીધી.

ગુજરાતને વીંધીને શ્યામલીનો સરખંગ સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યો. પહાડી ઘોડાના શ્યામળા પણ રૂપકડા અસવારને સૌરાષ્ટ્રની શહાદતઘેલી ભોમકાએ આવકાર્યો.

સૌરાષ્ટ્રમાં દાખલ થયેલી શ્યામલી વઢવાણ ભણી વળી. વઢવાણ તરફ આવતી શ્યામલીના આંતરનયણાં સમક્ષ ગુજરાતના મહામંત્રી માધવની સતી પત્ની માધા તરવરી.

શ્યામલી લવી: 'માધા...ગુજરાતના દેશભક્ત મહામંત્રી માધવની પ્રેમાળ પત્ની માધા...તું વઢવાણની દીકરી અને પાટણની વહુવારૂ. ભાભીએ મેણું માર્યું ને તેં વઢવાણની વહુવારૂઓનું પાણીનું દુઃખ ભાંગવા બાર બાર વરસનો વસમો વિજોગ વહોર્યો. માધા, તેં વખંભર માધાવાવ ગળાવી. અનર્ગળ ધન ખરચીને માધાવાવ બંધાવી... પણ ભાગ્યજોગે માધાવાવ વાંઝણી રહી. આ જોઈને તું જીવ કાઢી નાંખવા સાબદી બની.

'માધા, સની દાણકદેવીએ તને આદેશ આપ્યો. જાણતલ જોશીએ જોષ જોઈને કીધું કે જળદેવ તાજા પરણેલાં વરવહુનો

ભોગ માંગે છે. વરથોડિયાંનો ભોગ મળતાં જ માધાવાવ મથોમથ ભરાઇ જશે. ને તારા તપના પૂણ્યે પરોપકારી વરથોડિયાં માધાવાવમાં સમાયાં. કાળજાની કોર સમાં નવલા વરવહુનો ભોગ મળતાં સંતોપાયેલી જળદેવીએ માધાવાવને છલોછલ ભરી દીધી.

શ્યામલી માધાવાવના વિચારમાં ખોવાઈ હતી; પણ સરખંગ સજાગ હતો. કોઈ સંચળ થતાં જ ચમકેલા અસરખંગે પોતાના સવાર-ને ચેતવવા હાવળ્ય ઝીંકી.

સરખંગની હાવળ્ય સાંભળતાં જ સભાન બનેલી શ્યામલી બોલી : 'હા–વીરા, હું સજાગ છું.'

પણ સરખંગે અધ–ગાઉ ભોં વાઢી કે શ્યામલી વળી વિચારે ચડી ગઇ : 'ને માધા, અ તે તેં પણ વાવનો ભોગ બનેલાં નવલાં વરથોડિયાંનો સથવારો કર્યો. એ જ પળે તારો પુણ્યશાળી આત્મા ખોળીયું તજી ગયો. તું જતાં તેજસ્વી મહામંત્રીનું તેજ હણાયું. હું અહી સુધી આવી છું તો તારા દર્શન તો કરતી જાઉં–દેવી.'

તે દિ' વઢવાણમાં વડલા વાઘેલા ઠાકોરનું રાજ. પાટણનું પતન થયું કે વડલો વાઘેલો સ્વતંત્ર રાજા બની બેઠો'તો. મૂળ તો એ કરણ વાઘેલાનો સામંત. પણ ગુજરાત જઈ પાદશાહના ઘરે કે એણે રાજપદ ધારણ કર્યું.

તે દિ' પંચાળ ઉજ્જડ. ખડ, પાણી અને ખાખરાથી ભરપૂર પંચાળની ભૂમિ પાતળી પણ પરાક્રમી. ઉજ્જડ ભોમકા પંચાળમાં વસતા કાળી ભારે તુફાની. માથાફરેલા ખાંટ વઢવાણના ગામડાં ભાંગતા. ધાડો પાડતા.

જોગાનુંજોગ મારવાડ તજીને સૌરાષ્ટ્રમાં પ્રવેશેલા ગોહીલ રોજકજીને વડલા વાઘેલાએ પંચાળમાં વસાવ્યા. પરાક્રમી ગોહીલોએ

માથાફરેલ ખાંટોને ખતમ કર્યા. ગોહીલોના મુખી સેજકજીએ ગામ વસાવ્યું. પોતાના નામ પરથી ગામનું નામ પાડ્યું. સેજકજીએ સેજકપુરમાં નવલખો મહેલ બંધાવ્યો ને એમાં પોતાના ઈષ્ટદેવ મુરલીધરની મૂર્તિ પધરાવી.

સેજકજીના ગોહીલોની ધાકે ધ્રૂજી ઉઠેલા ખાંટ કોળી લૂંટારુ મટીને ખેડૂત બન્યા. પૂણ્યભૂમિ પંચાળ વસવા યોગ્ય બની.

દિ' ચમકાવા ચડ્યો'તો ત્યારે વઢવાણમાં પ્રવેશેલી શ્યામલીએ માધાવાવનાં દર્શન કર્યાં. વાવની અંદર ઉતરતાં જ જમણા હાથે આવેલા ગોખલામાં સ્થાપેલી માધાની મૂર્તિને માથું નમાવ્યું. ડાબી તરફના ગોખલામાં બેસાડેલાં ભોગ આપનાર પરોપકારી વરવહુને પ્રણામ કર્યા.

માધા અને માધાવાવના કરૂણ ઈતિહાસ પર બે આંસુ સારીને શ્યામલી વળી સરખંગ પર સવાર થઈ.

હવે શ્યામલીને કોઈ જાતનો ભય નહોતો.

દિ' ઉગ્યે વઢવાણથી વહેતી થયેલી શ્યામલી પુરાણકાળમાં સિંહસ્થલ નામે પ્રસિદ્ધ થયેલા સીથા પાસેથી પસાર થઈને દિ' આથમવા ટાણે કચ્છના રણની કંધાડે વસેલા ખોડના સિમાડામાં પ્રવેશી.

ખોડ.. એક કાળે ખોડ નવલખી ખોડ કહેવાતી. આરબી સમંદર અહીં છાલકું દેતો. દેશીપરદેશી વહાણો ખોડના બારે નાંગળતાં. બાવન બંદરનો બાવટો અહીં ફરકતો. ખોડના બારેથી ઉપડેલા વહાણો જાવા અને સુમાત્રા સુધીની સાગરસફર કરતાં.

પણ જ્યારે ધરતીકંપ થયો. દરિયાનું તળ ઊંચું આવ્યું. દરિયો આઘો ખસી ગયો. સૌરાષ્ટ્ર દીપ મટી ને ગુજરાત સાથે જોડાઈ ગયું.

કચ્છ જનાર વટેમાર્ગુનો આ ધોરી માર્ગ – ટુંકો ને સરલ રસ્તો.

દિ'એ રણમાં ઢળાય નહિ. રણની મુસાફરી રાતે જ કરાય. દિવસે તો રણ ધખી ઉઠે. બપોરે તો રણ અગનઝાળો ઉલાળે.

બંદર ભાંગીને નેહડો બનેલા ખોડમાં વસતા માલધારી ચારણો રણના મુસાફરોને રોટલા આપે, વિસામો દે અને માર્ગ ચીંધે.

રણ ઓળંગવા ઇચ્છતા મુસાફરો ખોડ ગામના પાદરમાં ભેળા થાય. દિ' આથમ્યે વણઝાર રણમાં ઢળે.

કચ્છનું નાનું રણ ઓળંગવા ઇચ્છતી સરખંગની અસવાર શ્યામલી પણ ખોડના પાધરમાં આવી ઊભી. પણ...રણમાં ઢળવા સાબદા બનીને ઉભેલા અજાણ રજપૂત ઘોડેસવાર પર નજર પડતાં જ શ્યામલી ચોંકી.

એકલવાયા એ જુવાન અસવાર સામે ધારદાર નજરે જોઈ રહેલી શ્યામલી મનમાં બોલી: 'કહો ના કહો આ અસવારને હું ઓળખું છું'. શ્યામલીએ સરખંગને અજાણ ઘોડેવાર તરફ દોર્યો. નજીક આવેલી શ્યામલીએ નવજુવાન ને રૂપકડાં ઘોડેસવારને સવાલ કર્યો :

'જુવાન ક્યાં રહેવાં?'

સવાલ સાંભળીને ભડકેલા રૂપકડા સવારે જવાબ આપ્યો: 'રહેવા તો આવે.'

'કેવા છો?'

'રાજપૂત.'

'પણ રૂપકડા અસવારની ઓળખાણ પડતાં જ ભડકેલી શ્યામલી થરકતા સાદે બોલી ગઈ 'તમે...તમે...ગુજ્જરકુંવરી દેવળદે...'

હાડોહાડ કાંપતી દેવળદે કાંપતા સાદે બોલી ગઈ: ' ને તું...?'

' હું શ્યામલી.'

ઓળખાણ પડતાં જ રોઈ પડેલી રાજકુંવરી દેવળદે બોલી: ' તું...ક્યાંથી? આવા દરહણે?'

' ગુજજરકુંવરી, મારી વિતકકથા લાંબી છે. તમારી કથનીયે ટૂંકી નથી. આપણે રણના લાંબા મારગે તે નિરાંતના સમયે મન મોકળું કરીને વાતો કરીશું.'

બન્ને પુરુષ વેશધારી નવોઢાઓ કચ્છી રણમાં ઢળી.

## પ્રકરણ ૧૪ મું : : 'સુમરા કૃતઘ્નિ નથી !'

ઉગતો ચાંદો ને ડુબતો ભાણ સામસામાં ઉભા'તા.

આભની બારશાખે ટીંગાતા ચાંદો સૂરજ શણગારેલી બારશાખના ટોડલે ટીંગાડેલા આભલા ટાંકેલા ટોડલિયા જેટા રૂડા દેખાતા'તા.

ને નવલખી ખોડ ગામના પાધરમાં ઉભેલા બે ઘોડેસ્વારોએ ઘોડા મરડ્યા. હાડેતા ઘોડાના રૂપકડા સ્વારોએ રણનો મારગ પકડ્યો.

દિ'એ તો રણમાં હગે ય દેવાય નહિ. પણ દિ'એ ડાકણના વાંસા જેવું પોલું ને નભરમું દેખાતું રણ રાતે રળિયામણું દીસે.

એમાં ય પૂનેમની રાતે તો કચ્છનું કરડકણું રણ શીળું બને છે. અમીઝરતી રાતે કચ્છી રણનો કઠોર મારગ સુંવાળો ભાસે છે.

વળી કચ્છી રણ સિંધી રણ જેવું ગોઝારું નથી. કચ્છના નાના રણને માનવસંહારનો શોખે ય નથી. કચ્છી રણમાં વિકરાળ વેળું નથી. જબરા ધરતીકંપથી ધકેલાઈને ઉપસી આવેલું એ દરિયાઈ તળિયું રણ બન્યું. એમાં રેતી નથી પણ આંખમાં આંજે એવો ધૂળનો રજોટો પથરાયો છે.

આંધી તો અહીં પણ ચડે છે. ત્યારે હાથવા આઘેય સૂઝતું નથી. પણ સિંધના રણ જેવી આસૂરી આંધી ચડતી નથી. વાવંટોળ

તો આ રણમાં ય જાગે છે; પણ સિંધના રણમાં જાગતા મોત-વેરણ વા-વંટોળ જેવા નહિ.

સૂરજ આથમી ગયો'તો. ચાંદો ચડવા મંડ્યો'તો. આવા શીળા ને સુખદેણુ સમયે બે જવાન ઘોડાના બે રૂપકડા સવારો રણનો સમથળ પંથ કાપતા'તા

જેમ માણસે માણસે ફેર હોય એમ ઘોડે ઘોડેય ફેર હોય. કચ્છી રણનો માર્ગ વાઢતા બેય ઘોડા જવાન ને હાડેતા હતા. વફાદાર અને નમણાં હતા.

જોડાજોડ ચાલતા સરખંગ અને અબ્લખની ખુમારીભરી ચાલમાંથી તાકાતની તાઝગી નીતરતી'તી.

એક ગાઉ ભોં વાઢી ત્યાં સુધી અબોલ રહેલો સરખંગનો શામળો સવાર અચાનક બોલ્યો: 'હં...વાત કરો. આપવીતી કહો.'

આજુબાજુ અને પાછળ નજર કરી લીધા પછી અબલખના ઉજળા વાનવાળો સવાર ધીરા અતિધીરા સાદે બોલ્યો: 'શું વાત કરું શ્યામલી?' અબ્લખની સવાર ગુજ્જરકુંવરી કરુણ સાદે બોલી: 'શ્યામલી, મા–ગુર્જરીનું શું થશે? મા–ભારતીનું શું થવા બેઠું છે?'

'ગુજ્જરકુંવરી, માનવી પેઠે મુલકને ય ભાગ્ય ભોગવવા પડે છે. ધીરજ ધરો રાત પછી દિ' ઉગે છે એમ પરાધિન બનેલી ગુજરાત પણ કોક સમયે સ્વાધિન બનશે. રાત પર રાત નથી પડતી.'

'હું નિરાશ થઈ ગઈ છું.' અબ્લખની સવાર ગુર્જરકુંવરી દેવળદે ભીના સાદે બોલી: 'પરાધિન ગુજરાત સ્વાધિન બને એવો ઝીણો અણસારે ય કળાતો નથી.'

'કાળ પર કાળ પડતો નથી રાજકુમારી.'

'હં...' કહેતી ગુજ્જરકુંવરી દેવળદે અબોલ બની.

'બોલો, વિતક વર્ણવો.' શ્યામલીએ સવાલ કર્યો : 'તમે અહીં ક્યાંથી? તમારે ક્યાં જવુ છે? કોના આશરે પડ્યું છે?'

આપઢાળી ચાલે ચાલતા સરખગ અને અખજ્ઞખ પંથે પડ્યા'તા. એકબીજાથી આગળ નીકળવા મથતા જાતવંત ઘોડા જોડાજોડ ખાબકયે જતા'તા.

પોતા પર વિતેલા વિતકોની વાત કરવા સાબદી બનેલી ગુજ્જરકુંવરી દેવળદે કરૂણ સાદે બોલી : 'શ્યામલી, શું વાત કરું મારા પર વિતેલા વરવા વિતકોની?'

'બોલો.'

'શ્યામલી, મારા બાપની નામર્દાઈ જોઈને મને તો મરવાનું મન થાય છે.'

'હા–કરણ વાઘેલો નામર્દ નિવડયો.'

'શ્યામલી, પાટણ પડ્યું. સરદાર અલફખાને પાટણ હાથ કર્યું. અને મારી માતા મલેચ્છના હાથમાં પકડાઈ ગઈ. સરદારે પકડાયેલી પાટણની પટરાણી કવળાંદેને દિલ્હી મોકલી દીધી.'

'ત્યાં સુધી તો હું સમોવય હતી.' શ્યામલી વચનાં બોલી ગઈ. 'સરદાર અલફખાનના હાથમાં પકડાતાં જ બેભાન બનેલી પટરાણી પર મને દયા આવી. હું સામા પગલે પકડાઈ. જબરું જોખમ ખેડીનેય હું બેહોશ રાજરાણી કવળાંદેની ચાકરીમાં પરોવાઈ. હું યે દિલ્હી ભેળી થઈ.'

'પછી?'

'દેવળદે, પહેલાં તમારી વાત કરો. પછી મારો વારો.'

'શ્યામલી, પાટણનું પતન થયું. પટણીઓનું પરાક્રમ ઝાંખું પડ્યું. કોઈ ઉગાર કળાયો નહિ એટલે નામર્દ કરણ વાઘેલો રાણીઓને તજીને ભાગી નીકળ્યો.'

'બાપુ કહો. તમે ઉઠીને બાપને કરણ વાઘેલો કહો એ શોભે નહિ.'

'એવા બાપ કરતાં તો હું નબાપી હોત તો સારું હતું.'

'હં ........વાત કરો.'

'શ્યામલી, રાણીઓને ય અને નિર્દય નિર્લજ દુશ્મનના હવાલે કરીને જીવ લઈ ને નાસી ગયેલા કરણ વાઘેલા સાથે હું બાગલાણ પહોંચી. અમે ગુજરાત અને ખાનદેશના સીમાડે આવેલા બાગલાણના સુરક્ષિત કિલ્લામાં ભરાઈ ગયા.'

'પછી ?'

'પાંચસો વાંભ ઊંચા ડુંગરની પહોળી મથરાવટી પર આવેલો બાગલાણનો કિલ્લો કાળજુનો છતાં મજબુત છે. અજાજુડ વનખંડી મધ્યે આવેલા કિલ્લાનું ચઢાણ કપરું ને સાંકડું છે. અમારી સાથે આવેલી ગોરાંદે ગુર્જરી મારી સેવા કરતી. એનો પ્રિતમ બાબરિયો મારા બાપની ચાકરી કરતો.'

શ્યામલી વચમાં બોલી ઊઠી: 'ગોરાંદે પ્રિતમ બાબારિયાને પરણી કે હજુ યે કુંવારી છે ?'

'શ્યામલી. પાટણ પર પાદશાહી ઓથાર ઉતર્યો ના હોત તો ગોરાંદે પ્રિતમને કે દિ'ની પરણી ગઈ હોત.'

આટઆટલી આપદા વચ્ચેય પ્રેમપિયાસી શ્યામલી બોલી ઉઠી: 'રાજકુમારી, ગોરાદે અને પ્રિતમનાં પ્રેમની તો વાત જ થાય નહિ.'

'શ્યામલી, અમે બાગલાણના સુરક્ષિત કિલ્લામાં સંતાઈ રહ્યા હતા. સરદાર અલફખાનના શિકારી કૂત્તા જેવા અફઘાનો અમને પકડવા આકાશ-પાતાળ એક કરતા'તા. વસમી વેળા પડે ત્યારે પંડનું લુગડું યે સગું થતું નથી. એ સાચું પણ દુનિયામાં એવાય નર નારી નિપજે છે કે મરતાં સુધી વફાદારી ચૂકતાં નથી.'

'હા–દેવળદે.'

'મેં પાપ કરતાં પાછું વાળીને જોયું હશે તે મને ગોરાંદે ગુર્જરી અને પ્રિતમ બાબરિયા જેવા વફાદાર ને વિશ્વાસુ સાથી મળ્યા'તા. મારા ભાગ્યનો ઉદય થવાનો હશે તે ગુજરાતના મહામંત્રી માધવ અમને શોધતા ગોતતા બાગલાણ આવી પહોંચ્યા.

'વિદ્વાન–જોદ્ધા મહામંત્રી માધવ મારા બાપના પાપે પરાધિન બનેલી ગુજરાતને સ્વાધિન બનાવવા મરણીયા બન્યા'તા. પરંતુ બાગલાણ આવેલા મહામંત્રી માધવે મને જોઈ. મને જોતાં જ એના મનમાં મારી ચિંતા પ્રવેશી. મને સારા ઠેકાણે વરાવવા સાબદા થયેલા મહામંત્રી વિસામો લીધા વગર જ રાજસ્થાન ભણી રવાના થયા.

'હા..... પછી શું બન્યું?'

'મેવાડ પહોંચેલા મહામંત્રી માધવે રાજ ખોઈને રાન રાન રખડતા મેવાડના રાણાને શોધી કાઢયા. અરવલ્લીની અખોજર ગાળીઓમાં અથડાતા કુટાતા રાણા હમીરને મારું શ્રીફળ આપ્યું. રાણાજીએ મારો સંબંધ સહર્ષ સ્વીકાર્યો.'

'દેવળદે, મેવાડનો રાણો હમીર અરવલ્લીની ઉંડી ગાળીઓમાં શીદને રખડે છે?'

'શ્યામલી, ગુજરાત પેઠે મેવાડ પર પણ વસમી વેળા પડી છે. રૂપશિકારી પાદશાહ રાણી પદમણી હાથ કરવા મેવાડ પર ત્રાટક્યો'તો. પદમણી તો હાથ આવી નહિ પણ મેવાડ ખેદાનમેદાન થઈ ગયું. આજે તો મેવાડરાજના સાચા માલિક રાણાજી અરવલ્લીમાં આમતેમ આથડે છે. ને પાદશાહે નિમેલો સુબો માલદેવ સોનગઢો ચિતોડમાં અમનચમન કરે છે.'

'હા......'

'આટલું અધૂરું રહેતું હશે તે જાતિદ્રોહી માલદેવે પોતાની

વિધવા પુત્રીનું રાણાજી સાથે સગપણ કર્યું. રાણાજીને હથેવાળે પરણવા આવવાનું આમંત્રણ આપ્યું. જવાંમર્દ રાણાજી સોનગઢીને હથવાળે પરણવા ચિત્તોડ ગયા પણ ખરા. પરણી ઉતર્યાં; પરંતુ પહેલી રાતે જ સોનગઢીરાણીએ સાચી વાત કહી. સોનગઢી બોલી કે સ્વામી, હું વિધવા છું. મારા બાપે તમારું અપમાન કરવા ખાતર જ મને પરણાવી છે. હું વિધવા છું એ સાચું; પણ મેં મારા મૃત પતિનું મોંય દીઠું નથી. હું પાંચ વરસની ઉંમરે વિધવા બની'તી. છતાં તમને યોગ્ય લાગે એમ કરો.'

'સોનગઢી સાચકલી' શ્યામલી બોલી.

'ને સત્યપ્રિય રાણાએ સાચાબોલી સોનગઢીરાણીનો સહર્ષ સ્વીકાર કર્યો. શાસ્ત્રોય અખંડ કૌમાર્યવંતી વિધવાને કુમારિકા જ માને છે.'

'સોનગઢી પૂરણ ભાગ્યશાળી.'

'શ્યામલી, રાણાજીએ મારું શ્રીફળ સહર્ષ સ્વીકાર્યું. મને તાબડતોબ મેવાડ પહોંચતી કરવા કહ્યું. હરખભર્યાં મહામંત્રી માધવ આગલાણ આવ્યા. મને શુભ મૂરતે સાસરે વેળાવાની વેતરણમાં પડચા.

'પણ હું કમભાગી છું. મારું જીવતર સુધારવા મથતા મહામંત્રી માધવને વરવા વાવડ મળ્યા. વઢવાણથી આવેલા સાંઢણી સવાર મેરૂ મૂછડાળાએ સમાચાર આપ્યા કે વઢવાણની વહુવારુનું પાણીનું દુઃખ ભાંગવા અનર્ગળ ધન ખરચીને બંધાવેલી માધાવાવ વાંઝણી રહી છે. વખંભર માધાવાવનું તળિયું કોરૂ ધાકોડ છે. બાર બાર વરસનો વિયોગ નિષ્ફળ જતાં દુઃખી થયેલી માધા જીવનમરણ વચ્ચે ઝોલા ખાય છે. આતમબળે પ્રાણને પકડી બેઠેલી માધા, તમારા અંતિમ દર્શન કરવા જ જીવી રહી છે.'

' હું......'

'શ્યામલી, વાત સાંભળીને પાણી ય પીધા વગર વઢવાણ જવા તૈયાર થયેલા મહામંત્રી માધવે મને કીધું કે દેવળદે, સમય નાજુક છે. ઘડીમાં શું બને એ કહેવાય નહિ. મારી પત્ની માધાની અંતિમ ઇચ્છા પૂરી કરીને હું તાબડતોબ પાછો ફરીશ. પણ વઢવાણ દુકડું નથી. આવતા જતા સહેજે પખવાડિયુ નીકળી જશે. આ સમય દરમિયાન કાંઈ આસમાની સુલતાની થાય તો તું પાટડીના ઝાલા રાજા સાંતળજીના આશરે પહોંચી જજે. મા શક્ત અને હરપાળ-દેવનો વંશજ ઝાલો સાંતળજી તને સંઘરશે. તું પાટડીથી રવાના થઈને કચ્છના કેરાકોટ પહોંચી જજે. હુ જીવતો હોઈશ તો પ્રાણ પછાડીને ય કેરાકોટ આવી પહોંચીશ. હું તને મેવાડ ભેળી કરીશ. તારો અને રાણાજીનો હથેવાળો મેળવ્યા પછી જ હું ગુજરાત પાછો ફરીશ.'

' એમ ? '

'હા, શ્યામલી.' રાજકુંવરી દેવળદે બોલી : ' અગમચેતુ મહા-મંત્રી માધવે ધાર્યું હતું એવું જ બન્યું. મને પકડવા ખાસ–બ–ખાસ ગુજરાત આવેલા સીપેહસાલાર મલેક કાફરે બાગલાણના કિલ્લા ફરતો ઘેરો ઘાલ્યો. બૂઝદિલ કરણ વાઘેલો મને એકલી છોડીને નાસી છૂટયો.

' શ્યામલી, ઉગરવાનો કોઈ આરો નહોતો. અફઘાનો ગઢરાંગમાં લોઢાના લાંબા ખીલા ધરબી ગઢ પર ચડવા માંડયા'તા. હું રોઈ પડી. ગોરાંદે ગુર્જરીનાં પગ પકડીને રગરગી : ' મને બચાવ. મને ઉગાર. '

' મારી વિનતી સાંભળીને કોઈ નિર્ણય કરી ચૂકેલી ગોરાંદે ગુર્જરીએ મને આજ્ઞા કરી: તમારાં વસ્ત્રાભુષણો લાવો. મારાં લુગડાં પહેરીને નવરી થયેલી ગોરાંદે ગુર્જરી બોલી : ' રાજકુંવરી, હવે હું છું, રાજકુંવરી ને તમે છો વડારણ. હું તમારા બદલે પકડાઈશ. ગુજરાતકુંવરી બનીને દિલ્હી જઈશ.'

'હેં !' શ્યામલી ચોંકી ઉઠી.

'ગોરાંદે ગુર્જરી રાજકુંવરી બનીને મલેક કાફરના હાથમાં પકડાઈ. ગોરાંદેનો પ્રેમી પ્રિતમ બાબરિયો પણ પકડાયો. ગોરાંદેને ગુજ્જરકુંવરી માની બેઠેલો મલેક કાફર હરખાતા હૈયે પાછો વળી નીકળ્યો.'

'પછી તમે......'

'શ્યામલીનું વેણ વાઢતી રાજકુંવરી દેવળદે કરડા સાદે બોલી: 'શ્યામલી, મારો વેશ ભજવતી ગોરાંદે ગુર્જરી દિલ્હી જશે. શાહી-જનાનખાનામાં દાખલ થયેલી ગોરાંદે ગુર્જરી શાહીમહેલનાં સુખ-શાંતિ સળગાવશે. રૂપજોબન સાથે પ્રાણનો ભોગ આપીને ગોરાંદે ગુર્જરી ખીલજી પાદશાહતમાં પલિતો ચાંપશે.'

'શ્યામલી, ગુજ્જરકુંવરી બનીને દિલ્હી ગયેલી ગોરાંદે સુખ સાહયબી ભોગવવા નથી ગઈ. ખીલજી પાદશાહીને ખતમ કરવા ગોરાંદે ગુર્જરી રૂપની હાટડી માંડીને જોબનનો વકરો...' દેવળદે વધુ બોલી શકી નહિ.

હાડોહાડ કંપાવનારી વાત સાંભળીને મૂંગી બનેલી શ્યામલી અધગાઉ ભોં વાઢયા પછી બીતી બીતી બોલી: 'પછી...પછી શું બન્યું ?'

'શ્યામલી, ગુર્જરકુંવરી બનીને ગોરાંદે ગુર્જરી ગઈ દિલ્હી તરફ અને હું ભાગી નીકળી પાટડીની દશ્યે. મોત સાથે આખડીનેય હું પાટડી પહોંચી. ભલા ઝાલારાજા સાંતળજીએ મને દીકરી માનીને આવકારી. રાતોરાત કિંમતી પોશાક શિવડાવી દીધો. અબલખ ઘોડો આપીને મને વઢવાણ સુધી વળોટાવી ગયા.'

'હં......'

'શ્યામલી, હું જાઉં છું. ભગવાન શંકરની કૃપા હશે તો

મહામંત્રી મળી જશે. મારા લેલાડમાં લખાયું હશે તો હું હેમખેમ મેવાડ ભેળી થઈશ. વિધિ ભળી હશે તો રાણાજી મારો સ્વીકાર કરશે.'

'રાજકુંવરી, મારો આતમરામ કહે છે કે મેવાડનો રાણો તમારાં ઓછો ઓછો વાનાં કરશે.' શ્યામલી ઘેરા સાદે બોલી: 'એ બધું સાચું પણ......'

'પણ શું?' દેવળદે ભડકી.

'પણ તમારા કપાળે ચોંટેલું કાળું કલંક ધોવાશે નહિ.'

'કયું કલંક?'

'દેવળદે, તમારા બદલે ગોરાંદે દિલ્હી ગઈ. ગોરાંદે ગુર્જર કુંવરીની ભરાઈ આબાદ ભજવશે મૂરખ પાદશાહ ગોરાંદેને સાચી દેવળદે માનીને આવકારશે. છતાં......દુનિયા તો એમ જ માનશે કે ગુર્જરકુંવરી દિલ્હી ગઈ છે.'

'હા. શ્યામલી,' ગુર્જરકુંવરી ગળગળા સાદે બોલી: 'ઇતિહાસ ભલે એવું બોલે પણ લોકવાયકા સાચી વાત છતી કરશે. લોકકથા સત્ય વદશે.'

'ને લોકકથાઓ ગોરાંદે ગુર્જરીનાં ભવ્ય–ભીષણ આતમભોગનાં ઓવારણાં લેશે.'

ઘડીભર અબોલ રહેલી ગુર્જરકુંવરી દેવળદે બોલી: 'શ્યામલી, મેં મારી આપવીતી વર્ણવી. હવે તું તારી વિતકકથા કહે. તું આવી ક્યાંથી અને ક્યાં જાય છે?'

'કહું.'

ત્યારે અડધ રાતનો ગજર થયો'તો. કરવત જેમ ભોં વાઢનારા સરખંગ અને અગલખ અડધ રાતે તો કચ્છનું રણ વંટોળી ગે ગયા'તા.

સાગી કંધાડે ઉભેલા રણમાં ઢળતા ઈચ્છના વટેમારગુનો ખોલાંસ સાંભળીને સતર્ક બનેલી શ્યામલી બોલી: 'સગાલ ભેરુબંધ.'

'હા દોસ્ત.' રાજકુમાર વેશધારી દેવળદે ડણુકી.

રણમાં ઢળવાની રાહ જોઈને રણની કંધાડે ઉભેલા વટેમાર્ગુને શ્યામલીએ સવાલ કર્યો: 'કેરાકોટનો મારગ કિયો ભાઈ?'

કેરાકોટનો મારગ ચીંધતો બોલકો વટેમાર્ગુ આફુરો થઈને બોલ્યો: 'જવાનો, લાગો છો તો ઠાકોર જેવા. રિયાસત ઠકરાતના ઘરેજ આવાં ભલા ઘોડાં બંધાય. પણ જુવાનો, ઘોડાને ધાંણુ (વિસામો) આપો. રણ ખૂંદી વળેલા ભલા જાનવરના પગમાં યે ત્રોડ જાગે. તમે ઘોડાને ધાંણુ આપશો નહિ તો પણ સરખંગ અને અબલખનો કેડવા (ઓલાદ) ચાલવાની આનાકાની નહિ જ કરે.'

ઘોડેસવારોએ જવાબ આપ્યો નહિ છતાં બોલકો વટેમાર્ગુ બોલ્યો: 'બે પ્રહરનો વિસામો દેશો તો અબલખ અને સરખંગ તમને સાંજ પડતા પહેલાં કેરાકોટ પહોંચાડી દેશે. માનવું ના માનવું તમારી મરજી. લ્યો રામે રામ.'

વટેમાર્ગુનો સંઘ કચ્છી રણમાં ઢળ્યો ને રણ વળોટી ચૂકેલી અબલખ અને સરખંગની સવારે કેરાકોટનો મારગ ઝાલ્યો.

ઘોડેસવાર જવાનડીઓ ય થાકી હતી. વટેમાર્ગુની શિખ માનીને શ્યામલી અને ગુર્જરકુંવરીએ રણની કાંધીથી અધ ગાઉ આઘે આવેલા ભગવાનના શંકરના અખોાજર મંદિરમાં વિસામો લીધો.

રાતડચ ફુટી.

અબલખ પર રાંગ વાળતાં જ ગુજ્જરકુંવરી દેવળદેએ પ્રશ્ન કર્યો: 'હં...હવે બોલ, તારી વિતકકથા કહે. તું ક્યાંથી આવી ને ક્યાં જાય છે. શા કારણે નીકળી અને શા માટે જાય છે.'

વાત કરવા સાબદી બનેલ શ્યામલીનો નમણો ચહેરો લેવાયો. આંખોમાં શરમ અંજાઈ. સરખંગની દાઢે વળતી કાનસોરી પર નજર

નોંધીને શ્યામલી લજ્જાળુ સાદે બોલી : 'રાજકુમારી, પાટણની પટરાણી સાથે હું યે શાહી જનાનખાનામાં સલવાઈ હતી. પણ જનાનખાનાનું ગોબરું જીવતર મને સદ્યું નહિ. હું .શાહી મહેમાનઘરની નોકરાણી બની.'

'શું વાત કરે છે?'

'સાંભળો.' શ્યામલી સાદને સમો કરતી બોલી: 'સિંધનો રાજકુમાર ચનેસર શાહી મહેમાન બન્યો. એ આવ્યો'તો પાદશાહની મદદ માંગવા. છીનવાયેલું સિંધનું રાજ હાથ કરવા એ લશ્કરી મદદ માંગવા જ આવ્યો'તો.

'પણ પાદશાહ અલાઉદ્દીન છે બડો સ્વાર્થી અને વિશ્વાસઘાતી. વિષયશૂરો ય પૂરો. સિંધની સુમરીઓનાં રૂપ-જોબનનાં વખાણ સાંભળી એની હવસભૂખ જાગી. સિંધુરાજકુમારી સુભગાનાં દેવી સૌન્દર્યની વાત સાંભળીને તો જોબનલૂંટારું પાદશાહ પાગલ જ બની ગયો.'

'હાય હાય.'

'ગુજ્જરકુંવરી, રાજકુમાર ચનેસર ભલે નહોતો ઓળખતો પણ હું તો પાદશાહને ઓળખું છું. અજગર જેવો ભૂખાળવો અલાઉદ્દીન દોસ્ત બનેલા રાજવીની રિયાસત ગળી જાય છે. ધર્માંધ પાદશાહ દોસ્ત બનેલા હિંદુ રાજવીને ગમે તે ઉપાયે વટલાવીને મુસલમાન બનાવ્યે રહે છે.'

'હં...વાત કર.'

'હું ચેતી. પાદશાહની મુલાકાતની આગલી રાતે મેં જાતિદ્રોહી બનેલા સિધના રાજકુમાર ચનેસરને પગ પકડીને વિનવ્યો. હાથ જોડીને અરજ કરી કે પાછા વળો. પાછા વળી જાવ. પાદશાહની મદદ વડે સિંધ હાથ કરવાનો પાપી વિચાર છોડી દો. જાતિદ્રોહ અને

દેશદ્રોહનું મહાપાતક વહોરોમાં. કુમાર, પરતંત્રતાની ફુલસેજ કરતાં સ્વતંત્રતાની શૂળી સોથોકે સારી.'

'પછી ચનેસર માની ગયો?'

'હા. માની ગયો. એને પોતાની ભૂલ સમજાઈ. પણ એને મનાવવા મારે મોટું મૂલ ચૂકવવું પડ્યું'તું. બેકાબુ બનેલ ચનેસરને કાબુમાં લેવા મારે મારી કુંવારપનો ભોગ......'

'તું...તું...ચનેસરની પત્ની...'

'ના–રખાત બની.' શ્યામલી કંકણુતા સાદે બોલી: 'સ્વદેશ અને સ્વધર્મનો દ્રોહ કરવા તૈયાર થયેલા ચનેસરની રખાત બનવા ય હું તૈયાર હતી. પણ...'

'પણ શું?'

'સિંધના દુર્ભાગ્યે પાદશાહની મુલાકાત થતાં જ ચનેસર બદલાઈ ગયો. પાદશાહની મદદ વડે રાજ હાંસલ કરવા તૈયાર થયેલો ચનેસર શાહીમહેલમાં જ રોકાઈ રહ્યો. એ શરાબ અને સુંદરીઓનો ગુલામ બન્યો. મેં આપેલો ભીષણ ભોગ એળે ગયો.'

'પછી?'

'હું ચેતી. પંદર દિ' પછી દારૂના ઘેનમાં મદહોશ બનીને મહેમાનઘરે આવેલા ચનેસરની મદહોશીનો મેં લાભ ઉઠાવ્યો. મેં મારાં લુગડાં એને પહેરાવ્યાં અને એનાં લુગડાં પહેરીને હું સરખંગ પર સવાર થઈ.'

'હવે તારે ક્યાં જવું છે?'

'હું સિંધ જઈશ. સિંધપતિને ચેતવીશ. ઘોઘારાજને પ્રાદશાહી તાકાત અને લશ્કરી સરંજામનો ખ્યાલ આપીશ. ચનેસરના વિદ્રોહની વાત કરીશ. મારાથી બનતું બધું જ કરીશ.'

'પણ તારી અમૂલખ કુંવારપનો ભોગ તો એળે જ ગયોને?'

શ્યામલી છાતી કાઢીને બોલીઃ 'ગુજ્જરકુંવરી, મેં પાદશાહે કરેલી મેવાડની તબાહીની વાતો જ સાંભળી છે પણ ગુજરાતની બરબાદી તો નજરોનજર નિહાળી છે. સિંધની પણ મેવાડ અને ગુજરાત જેવી દુર્દશા થાય નહિ એ માટે હું બધું કરી છૂટીશ.'

'પણ...'

શ્યામલી રણકતા સાદે બોલીઃ 'ગુજ્જરકુંવરી સિંધ પાદશાહી આફતમાંથી ઉગરી જશે તો મેં આપેલો ભીષણ ભોગ સફળ થયો માનીશ.'

શ્યામલીની દેશભક્તિ અનુભવીને ગુજ્જરકુંવરી અંબોલ બની ગઈ.

વાત કરતાં વાર લાગે પણ પાણીપંથા સરખંગ અને અબલખને કેરાકોટ પહોંચતાં વાર લાગી નહિ.

પુરુષવેશધારી દેવળદે અને શ્યામલીના ઘોડા કેરાકોટના રાજવીના રાજમહેલમાં પ્રવેશ્યા ત્યારે સાંજ પડી ગઈ હતી.

ગુજ્જરકુંવરીની વાટ જોઈ રહેલો મહામંત્રી માધવ શ્યામલીના ભવ્ય ત્યાગની વાત સાંભળીને બોલી ઊઠ્યો : 'ધન્ય ! શ્યામલી, ધન્ય તારી જનેતાને.'

કોઈ વિચાર આવતાં જ સમયસૂચક મહામંત્રી માધવે આજ્ઞા કરી : 'શ્યામલી, પળે પળ કિંમતી છે. રાતભર વિસામો લઈને દિ' ઉગ્યા પહેલાં જ તું સિંધ જવા રવાના થશે.'

'હું એક પ્રહરનો આરામ લઈને જ ઘોડે રાંગ વાળીશ.'

કરણ વાઘેલાની નિર્માલ્ય નઠોરતા અને લોલુપતાથી તંગ આવીને બાર વરસથી રીસામણે બેઠેલી કેરાકોટના રાજવીની અટંકી કુંવરી ધીર ગંભીર સાદે બોલી : 'દેવળદે, સમય બારીક છે. ગરવી ગુજરાત પર

દેશદ્રોહનું મહાપાતક વહોરોમાં. કુમાર, પરતંત્રતાની ફુલસેજ કરતાં સ્વતંત્રતાની શૂળી સોથીકે સારી.'

'પછી ચનેસર માની ગયો ?'

'હા. માની ગયો. એને પોતાની ભૂલ સમજાઈ. પણ એને મનાવવા મારે મોટું મૂલ ચૂકવવું પડ્યું'તું. બેકાબુ બનેલ ચનેસરને કાબુમાં લેવા મારે મારી કુંવારપનો ભોગ......'

'તું...તું...ચનેસ્સરની પત્ની...'

'ના–રખાત બની.' શ્યામલી કંકણુતા સાદે બોલી : 'સ્વદેશ અને સ્વધર્મનો દ્રોહ કરવા તૈયાર થયેલા ચનેસરની રખાત બનવા ય હું તૈયાર હતી. પણ...'

'પણ શું ?'

'સિંધના દુર્ભાગ્યે પાદશાહની મુલાકાત થતાં જ ચનેસર બદલાઈ ગયો. પાદશાહની મદદ વડે રાજ હાંસલ કરવા તૈયાર થયેલો ચનેસર શાહીમહેલમાં જ રોકાઈ રહ્યો. એ શરાબ અને સુંદરીઓનો ગુલામ બન્યો. મેં આપેલો ભીષણુ ભોગ એળે ગયો.'

'પછી ?'

'હું ચેતી. પંદર દિ' પછી દારૂના ઘેનમાં મદહોશ બનીને મહેમાનઘરે આવેલા ચનેસરની મદહોશીનો મેં લાભ ઉઠાવ્યો. મેં મારાં લુગડાં એને પહેરાવ્યાં અને એનાં લુગડાં પહેરીને હું સરખંગ પર સવાર થઈ.'

'હવે તારે ક્યાં જવું છે ?'

'હું સિંધ જઈશ. સિંધપતિને ચેતવીશ. ઘોઘારાજને પાદશાહી તાકાત અને લશ્કરી સરંજામનો ખ્યાલ આપીશ. ચનેસરના વિદ્રોહની વાત કરીશ. મારાથી બનતું બધું જ કરીશ.'

'પણ તારી અમૂલખ કુંવારપનો ભોગ તો એળે જ ગયોને ?'

જ પહોંચી ગઈ હતી. માર્ગ ભૂલેલા મોટાભાઈ ચનેસરને આવકારવા પ્રાગણમાં આવી ઉભેલો ઘોઘારાજ સરખંગના સ્વારને ફાટી આંખે જોઈ જ રહ્યો. ચનેસર બદલે અજાણ જુવાનને જોઈને ઘોઘારાજ અચરજભર્યાં સાદે બોલી ઊઠ્યો: 'તમે...તમે.....ચનેસર નથી.'

'હું ચનેસરની પત્ની છુ.'

પુરુષ વેશધારીની વિચિત્ર વાત સાંભળીને ભડકેલો ઘોઘારાજ ઉતાવળા સાદે બોલી ગયો 'તું......તમે......ચનેસરનાં રાણી છો ?'

'ના–રખાત છું.'

'હેં !' ઘોઘારાજને અચરજ ઉમટયું.

પણ સરખંગ પર નજર પડતાં જ સાપ પર ઉતરતી સમળી વેગે રાજમહેલ ઉતરી આવેલી રાજકુમારી સુભગા ઘોઘારાજની મદદે ચડી.

ધારદાર નજરે સરખંગની શામવરણી સવાર તરફ જોતી સુભગા બોલી : 'તું રાજકુમાર ચનેસરની રખાત છે ?'

'હા–બહેન.'

'નામ ?'

'શ્યામલી.'

'ચનેસર ક્યાં છે ?'

'દિલ્હી.'

ચનેસર વેશધારી શ્યામલીને પોતાના આવાસમાં દોરી ગયેલી સુભગા કાંઈ બોલે એ પહેલાં જ શ્યામલી બોલી : 'સુભગાદેવી.'

અજાણ શ્યામલી સામે ફાટી આંખે જોઈ રહેલી સુભગા અચરજભર્યાં સાદે બોલી : 'તુ ...તું...મને ઓળખે છે ?'

'સુભગાદેવી, રાજકુમારે પાદશાહ અલાઉદ્દીન સમક્ષ કરેલાં તમારાં રૂપ–આકર્ષણનાં વખાણ યથાર્થ છે. તમે ખૂબ સુંદર છો.'

પાદશાહી ઓથાર ઉતર્યો છે. આજે મહેમાનગતિનો સમય નથી. તું નીકળી છે શુભ કામે. સારા કામમાં સો વિઘ્ન.'

'હા—મા.'

'હા—હું તારી મા છું. તારી સગી જણેતા તો દુર્ભાગ્યવશ પાદશાહના હવસનો ભોગ બની. વાઘેલરાજની વિરૂપ વાસનાલીલાથી દુભાઈને હું બાર વરસથી રીસામણે બેઠી છું. છતાં હું વાઘેલારાજની રાણી છું.'

'હા—મા.'

'તું ય એક પ્રહરનો વિસામો લઈને રાજસ્થાન તરફ રવાના થઈ જા. શ્યામલી જાય સિંધ ને તું જા રાજસ્થાન.' કેરાકોટની કુંવરીએ આશીર્વાદ આપ્યાં: 'દેવળદે, મા-પાર્વતી તારી આશા પૂરણ કરે.'

'મા...' ...કહેતી દેવળદે રોઈ પડી.

રાતનો પહેલો પ્રહર વીત્યો. સરખંગ અને અબલખ કેરાકોટના દરવાજા બહાર નીકળ્યા. સરખંગ એકલો જ સિંધની દિશાએ મરડાયો. પરંતુ રાજસ્થાનના મારગે વહેતો થયેલો અબલખ એકલો નહોતો. મહામંત્રી માધવનો ઘોડો ગુજરકુંવરીના અબલખ સાથે માર્ગ કાપતો'તો.

વણથંભ્યો પ્રવાસ ખેડીને શ્યામલી ઉંમરકોટ પહોંચી ત્યારે દિ' આથમી ચૂક્યો'તો.

પણ રાજમહેલ તરફ જતા સરખંગને જોતાં જ ગામમાં હોબાળો જાગ્યો: 'ચનેસર પાછો આવ્યો. દિલ્હી ગયેલો રાજકુમાર ચનેસર પાછો આવી ગયો!'

વાની કાંધે ચડેલી વાત, શ્યામલી રાજમહેલ પહોચે એ પહેલાં

જ પહોંચી ગઈ હતી. માર્ગ ભૂલેલા મોટાભાઈ ચનેસરને આવકારવા પ્રાગણમાં આવી ઉભેલો ઘોઘારાજ સરખંગના સવારને ફાટી આંખે જોઈ જ રહ્યો. ચનેસર બદલે અજાણ જુવાનને જોઈને ઘોઘારાજ અચરજભર્યા સાદે બોલી ઊઠ્યો: 'તમે...તમે......ચનેસર નથી.'

'હું ચનેસરની પત્ની છું.'

પુરુષ વેશધારીની વિચિત્ર વાત સાંભળીને ભડકેલો ઘોઘારાજ ઉતાવળા સાદે બોલી ગયો 'તું......તમે......ચનેસરનાં રાણી છો ?'

'ના–રખાત છું.'

'હેં !' ઘોઘારાજને અચરજ ઉમટ્યું.

પણ સરખંગ પર નજર પડતાં જ સાપ પર ઉતરતી સમળી વેગે રાજમહેલ ઉતરી આવેલી રાજકુમારી સુભગા ઘોઘારાજની મદદે ચડી.

ધારદાર નજરે સરખંગની શામવરણી સવાર તરફ જોતી સુભગા બોલી: 'તું રાજકુમાર ચનેસરની રખાત છે ?'

'હા–બહેન.'

'નામ ?'

'શ્યામલી.'

'ચનેસર ક્યાં છે ?'

'દિલ્હી.'

ચનેસર વેશધારી શ્યામલીને પોતાના આવાસમાં દોરી ગયેલી સુભગા કાંઈ બોલે એ પહેલાં જ શ્યામલી બોલી: 'સુભગાદેવી.'

અજાણ શ્યામલી સામે ફાટી આંખે જોઈ રહેલી સુભગા અચરજભર્યા સાદે બોલી: 'તું...તું...મને ઓળખે છે ?'

'સુભગાદેવી, રાજકુમારે પાદશાહ અલાઉદીન સમક્ષ કરેલાં તમારાં રૂપ–આકર્ષણનાં વખાણ યથાર્થ છે. તમે ખૂબ સુંદર છો.'

'શું વાત કરે છે?' સુભગા દુઃખભર્યા સાદે બોલી: 'મૂર્ખ ચનેસરે મ્લેચ્છ પાદશાહ સમક્ષ મારાં રૂપજોબનનું વર્ણન કર્યું હતું?'

'હા. દેવી' શ્યામલી સાચક સાદે બોલી.

'પણ શું કામ?'

સુભગાનો સવાલ ઉવેખતી શ્યામલી દુઃખભર્યા સાદે બોલી: 'હું તમને ચેતવવા આવી છું.'

'બોલ.'

દિલ્હીમાં બનેલા બનાવો વિગતે વર્ણવ્યા પછી શ્યામલી ગંભીર સાદે બોલી: 'સુભગાદેવી, અસૂર જેવો અલાઉદ્દીન પાદશાહ આજથી ત્રીસમે દિવસે, ત્રીસ હજારના જોરાવર લશ્કર સાથે સિંધ પર ત્રાટકશે.'

'પણ...શું કામ?'

શ્યામલીએ સવાલ કર્યો: 'દેવી, અલાઉદ્દીન શા માટે મેવાડ પર ત્રાટક્યો હતો? શું કરવા એણે ગુજરાત પર આક્રમણ કરાવ્યું'તું?'

'ભુવનમોહિની મહારાણી પદ્મણીને હાથ કરવા પાદશાહે મેવાડ પર આક્રમણ કર્યું હતું. નિતયૌવના પાટણની પટરાણીને મેળવવા એણે ગુજરાત સર કરવા સરદાર અલફખાનને હુડદાવ્યો હતો.'

'ને સુભગાદેવીને હાથ કરવા હવસભૂખાળવો પાદશાહ અલા-ઉદ્દીન સિંધ પર ચડવાનો છે.'

શ્યામલીની સાફ વાતો સાંભળીને હૈયાબળુકી સુભગા પણ ભ્રભી બની ગઈ. એનાં આંતરનયણાં આગળ અલાઉદ્દીનની વિકરાળ કાલ્પનિક છબી આળેખાઈ કે એ કાંપી ઉઠી.

શ્યામલી બોલી: 'સુભગાદેવી, હું પાદશાહની નોકરાણી—અજાણી સ્ત્રી...તમને મારો પતિયાર પડે નહિ એમાં તમારો શો દોષ? વિશ્વાસ રાખવા જેવો વખત પણ નથી.'

'હા.'

' તમે મને નજરકેદ કરો.'

'હેં !' સુભગા ભડકી.

'મારી સચ્ચાઈ પૂરવાર થયા પછી જ મને મોકળી કરજો.' શ્યામલી રણકતા સાદે બોલી: 'સુભગાદેવી, અમૂર જેવા અલાઉદ્દી-નનો ઓથાર અળગો થાય, સિંધ નખશીખ ઉગરી જાય પછી જ મને મુક્ત કરજો.'

'શ્યામલી, સિંધ અને સુમરા કૃતઘ્નિ નથી હો !'

સિંધના ધર્મ અને સ્વાતંત્ર્યની રક્ષા ખાતર શ્યામલીએ આપેલા ભીષણ ભોગની ભવ્ય વાત સાંભળીને ગુણપુજક સુભગાનું હૈયું નાચી ઊઠ્યું. ઉપકારવશ બનેલી રાજકુમારી સુભગા અચાનક બોલી ઉઠી : 'ભાભી...'

ભાભીનું મીઠું સંબોધન સાંભળીને શરમાયેલી શ્યામલી બોલી : 'હું ભાભી ?'

'હા ! શ્યામલી, તેં ધર્મરક્ષાની રળિયામણી ભાવનાથી પ્રેરાઈને, માર્ગ ભુલેલા ચનેસરને ધર્મના ધોરી માર્ગે ચડાવવા ખાતર તારી અમુલખ કુંવારપ ખોઈ. સિંધના સુખ અને સ્વાતંત્ર્ય માટે તેં ભવ્ય બલિદાન આપ્યું.'

શ્યામલીને બોલવું સુજતું જ નહોતું.

'શ્યામલી, ચનેસર મારો ભાઈ છે. ચનેસરે ભોગવેલી ભાર્યાને ભાભી ના કહું તો બીજું શું કહું ?'

સુભગાનો સરલ વહેવાર જોઈને શ્યામલીના ઉકળેલા હૈયામાં ટાઢક પથરાઈ. એ ધરતી પર નજર ઢાળીને બોલી : 'સુભગાદેવી,

હું સામાન્ય વડારણ...રાજપૂત બાપથી કુંવારી જણેતાના ઉદરે પેદા થયેલી અતિ સામાન્ય ગોલી......'

શ્યામલીનું વેણ વાઢતી સુભગા બોલી: 'તું કહે પણ હું કેમ માનું? શ્યામલી, તું સામાન્ય નથી. જો તું રાજપૂત રાજારાણાના રણવાસમાં ધ્યેયહીન જીવન જીવતી સામાન્ય ગોલી વડારણ જેવી હોત તો તારા અંતરમાં ધર્મપ્રેમ પાંગરત નહીં. સિંધના ઉગાર માટે તું આપમુએ આવડી મોટી મથામણ પણ કરત નહીં.'

'સુભગાદેવી, છતાં હું સામાન્ય ગોલી......'

'શ્યામલી, જો તું સામાન્ય હોત હિંદુ ધર્મ અને સંસ્કારના રક્ષણ માટે આવું ભવ્ય બલિદાન આપત નહિ. જો તું અતિ સામાન્ય વડારણ હોત તો અજબ અવિશ્વાસુ પાદશાહ અલ્લાદિયાના, સજાગ ચોકીયાતોની ઉઘાડી આંખમાં ધૂળ નાંખીને સરખંગ સાથે છટકી શકત નહીં. જો તું ડરપોક સ્ત્રી હોત તો દિલ્હીથી ઉમરકોટ પહોંચી યે ના હોત' શ્યામલીના નમણાં ચહેરા પર નજર નોંધતી સુભગા સાચક સાદે બોલી: 'તું સામાન્ય નથી, તેં સિંધ પર કરેલો ઉપકાર પણ સામાન્ય નથી.'

ઊંડા વિચારમાંથી જાગેલી શ્યામલી સાફ સાદે બોલી: 'સુભગાદેવી, કોઈ લાલચને વશ થઈને હું અહીં આવી નથી. કોઈ સ્વાર્થ સાધવા યે ઈચ્છતી નથી. હું આપમુએ રાજકુમારને પાછા વાળવા તૈયાર થઈ હતી. એ ધ્યેય સિધ્ધ કરવા મેં મારું દેહસત ખોયું. પણ......'

'પણ શું?'

'મારો અમુલ્ય ભોગ એળે ગયો.' શ્યામલીના સાદમાં દુ:ખ ભળ્યું.

'હા...કપાતર ચનેસર કામી બન્યો. શાહી મહેમાન બનેલા

એકરાગી ને ધૂની સિપેહસાલાર. પણ હું પાદશાહ છું. પાદશાહે સ્થિતિસંજોગ પારખીને પગ ભરવો ઘટે.'

'જી—હજુર.'

'સરદાર, ખિલજી સલતનતના ત્રણ આધારસ્તંભ–હું, તું અને સિપેહસાલાર, મલેક કાફર. ત્રણ સિવાય અન્ય કોઈના હાથમાં દિલ્હી સોંપાય નહી. સોંપું તો ખત્તા ખાઉં. વળી......'

'વળી શું જહાંપનાહ?'

'સરદાર, દિલ્હીનું તખત અને હિન્દની સલ્તનત આપણી બાપુકી નથી. વડિલોપાર્જિત ગરાસ નથી.' પાદશાહ શાંત છતાં કઠોર અવાજે બોલ્યો: 'અલફખાન, હિંદના રાજપૂત રાજાઓ જાતિદ્રોહી અને કુલઘાતકી બન્યા. અંદરોઅંદર લડીને નિર્બળ બનેલા રાજારાણાઓ આપણા સામે ટકી શક્યા નહીં. ધર્મઝનૂન અને વિશ્વાસઘાતના પાયા પર જ આપણી સલ્તનત ચણાઈ છે.'

'જહાંપનાહ હુકમ ફરમાવે.'

પાદશાહે એકરાર કર્યો: 'આજે રાજસ્થાન હિન્દુ ધર્મ અને સંસ્કારનો આશ્રયદાતા બન્યો છે. ઈસ્લામના ઝનૂની આક્રમણના ભોગ બનેલા હજારો ધર્મપ્રિય હિંદુઓ, દેવપ્રતિમાઓ અને ધર્મગ્રન્થો સાથે રાજસ્થાનના નાના મોટા સામંત ભાયાતોના આશરે ગયા છે.'

'ઔર?'

'સરદાર, તને ખબર નથી. મારો સિતારો બુલંદ છે. હું બડો ખુશકિસ્મત પાદશાહ છું.'

'હજુરને ઠીક ફરમાયા.'

'સરદાર, મેં અને મારા સિપેહસાલાર મલેક કાફરે પહેલ

પ્રથમ દખ્ખણ પર વિજય મેળવ્યો. દિલ્હીના કોઈ પણ હિન્દુ સમ્રાટે કે મુસલમાન સુલતાને અજેય દખ્ખણને નમાવ્યું નહોતું. દખ્ખણ સર કરવું સહેલું નહોતું. ભૂતકાળમાં દખ્ખણ નરેશ પુલકેશીએ સમ્રાટ હર્ષ સાથે ટક્કર લીધી હતી. એણે બળવાન સમ્રાટ હર્ષને નર્મદા નદી ઓળંગવા દીધો નહોતો.'

'જી.'

'સરદાર, સિપેહસાલાર મલેક કાફર પ્રલયના પુરવેગે દખ્ખણ હિન્દ પર ફરી વળ્યો કે દખ્ખણવાસી ધર્મપ્રિય હિન્દુઓ પણ દેવપ્રતિમાઓ અને ધર્મગ્રન્થો લઈને રાજસ્થાનમાં ભરાયા.'

'હં.. ............'

'સરદાર, સચ કહેતા હું. એકલો રાજસ્થાન જ જો એકસંપે થઈને આપણા પર ત્રાટકે તો એક પણ અફઘાન સિપાહી જીવતો રહે નહીં.'

'ક્યા બાત?'

'સરદાર, શું રાજપૂતો અફઘાનોથી ઓછા લડાક છે? શું રાજપૂતોની સંખ્યા ઓછી છે?' પોતાના પ્રશ્નનો પોતે જ જવાબ આપતો પાદશાહ બોલ્યો: 'અલફખાન, રાજપૂતો અફઘાનો કરતાં અનેકગણાં પરાક્રમી ને લડાયક છે. સંખ્યાબળ પણ અફઘાનોથી અદકું છે. એકલો રાજસ્થાન જ જો એકસંપે થઈને આપણા પર ત્રાટકે તો.........'

'જહાંપનાહ, કુલાભિમાની રાજારાણાઓ કોઈ કાળે એક થવાના નથી–થશે નહિ. પણ કદાચ રાજપૂત રાજામહારાજાઓ એક થવા ધારે તો પાદશાહ સલામતને રાજપૂત-એખલાસમાં વિષનું ટીપું નાંખતાં ક્યાં નથી આવડતું?'

પાદશાહ સાચું બોલી ગયો : ‘ સરદાર, ખુદા ખાતર કહું છું મુસલમાન સલ્તનતો આપણી જવાંમર્દી પર નહીં પણ રાજપૂતોના કુલઘાતકી કુસંપના પ્રતાપે જ ટકી રહી છે. ’

‘ જી...હજુર. ’

‘ એક ઔર બાત સુન. ’

‘ ફરમાવો. ’

‘ સરદાર, એકલું મેવાડ હાથ કરવા ખાતર મેં બાવન હજાર અફઘાન સિપાહીઓનાં માથાં વધેરાવ્યાં. ગુજરાત સર કરવા જતાં બારથી પંદર હજાર અફઘાનો તેં ગુમાવ્યા અને દખ્ખણવિજયી સિપેહસાલાર મલેક કાફરે દખ્ખણ સર કરવા માટે લાખલેખા સિપાહીઓ ખોયા...છતાં આપણને લશ્કરીઓની તંગી પડતી નથી એનું કારણ શું ? ’

‘ હજુર ફરમાવે. ’

‘ સરદાર, મધ્ય એશિયાની ભૂમિ છે પહાડી અને ખંજર. ત્યાં જાનવર કરતાં માનવી સોંઘો છે. વિકરાળ રણ અને વેરાન પહાડીઓથી ઘેરાયેલા મધ્ય એશિયામાં પાણી કરતાં લોહી સસ્તું છે. ઊંટડી કરતાં ઓરત સોંઘી છે. પાણીના એક ચશ્મા–ઝરા માટે આપણા મલકના વાસીંદા અનર્ગળ ખૂન વહાવે છે. પાંચ–પચીસ નાળિયેરીના તલકછાંયા માટે સો બસો મરદોનાં માથાં વઢાવે છે.’

‘ હા–હજુર.’

‘ આપણા મુલકમાં ઓરતો કરતાં મરદો ચાર ગણા છે. એક ઓરત ખાતર ખૂંખાર જંગ ખેલાય છે. વિજેતા ટોળી હારેલા કબિલાની ઓરતોનાં અપહરણો કરે છે.’

સરદાર અલફખાન અકળાઈને બોલી ગયો : ‘ હજુર, એવી બધી વાતો અત્યારે શીદને સંભારવી પડી ? ’

'સુંન.' પાદશાહે હુકમ ફરમાવ્યો : 'સરદાર, જ્યારે અનાજની તંગી પડે છે ત્યારે આપણા જાતભાઈઓ ઘોડાનું માંસ આરોગીને દહાડા કાઢે છે. પરંતુ જયારે શિકાર પણ ખૂટી પડે છે ત્યારે જીવ જીવાડવા એ પહાડીઓ હજારોની સંખ્યામાં ખાઈબર અને કુરુમઘાટના મારગે થઈને હિંદમાં ધાઇ આવે છે.'

'હા–હજુર '

'સરદાર, હિંદની ફળદ્રુપ ભૂમિ જોઈને તો ખંજર ભોમકાના વાસી તુરક અને તાતાર, અફઘાન અને અજમ ધાડપાડુઓ હિંદમાં જ સ્થિર થઈ જાય છે. કુટંબ–કબીલાને ભૂલીને ભુખના ભાગેલા આપણા જાતભાઈઓ હિન્દમાં અડીગો લગાવે છે.'

'હા.'

'વિકરાળ ચહેરામોરા અને વિરૂપ આચરણવાળા તુરક તાતારની વણથંભી વણઝાર નધણીઆતા હિંદમાં ઠલવાઈ છે. પેટનો ખાડો પુરવા દિલ્હી સુધી આવેલા આપણા જાતભાઈઓને હું સિપાહી લેખે લશ્કરમાં ભરતી કરું છું.'

'હું જાણું છું.'

પાદશાહ અલાઉદ્દીન પોરસાતા સાદે બોલ્યો : 'સરદાર, તું નચિંત રહેજે. પાદશાહને કોઈ દિ' સીપાહીઓની તંગી પડવાની નથી – પડશે પણ નહીં. કારણ કે ધનધાન્યથી સભર ભરેલી હિન્દની ભૂમિ રસાળ છે ને આપણો મુલક છે ખંજર. જ્યાં સુધી મધ્ય એશિયામાં પાણી કરતાં લોહી સસ્તું છે ને ઓરત કરતાં ઊંટડી મોંઘી છે ત્યાં સુધી મને લશ્કરીઓની તંગી નહીં જ પડે. વળી...'

'વળી શું હજુર ?'

સરદાર, અહીં સ્થિર થયેલા અફઘાનો અને તુરકોએ હલકા

પાદશાહ સાચું બોલી ગયો : 'સરદાર, ખુદા ખાતર કહું છું મુસલમાન સલ્તનતો આપણી જવાંમર્દી પર નહીં પણ રાજપૂતોના કુલઘાતકી કુસંપના પ્રતાપે જ ટકી રહી છે.'

'જી...હજુર.'

'એક ઔર બાત સુન.'

'ફરમાવો.'

'સરદાર, એકલું મેવાડ હાથ કરવા ખાતર મેં બાવન હજાર અફઘાન સિપાહીઓનાં માથાં વધેરાવ્યાં. ગુજરાત સર કરવા જતાં બારથી પંદર હજાર અફઘાનો તેં ગુમાવ્યા અને દખ્ખણવિજયી સિપેહસાલાર મલેક કાફરે દખ્ખણ સર કરવા માટે લાખલેખા સિપાહીઓ ખોયા...છતાં આપણને લશ્કરીઓની તંગી પડતી નથી એનું કારણ શું?'

'હજુર ફરમાવે.'

'સરદાર, મધ્ય એશિયાની ભૂમિ છે પહાડી અને ખંજર. ત્યાં જાનવર કરતાં માનવી સોંઘો છે. વિકરાળ રણ અને વેરાન પહાડીઓથી ઘેરાયેલા મધ્ય એશિયામાં પાણી કરતાં લોહી સસ્તું છે. ઊંટડી કરતાં ઓરત સોંઘી છે. પાણીના એક ચશ્મા–ઝરા માટે આપણા મલકના વાસીંદા અનર્ગળ ખૂન વહાવે છે. પાંચ–પચીસ નાળિયેરીના તલકછાંયા માટે સો બસો મરદોનાં માથાં વઢાવે છે.'

'હા–હજુર.'

'આપણા મુલકમાં ઓરતો કરતાં મરદો ચાર ગણા છે. એક ઓરત ખાતર ખૂંખાર જંગ ખેલાય છે. વિજેતા ટોળી હારેલા કબિલાની ઓરતોનાં અપહરણો કરે છે.'

સરદાર અલફખાન અકળાઈને બોલી ગયો : 'હજુર, એવી બધી વાતો અત્યારે શીદને સંભારવી પડી?'

વરણની ઓરતો સાથે સંસાર માંડયો છે. જંગલી ભીલડીઓ અને ગંધારી ગોબરી મીણી ઓરતોને પેટે પેદા થયેલી ઓલાદ આપણને મદદગાર બને છે. વટલાયેલો હિંદુ શુદ્ધ સુસલમાન કરતાં ય વધુ ધર્મઝનૂની નીવડે છે.

'હજુર, હુકમ ફરમાવે.'

'પણ ખુદા ખાતર કહેવું પડે. આરબો, અફઘાનો કે તુરકો જેટલા ઝનુની નથી. આજથી પાંચસો વરસ પહેલાં બગદાદના ખલીફા વાલિદના સેનાપતિ મહંમદ-બિન-કાસીમે સિંધ પર આક્રમણ કરેલું. મુસલમાનોનું ભારત પરનું આ પહેલું આક્રમણ-મહંમદ-બિન-કાસીમે સિંધના હિંદુ રાજા દાહિરને હરાવીને હણ્યો. રાજ ખાલસા કર્યું. દાહિરની બે રાજકુંવરીઓનાં અપહરણ કરીને કાસીમ મુલતાનના માર્ગે વહેતો થઈ ગયો.

'હા-હજુર.'

'ત્યારથી બગદાદના ખલિફાના સુબાઓ સિંધ પર હકુમત ચલાવતા. સેંકડો વરસો સુધી હકુમત ચલાવી. પણ આરબો હતા સરલ અને સમભાવી. સિંધ પર હકુમત ચલાવનાર એક પણ આરબ સુબાએ એક પણ મંદિર તોડ્યું નહોતું કે એક પણ મૂર્તિ ભાંગી નહોતી.

'સરદાર, બેવકુફ આરબો હિંદુ સંસ્કાર અને વિદ્યા જોઈને અંજાઇ ગયા હતા.'

'જી હજુર.'

કોઈ વાત યાદ આવતાં જ પાદશાહ સ્વાર્થી સાદે બોલ્યો: 'સરદાર, આરબોએ સેંકડો વર્ષો સુધી સિંધ પર હકુમત ચલાવી, આરબો આપણાથી સુંવાળા હતા એય સાચું. છતાં ખુદાની મહેરબાની છે કે આરબોએ અનેક હિંદુઓને વટલાવીને મુસલમાન બનાવ્યા છે. આરબોએ જ હિંદમાં પહેલપ્રથમ મુસલમાન મઝહબનો નેજો ખોડયો.

આજે સિંધમાં અનેક નાની મોટી મુસ્લીમ જાગીરો ખડી છે. સિંધના મુસ્લીમ જાગીરદારો મને ઉપયોગી બનશે.'

પાદશાહની નકામી વાતો સાંભળીને કંટાળેલો અલફખાન નઠોર સાદે બોલ્યા : ' હજુર હુકમ ફરમાવે. '

પણ પાદશાહ કાંઈ બોલે ના બોલે એ પહેલાં તો વાવેગે આવેલો સાંઢણી સવાર તંબુ બહાર ઉભેલા પાદશાહ અલાઉદ્દીનને ત્રણ ત્રણ તાજિમો કરીને બોલ્યો : ' જહાંપનાહ...'

' બોલ. '

' ખુદાવિંદ, ખુદા રહેમદિલ છે. સીપેહસલારે કામિયાબી હસલ કરી છે. '

પાદશાહ કઠોર સાદે બોલ્યો : ' ગુજરકુંવરી દેવળદે પકડાઈ. ગુજરકુંવરીને લઇને મલેક કાફર દિલ્હી આવે છે. આ સમાચાર તો મને આઠ દિ' પહેલાં મળેલા છે. બીજા વાવડ આપ. '

' જહાંપનાહ, આજે સાંજે સીપેહસાલાર મલેક કાફર ગુજ્જર કુંવરી સાથે દિલ્હી આવી પહોંચશે.'

' હું જાણું છું. ' અલાઉદ્દીન મુફાસંદ સાદે બોલ્યો : ' ઓર કુછ સમાચાર ?'

' ના—ખુદાવિંદ '

' તારી ફરજ બજાવ. '

ને ઝાઝી હોંશે વાવડ આપવા આવેલો ખેપિયો, પાદશાહનું કઠોર વર્તણુંક જોઇને નિરાશ થઈ ને ચાલતો થયો.

પણ પળ......વિપળ વીતી નહોતી ત્યાં જ શાહજાદા ખીજર-ખાંનો પ્યારો દોસ્ત અને મસ્ત શાયર અમીર ખુશરૂ પાદશાહ સામે ખડો થયો.

અમીર ખુશરૂ પર નજર પડતાં પાદશાહ મરકીને બોલ્યો : ' અમીર, ગુજજરકુંવરી મારાથી કેટલી દૂર છે? એ ક્યારે દિલ્હી આવી પહોંચશે? '

પાદશાહ અલાઉદ્દીનની કામવૃતિનો પક્કો જાણકાર બેપરવાહ શાયર અમીર ખુશરૂ બોલ્યો : ' જહાંપનાહ, ખીલેલી સંધ્યા સમા સોનેરી વાનવાળી ગુજજરકુંવરી, સંધ્યા સમયે આવી પહોંચશે મગર...'

' મગર ક્યા? '

' ખુદાવિંદ, અપ્સરાનેય મીંણુ ભણાવે એવી અલોગત રૂપાળી વાધેલાકુંવરી દેવળદે આપથી નજીક છતાં દૂર જ રહેશે.'

' સમજાય એવું બોલ.' દેવળદેનાં રૂપનાં વખાણ સાંભળતાં જ વિષયાંધ અલાઉદ્દીનની કામવૃત્તિઓ બહેકી. એ બરાડયો : ' શાયરી છોડીને સમજાય એવું બોલ.'

પણ ધૂની અને મસ્ત શાયર પાદશાહના બરાડા સાંભળીને બી જાય એવો નિર્માલ્ય નહોતો. એ અલગારી કવિ નિર્દય ને નઠોર અલાઉદ્દીન તરફ નીડર નજરે તાકી રહેલો નીડર સાદે બોલ્યો : ' જહાંપનાહ, બડી ખુશીની વાત કહું.'

' ઝટ બોલ.'

' હજુર, ગુજજરકુંવરી ખૂબ સુંદર છે.'

' હોય. શાયર, નિતયૌવના પટરાણી કવળાંદેની કુંવરી કુરૂપ હોય જ નહીં.'

' દેવળદે જેટલી સુંદર છે એટલી સમજદાર પણ છે.'

' બાખૂબ.' પાદશાહ બોલ્યો : ' સુંદર અને સમજદાર? '

' જહાંપનાહ, જો ગુજજરકુંવરી સમજદાર ના હોત તો એ આપના શાહજાદા ખીજરખાને મુહબ્બત કરત જ નહિ.'

શાયર અમીર ખુશરૂની વાત સાંભળીને પાદશાહ અલાઉદ્દીન ફાટતા સાદે બોલી ગયો : 'શું બકે છે? શું ગુજરકુંવરી મારા શાહજાદા ખીજરખાને પ્રેમ કરે છે?'

'એટલું જ નહીં. શાહજાદો પણ ગુજરકુંવરી પર ઓળઘોળ બન્યો છે.'

'નામુમકિન!'

'હજુર, મુહબ્બતના મામલામાં મુમકિન યા નામુમકિનનો ગજ વાગતો નથી.'

પાદશાહે મુંઝવણ ઠાલવી: 'શાયર, ગુજરકુંવરી કેદી છે. સીપેહસાલાર એને પકડી લાવે છે. વાઘેલાકુંવરીના હૈયામાં ધાક ભરી હશે. આવા સમયે કોઈ ઓરત મુહબ્બત કરી શકે નહિ.'

શાયર અમીર ખુશરૂ સ્પષ્ટ સાદે બોલ્યો : 'હજુર, ગુજર કુંવરીને ઈજ્જતથી લઈ આવવા માટે તમે શાહજાદાને સામો મોકલ્યો. હું અને શાહજાદો દેવળદે સામા ગયા.'

'મેં શાહજાદાને મોકલ્યો હતો ગુજરકુંવરીને ઈજ્જતથી તેડી લાવવા માટે. મેં એને મુહબ્બત કરવાની પરવાનગી આપી નહોતી.'

'હજુર, મુહબ્બતને કોઈની પરવાનગી જોઈતી જ નથી. સાચી મુહબ્બત કરનાર પ્રેમીઓ કોઈની પરવાય કરતાં નથી.'

'કામની વાત કર.'

'હજુર, શું વાત કરું? દિલ્હી આવતી ગુજરકુંવરીએ શાહજાદાને જોયા અને શાહજાદાએ વાઘેલાકુંવરી દેવળદેને દીઠી. પ્રથમ દૃષ્ટિએ પ્રેમ જાગ્યો.

'ખામોશ.' પાદશાહ બરાડ્યો.

બેપરવાહ શાયર અમીર ખુશરૂ સાફ નકાર અવાજે બોલી ઊઠ્યો : 'હજુર મારી એક અરજ સ્વીકારે.'

'બોલ. અરજ કર.'

'જહાંપનાહ શાહજાદાની મુહબ્બતનો સ્વીકાર કરે.'

'મતલબ ?'

'હજુર ગુજરકુંવરીને શાહજાદા ખિજરખાંને હવાલે કરે.'

'શાયર, હું વાઘેલાકુંવરીને શાહજાદાને સોંપું નહિ તો ?'

અમીર ખુશરુ નીડર સાદે બોલ્યો : 'જો તમે શાહજાદા પાસેથી દેવળદેને આંચકી લેશો તો એનું હેતાળ હૈયું ભાંગી જશે. પરિણામ ભયંકર આવશે. શાહજાદા સાથે તમે દેવળદે પણ ગુમાવી બેસશો.'

'હેં !' પાદશાહ ચમક્યો.

'જહાંપનાહ, હું શાયર, પ્રેમનો ગાયક, હું ચેતવણી આપું છું કે જો તમે, ગુજરકુંવરી અને શાહજાદાની મુહબ્બત કચડશો તો રૂપાળો, ભોળો અને પ્રેમ પિયાસી શાહજાદો અને દેવળદે તડપી તડપીને જાન કાઢી નાંખશે.'

'માશાલ્લા !' પાદશાહ અવાક બની ગયો.

શાયર અમીર ખુશરૂ મીઠા સાદે બોલ્યો : 'જહાંપનાહ મારી અરજ સાંભળો. સિફારસ સ્વીકારે. કુદરત–પ્રેમી શાહજાદાને પ્યાર કરવા મંડેલી ગુજરકુંવરીને બેગમ બનાવવાનું પાપ ન કરશો.'

'પાપ ?'

'હા–જો તમે શાહજાદા પાસેથી ગુજરકુંવરીને આંચકી લેશો તો મહાપાપ લાગી જશે. ગુજરકુંવરી અને શાહજાદા જાન કાઢી નાખશે. અને મેં સરજવા ધારેલી શાહજાદા–દેવળદેની અમર પ્રેમકવિતા જન્મતાં જ મૃત્યુ પામશે. એટલું જ નહિ...'

'બોલ.'

'ખુદા પાદશાહને માફ નહિ કરે.'

'હે.'

ચકોર શાયર ખુશરૂ પડખે ઉભેલા વૃધ્ધ સીદી મૌલા સામે નજર કરીને બોલ્યો : 'મૌલા સાહેબને પૂછો.'

અત્યાર સુધી અબોલ ઉભેલો અવસ્થાવાન સીદી મૌલા સાફ સાદે બોલ્યો : 'હજુર, હું મૌલવી. જહાંપનાહ પણ મને પૂજ્ય માને છે. હું શાહી ફરજંદનો ઉસ્તાદ. શાહી ફરજંદની શાદી કરાવનાર કાજી.'

'બોલો.'

'જહાંપનાહ, પાટણની પટરાણી કવળાદે તમારી બેગમ બની, ગુજ્જરકુંવરી દેવળદે એની બેટી છે. આ સગપણે તમે દેવળદેના બાપ લેખાવ. છતાં દેવળદેને તમે બેગમ બનાવશો તો મહાપાપ લાગી જશે. કુરાન પણ આવી શાદીની મનાઈ ફરમાવે છે. મા અને દીકરી એક ખાવિંદની બેગમ બની શકે નહિ. બનવીયે ના ઘટે. એવું કરશો તો ખુદા નારાજ થશે. કુરાની આજ્ઞાનો ભંગ થશે.'

'વળી શું ?'

પાદશાહી ફરજંદની શાદી કરાવનાર વૃદ્ધ સીદી મૌલા સાફ સાદે બોલ્યો : 'હજુર, હું ગુજ્જરકુંવરીની તમારી સાથે શાદી નહિ જ કરાવું.'

વૃદ્ધ સીદી મૌલાની સ્પષ્ટ વાત સાંભળીને પાદશાહ ટાઢો બની ગયો. ગુજરકુંવરીનાં રૂપજોબન ભોગવવા ભુરાંટી થયેલી એની કામુકવૃત્તિઓ ખીલે બંધાઈ ગઈ.

પાદશાહ માથું ધુંણાવતો નિરાશ સાદે બોલ્યા : 'શાયર, ગુજ્જરકુંવરી મારી બેગમ બને એ ખુદાને મંજુર નથી.'

'જહાંપનાહ, ખુદાએ એને શાહજાદા ખીજરખાંની હુરમ બનવા જ પેદા કરી છે.'

'ઠીક છે.' કહેતો પાદશાહ ઊંડા વિચારમાં સરી પડયો.

ને ત્યાં તો પાદશાહના હૈયા પર ચડી બેઠેલી હતાશાને દૂર કરવા મનફળુ શાયર અમીર ખુશરૂએ 'શાહજાદા–દેવળદે'ની પ્રેમકવિતા ગાઈ સંભળાવી.

હિંદીના પહેલા ઉર્દુ કવિ અમીર ખુશરૂએ કાળજું નીચોવીને સરજેલી 'શાહજાદા દેવળદે'ની પ્રેમકવિતા સાંભળીને તો પાદશાહનું કાળમીંઢ પથ્થર જેવું કઠણ કાળજું પણ મીણ જેવું નરમ બની ગયું.

'શાહજાદા—દેવળદે'ની પ્રેમકવિતા સાંભળીને અઘોરી સ્વાભાવના અફઘાનો ય ડોલી ઉઠયા. દિલ્હીની પનિહારીઓ ઝુમી ઉઠી.

હજુ વાઘેલાકુંવરીએ દિલ્હીમાં પગ મૂકયો ય નહોતો ત્યાં તો 'શાહજાદા–દેવળદે'ની અમર કવિતા દિલ્હીના ઘરેઘરમાં ગુંજી ઉઠી.

અમીર ખુશરૂએ ગાયેલી પ્રેમકવિતા સાંભળીને ઢીલા પડેલા હૈયાને કઠણ કરીને પાદશાહે હુકમ ફરમાવ્યો : 'અલફખાન, કુચનો હુકમ કર. સીપેહસાલાર મલેક કાફર દિલ્હી પહોંચે પછી તું પંજાબ પર ધસી આવેલા મોગલો સામે ચડજે. મોગલોને હિંદ બહાર તગડી મૂકીને લાહોર મુકામે છાવણી નાખજે. મારો હુકમ મળે ત્યાં સુધી તું લાહોર રોકાજે. સીપહેસાલર મલેક કાફર દિલ્હી સાચવે.'

આટલું કહીને નિરાશાથી ઘેરાયેલો પાદશાહ અલાઉદ્દીન કૂચ કરી ગયો.

સિંધ ભણી વહેતા થયેલા ત્રીસ હજાર ઘોડેસવારના લશ્કરે ઉડાડેલો રજોટો ધરતી પર પડયો ય નહોતો ત્યાંજ ગુજજરકુંવરી દેવળદે બનીને દિલ્હી આવેલી ગોરાંદે ગુર્જરી દિલ્હીના પાધરમાં આવી પહોંચી.

સહુ કોઈ માનતું'તું કે એ ગુજ્જરકુંવરી છે. ગુજ્જરકુંવરી દેવળદે શાહજાદા ખીજરખાંને મહોબ્બત કરે છે.

પણ.....અંતરજામી તો જાણતો'તો કે ગુજ્જરકુંવરી બનીને દેવળદે બદલે દિલ્હી આવેલી ગોરાંદે ગુર્જરી સાચી વાઘેલા કુંવરી નથી. એ શાહજાદાને સચ્ચી મુહબ્બત કરતી નથી.

દેવળદે બનેલી ગોરાંદે ગુર્જરી શાહજાદા ખીજરખાંને પ્રેમ કરતી'તી. શરમ વેગળી મૂકીને હેત કરતી'તી. પણ શું લેવા ? શા માટે ?

ગોરાંદે ગુર્જરી શાહજાદાને પ્રેમ કરતી'તી ખીલજી પાદશાહત પ્રજાળવા. એ દિલ્હી આવી'તી ખીલજી સલતનતને ખતમ કરવા.

ગુજ્જરકુંવરી બનેલી ગોરાંદે ગુર્જરી દેહની હાટડી માંડીને રૂપજોબનનો વકરો કરવાની હતી. નર્યા ધર્મઝનૂનને પર રચાયેલી ને જુલમ પર ટકેલી ખીલજી પાદશાહતને ખતમ કરવા.

એક અંતરજામી જાણતો ભલો હતો કે દિલ્હી આવેલી ગોરાંદે સાચી ગુજ્જરકુંવરી નહોતી.

# પ્રકરણ ૧૬ મું : : મીણા રાણી મદાલસા

દેવળદે બનીને દિલ્હી આવેલી ગોરાંદે ગુર્જરીની વાત દાટી દઈયે ઊંડો ખાડો ગાળીને. દાટી દેવાજોગ વાતો જગછતરાઈ કર્યે ફાયદો ય શું ?

પરંતુ મુસ્લીમ તવારીખનવેશો આવી પોરસ લેવા જોગ વાત છાની રાખે શું ? પાદશાહ અલાઉદ્દીનની તવારીખ લખનારા ખુશામતખોર તવારીખનવેશોએ તો ભારે ઉત્સાહપૂર્વક લખી નાંખ્યું :

'ગુજ્જરકુંવરી દેવળદે શાહજાદા ખીજરખાંના મૃત્યુ પછી પાદશાહ ઉંમરની હુરમ બની. ઉંમરની હત્યા પછી દેવળદે પાદશાહ મુબારકનાં ઘરમાં બેઠી. અને મુબારક મૂવા પછી એ વટલાઈને મુસલમાન બનેલા ખુશરૂની ઓરત બની રહી !

હદ વળોટી, ધરતીનું સરું આવી ગયું.

આર્ય નારીનાં સતીત્વ અને સંસ્કાર સાથે જેને સ્નાનસૂતક નહોતું એવા વિધર્મી ઇતિહાસકારો લખી ગયા છે કે ગુજજર કુંવરી દેવળદેએ એક ભવમાં એક નહિં ચાર ચાર ભવ કર્યાં છે. દેવળદે ચાર ચાર ખાવિંદની ઢોલિયા ઢીંગલી બની છે.

શું કહેવું એ અવળચંડા ઇતિહાસકારોને ?

પરંતુ બિચારા ઈતિહાસકારોનો શું દોષ ? એક તો એ પાદશાહને ખુશ કરવા ખાતરજ તવારીખ લખતા'તા. વળી તેઓ જે સમાજમાં જન્મતા અને જીવતા એ સમાજમાં આવું બનવું બહુ સામાન્ય હતું.

ઈતિહાસ લખનારની જન્મભૂમિમાં પાણી કરતાં લોહી સોંઘું હતું. ને ઉંટડી કરતાં ઓરત સસ્તી હતી. જે સમાજની સ્ત્રીઓને સતીધર્મ સાથે સાંધોસહિયારો જ નહોતો એવા સમાજમાં ઉછરેલા ઈતિહાસકારો ગુજ્જર કુંવરીએ એક પછી એક કરીને ચાર ચાર ધણી કર્યાં હતા એવું લખે.

નર્યાનિતર્યા ધર્મઝનૂન પર રચાયેલી અને ટકી રહેલી 'ખીલજી સલતનતના ખુશામતખોર ઈતિહાસકારો બીજું લખે પણ શું ! :

જે મુલકમાં કુંવારી સતીઓ થઈ હતી, જે કોમની વિધવા હસતા મોઢે પતિની ભડભડ બળતી ચિંતા પર ચડી બેસતી એ કુળની જ રજપૂતાણી એક પછી એક કરતાં સાર ચાર ધણી કરે એવું તો મુસ્લીમ તવારીખનવશો જ લખી શકે.

જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ : પણ સાચી હકિકત તો એ છે કે હિંદના રાજારાણાઓએ પાદશાહો સુલતાનોને બેવકુફ બનાવ્યા છે. પાદશાહના જનાનખાનામાં ગોંધાયેલી કહેવાતી રાજકુંવરીઓ સાચી રાજકુંવરીઓ જ નહોતી. રાજારાણાઓએ રખાતના પેટે પેદા થયેલી રૂપાળી ગોલીઓ જ રાજકુંવરી બનાવીને દિલ્હી હડસેલી'તી.'

ઓરતને વાસના સંતોષવાનું રૂપાળું રમકડું જ માત્ર માનનારા હવસભૂખાળવા પાદશાહોએ સુંદર ગોલીઓને સાચી રાજકુંવરીઓ માની લીધી'તી.

ભારતમાં કોઈ કાળે કોઈએ પાદશાહના જનાનખાનામાં ક્યાંય સાચી રાજકુંવરીની પધરામણી થઈ નથી.

દેવળદે બનીને દિલ્હી ગયેલી ગોરાંદે ગુર્જરી શાહજાદા ખીજરખાંને મુહબ્બત કરી'તી એ સાચું. મસ્ત શાયર અમીર ખુશરૂએ 'દેવળદે ખીજરખાં' નામની અમર કવિતા રચી એય સાચું પણ ગોરાંદે ગુર્જરી ખીલજી પાદશાહતને ખતમ કરવા જ શાહજાદાને મુહબ્બત કરતી'તી.

પરંતુ રૂપજોબનની જ્વાલાઓ પાથરીને ખીલજી પાદશાહતને સમૂળી સળગાવી દેનારી ગોરાંદે ગુર્જરી દિલ્હી પહોંચી એ પહેલાં જ અલાઉદ્દીન સિંધ તરફ કૂચ કરી ગયો હતો.

એકસો ભારે તોપો અને ત્રીસ હજાર ઘોડેસ્વારોના બળુકા લશ્કર સાથે સિંધ તરફ દોટમોઢે દોડેલો પાદશાહ પચીશ પચીશ ગાઉ પર પડાવ નાંખતો.

દિલ્હીથી તે સિંધના પાટનગર ઉમરકોટ સુધીનો ધોરી માર્ગ નિર્જન બન્યો'તો. માર્ગ આજુબાજુ વસેલ ગામડાં ઉજ્જડ થયા હતા.

અસૂર જેવા નિર્દય અફઘાનોની ધાકે ધ્રૂજી ઉઠેલા ગરીબ ખેડૂતો હિલોળતાં ખેતરો રેઢાં મૂકીને ભાગી ગયા'તા. ભર્યાભાદર્યા ઘરબાર છોડીને ચાલી નીકળ્યા હતા.

લશ્કર પસાર થતું હતું એ માર્ગ આજુબાજુ વસેલા ગામોને ઉજ્જડ કરતું, સીપાહીઓ ગામડિયાના ઘરમાં ઘુસીને ધાન્ય સાથ ધન પણ લૂંટી લેતા હતા. સામો થનાર કતલ થતો હતો. સીપાહીઓ ધાન્ય સાથે જવાન ઓરતોની અસમતો પણ ચૂંથતા.

ત્યારે હિંદનો કોઈ ધણીધોરી ન હતો. ગરીબ રાંડીરાંડનું ખેતર ભેળાય એમ હરાડા, ધણખૂંટ જેવા અફઘાનોએ નિરાધાર ભારતમાં ભેળ પાડી હતી.

બળતા ગામડાના અગ્નિનો ઉજાસ શાહી લશ્કરને માર્ગ ચીંધતો,

ઘાયલ ગામડિયાની આહો અફ્ઘાન લશ્કર પસાર થયાની શાખ પૂરતી અને ઉજ્જડ બનેલા ખેતરો પાદશાહની ક્રૂરતાની ગવાહી આપતાં.

ક્રૂર વિષયાંધના વિરૂપ અવતાર સમા અલાઉદ્દીનને હિંદની તબાહી કે બરબાદી સાથે સ્નાનસૂતક નહોતું. હિંદુ ધર્મ અને સંસ્કાર, શહુર અને સ્વાતંત્ર્યનો હાડોહાડ દુશ્મન અલાઉદ્દીન દડમજલ કરતો સિંધ જઈ રહ્યો હતો.

દેશદ્રોહી ચનેસર સાથે જ હતો.

પરંતુ જાતિદ્રોહી રાજકુમાર ચનેસરનાં માનપાન ઘટી ગયાં'તાં. અવિશ્વાસુ પાદશાહ અલાઉદ્દીન એને ક્યારેક જ મળતો. ક્યારેક જ બોલાવતો.

લશ્કર પડાવ નાંખતું ત્યાં ચનેસરની નાની રાવટી ખડી કરાતી. પાદશાહના સુખસાહ્યબીથી ભરેલા જબરા તંબુથી ઘણે છેટે ખોડાતી ચનેસરની નાની રાવટી ફરતો અફ્ઘાનોનો પાકો પહેરો ચડતો.

ત્રણ દિ' વળોટી ગયા. ત્રણ પડાવ પડ્યા ને ઉપડ્યા.

ચોથા દિવસે સૂરજ આથમવા ટાણે રાવટી બહાર શૂન્ય મને બેઠેલા ચનેસર સામે આવી ઉભેલો પાદશાહ હો હો કરતો બોલ્યો: 'રાજકુમાર, ખેરિયત છે ને?'

લળી લળીને સલામો કરતો ચનેસર દુઃખભર્યાં સ્વરે બોલ્યો: 'જહાંપનાહ, કોઈ તકલીફ તો નથી પણ......'

'મગર શું?'

અકળાયેલો ચનેસર મુંઝવણભર્યા સાદે બોલી ગયો: 'મને સમજ નથી પડતી હજુર, કે હું દોસ્ત છું કે દુશ્મન? હું તે શાહી મહેમાન છું કે કેદી?'

દેવળદે બનીને દિલ્હી ગયેલી ગોરાંદે ગુર્જરી શાહજાદા ખીજરખાંને મુહબ્બત કરી'તી એ સાચું. મસ્ત શાયર અમીર ખુશરૂએ 'દેવળદે ખીજરખાં' નામની અમર કવિતા રચી એય સાચું પણ ગોરાંદે ગુર્જરી ખીલજી પાદશાહતને ખતમ કરવા જ શાહજાદાને મુહબ્બત કરતી'તી.

પરંતુ રૂપજોબનની જ્વાલાઓ પાથરીને ખીલજી પાદશાહતને સમૂળી સળગાવી દેનારી ગોરાંદે ગુર્જરી દિલ્હી પહોંચી એ પહેલાં જ અલાઉદ્દીન સિંધ તરફ કૂચ કરી ગયો હતો.

એકસો ભારે તોપો અને ત્રીસ હજાર ઘોડેસ્વારોના બળુકા લશ્કર સાથે સિંધ તરફ દોટમોઢે દોડેલો પાદશાહ પચીશ પચીશ ગાઉ પર પડાવ નાંખતો.

દિલ્હીથી તે સિંધના પાટનગર ઉમરકોટ સુધીનો ધોરી માર્ગ નિર્જન બન્યો'તો. માર્ગ આજુબાજુ વસેલ ગામડાં ઉજ્જડ થયા હતા.

અસૂર જેવા નિર્દય અફઘાનોની ધાકે ધ્રૂજી ઉઠેલા ગરીબ ખેડૂતો હિલોળતાં ખેતરો રેઢાં મૂકીને ભાગી ગયા'તા. ભર્યાભાદર્યાં ઘરબાર છોડીને ચાલી નીકળ્યા હતા.

લશ્કર પસાર થતું હતું એ માર્ગ આજુબાજુ વસેલા ગામોને ઉજ્જડ કરતું, સીપાહીઓ ગામડિયાના ઘરમાં ઘુસીને ધાન્ય સાથ ધન પણ લૂંટી લેતા હતા. સામો થનાર કતલ થતો હતો. સીપાહીઓ ધાન્ય સાથે જવાન ઓરતોની અસમતો પણ ચૂંથતા.

ત્યારે હિંદનો કોઈ ધણીધોરી ન હતો. ગરીબ રાંડીરાંડનું ખેતર ભેળાય એમ હરાડા, ધણખૂંટ જેવા અફઘાનોએ નિરાધાર ભારતમાં ભેળ પાડી હતી.

બળતા ગામડાના અગ્નિનો ઉજાસ શાહી લશ્કરને માર્ગ ચીંધતો,

ચાયલ ગામડિયાની આહો અફઘાન લશ્કર પસાર થયાની શાખ પૂરતી અને ઉજ્જડ બનેલા ખેતરો પાદશાહની ક્રૂરતાની ગવાહી આપતાં.

ક્રૂર વિષયાંધના વિરૂપ અવતાર સમા અલાઉદ્દીનને હિંદની તબાહી કે બરબાદી સાથે સ્નાનસૂતક નહોતું. હિંદુ ધર્મ અને સંસ્કાર, શહુર અને સ્વાતંત્ર્યનો હાડોહાડ દુશ્મન અલાઉદ્દીન દડમજલ કરતો સિંધ જઈ રહ્યો હતો.

દેશદ્રોહી ચનેસર સાથે જ હતો.

પરંતુ જાતિદ્રોહી રાજકુમાર ચનેસરનાં માનપાન ઘટી ગયાં'તાં. અવિશ્વાસુ પાદશાહ અલાઉદ્દીન એને ક્યારેક જ મળતો. ક્યારેક જ બોલાવતો.

લશ્કર પડાવ નાંખતું ત્યાં ચનેસરની નાની રાવટી ખડી કરાતી. પાદશાહના સુખસાહ્યબીથી ભરેલા જબરા તંબુથી ઘણે છેટે ખોડાતી ચનેસરની નાની રાવટી ફરતો અફઘાનોનો પાકો પહેરો ચડતો.

ત્રણ દિ' વળોટી ગયા. ત્રણ પડાવ પડ્યા ને ઉપડ્યા.

ચોથા દિવસે સૂરજ આથમવા ટાણે રાવટી બહાર શૂન્ય મને બેઠેલા ચનેસર સામે આવી ઉભેલો પાદશાહ હો હો કરતો બોલ્યો: 'રાજકુમાર, ખેરિયત છે ને?'

લળી લળીને સલામો કરતો ચનેસર દુઃખભર્યા સ્વરે બોલ્યો: 'જહાંપનાહ, કોઈ તકલીફ તો નથી પણ.....'

'મગર શું?'

અકળાયેલો ચનેસર મુંઝવણભર્યા સાદે બોલી ગયો: 'મને સમજ નથી પડતી હજુર, કે હું દોસ્ત છું કે દુશ્મન? હું તે શાહી મહેમાન છું કે કેદી?'

'હો–હો' કરતો હસી પડેલો પાદશાહ કઠોર સાદે બોલ્યો : 'રાજકુમાર, તમે સલતનતના દોસ્ત છો. શાહી મહેમાન છો.'

'હજુર, મારી રાવટી ફરતી અફઘાનોની ચોકી ચડે છે. મને મોકળા મને હરવા ફરવાની ય મનાઈ છે. હું સામાન્ય સીપાહી સાથે સામાન્ય વાત કરું છું ત્યારેય તમારો નાયક સમોવચ હાજર રહે છે. હું તે મહેમાન છું કે શાહી કેદી ? મારી ચોકી કરનાર મારા ખિદમતદાર છે કે ચોકિયાત ?'

ચનેસરના સવાલોના જવાબ આપવા બદલે પાદશાહે સામો પ્રશ્ન કર્યો : 'રાજકુમાર, તમારી તહેનાતમાં રહેતી તુરક બાંદીઓ તમને પસંદ છે ને ? બાંદીઓ તમારું દિલ બહેલાવે છે કે નહિ ?'

પાદશાહના અણધાર્યા સવાલ સાંભળીને મુંઝાયેલો ચનેસર ઉતાવળા સાદે બોલી ઊઠ્યો : 'ખુદાવિંદ, તમે તુરકાણ બાંદીઓને મારું દિલ બહેલાવવા નીમી છે કે મારી પર નજર રાખવા ?'

ઊંહું ગરકતો પાદશાહ ધીરા સાદે બોલ્યો : 'રાજકુમાર, તમે દોસ્ત છો. તમારી બેઈજ્જતી કરનારને હું કડી સજા કરીશ.'

ચનેસરની ચાકરી કરતી બાંદીઓ તરફ ડારતી નજરે જોતો પાદશાહ કરડા સાદે બોલ્યો : 'યાદ રહે. સિંધના રાજકુમાર પાદશાહના દોસ્ત અને શાહી મહેમાન છે. એની ચાકરી કરવામાં બેદરકાર રહી છે તો......'

'ખુદાવિંદ, અમે શાહી મહેમાનનો પડ્યો બોલ ઝીલશું. જમીન પર પંડ પાથરશું.' તુરક બાંદીઓ સામટી બોલી.

'રાજકુમારે શિકાયત કરી છે તો........'

'જહાંપનાહ, રાજકુમારને અમારા ઉરનાં ઓશીકા પર સુવાડશું પછી ?'

'હં......' કહેતો પાદશાહ ચાલતો થઈ ગયો.

ચનેસરની રાવટી પર પહેરો ભરતા અફઘાન મોવડી સામી નજર કરીને પાદશાહ બોલ્યો : 'જમાદાર, યાદ રહે. ચનેસર શાહી કેદી છે. એના પર પાકી નજર રાખજે. નજરકેદી રાજકુમાર છાવણીમાંથી છટકી જાય નહિ.'

'જહાંપનાહ, હું યાકુબ...... મારા સીપાહીઓ સજાગ છે. મારા શિકારી કૂતરાઓ ભાગેડુને પાતાળમાંથી ય પકડી પાડવાની તાલીમ પામેલા છે. ચનેસરના બન્ને પડખે સૂતી તુરક બાંદીઓ વેવલી નથી.'

'જમાદાર, આપણે સિંધ પહોંચીએ ત્યાં સુધી ચનેસરને જાળવી લેજે. સિંધ પહોંચ્યા પછી......'

'પછી શું ?'

'કુછ નહિ. કુછ નહિ' પાદશાહે વાતનો ઓળોઢોળો કર્યો.

અલાઉદ્દીને ભલે વાત છુપાવી પરંતુ એની વિરૂપ નિર્દયતાનો અનુભવી યાકુબ જમાદાર પામી ગયો કે સિંધ અને સિંધની રાજકુંવરી સુભગાને હાથ કર્યા પછી પાદશાહ ચનેસરને કાં તો હાથીપગે કરશે ને કાં તો ફાંસીએ લટકાવશે.

આ સિવાય બીજું બને જ નહિ ! બન્યું પણ નહોતું. બનવું ય ના ઘટે. વિશ્વાસઘાતીનો કરૂણ અંજામ જ આવવો ઘટે.

એનાં કર્યાં એ ભોગવશે, પણ સિંધનું સત્યાનાશ વાળવાની અને સૌંદર્યવતી સુમરીઓનાં સામટાં અપહરણો કરવાની મેલી મુરાદ સેવતો પાદશાહ હવે કોઇ ઉપાયે કે કોઇપણ ભોગે પાછો ફરવાનો નહોતો.

શિકાર પાછળ દોડેલા વિકરાળ વરૂઓ જેવા શાહી ઘોડેસવારો સિંધની દશ્યે દોડ્યા જતા હતા.

અલાઉદ્દીન સિંધ પર ચડ્યો છે એવા વરવા વાવડ સાંભળતાં જ સારાયે પશ્ચિમ ભારતમાં ભયંભર્યો સોપો પડી ગયો'તો.

અલાઉદ્દીનની આસૂરી વૃત્તિના અનુભવીઓ સરા જાહેર કહેતા: ઈશ્વર પણ સિંધને ઉગારી નહિ શકે. કોઈ માઈનો પૂત સિંધની સુમરીઓનાં સતીત્વનું રક્ષણ નહિ કરી શકે.'

વાની કાંધે ચડેલી પાદશાહી કૂચની દિલ કંપાવનારી વાત જોત જોતામાં તો સારાય હિંદના ખૂણે ખૂણે ફરી વળી.

હૈયુંવિદારનારી વાત સાંભળીને મેવાડના રાણા હમીરને વરવા આવેલી ગુજ્જરકુંવરી દેવળદે મરજાદા ઉન્નાળીને ભાવિપતિ રાણા હમીર સામે પડી થઈ.

ગુજ્જરકુંવરીના રૂપમઢયા ચહેરા પર છવાયેલી કાળજું વાઢનલ વ્યથા જોઈને ચમકેલા રાણા હમીરે સવાલ કર્યો 'છે શું? ગુજ્જરકુંવરી, આવડું બધું છે શું?'

'રાણાજી, હુ સમજું છું. તમારા સ્થિતિસંજોગ પણ જાણું છું. મારા બદલે મારી રૂપાળી વડારણ ગોરાંદે ગુર્જરી દેવળદે બનીને દિલ્હી જઈ છે. દિલ્હી પહોંચેલી ગોરાંદે ગુર્જરીનું અંતર તો એક અંતરજામી જાણતો ભલો છે. એનો ઉપકાર હું મરીશ તો ય નહિ ભૂલું. એના ભવ્ય ત્યાગ અને ભીપણ બલિદાનને ભારતવાસીઓએ ભૂલવા ના જોઈ.'

'બોલો.' રાણા હમીરે ઉત્સાહ દાખવ્યો.

ગુજ્જરકુંવરી રણકતા સાદે બોલી: 'રાણાજી, તમે કૃપા કરીને ભાગેડુ કરણ વાઘેલાની કુંવરીનો સ્વીકાર કરવા સંમત થયા, ત્રણ દિ' પછી શુભમૂરતે હું તમારી રાણી બનીશ. ગુજ્જરકુંવરી મટીને મેવાડની મહારાણી થઈશ. પણ......'

'પણ શું?'

'રાણાજી, સમંદરમાં જાગતા વિકરાળ વાવડા જેવો પાદશાહ સિંધનો ભયંકર વિનાશ કરશે. તમે અલાઉદ્દીને મેવાડની કરેલી તબાહીને નજરોનજર નિહાળી છે. મેં ગુજરાતની થયેલી બરબાદી મારી સગી આંખે જોઈ છે. તમે મેવાડની તબાહીના સાક્ષી છો ને હું છું ગુજરાતની બરબાદીની શાહેદ. રાણાજી, અલાઉદ્દીન સિંધ પર ચડ્યો છે. વા–વંટોળ વેગે એ સિંધ પહોંચશે. એ નિર્દય સિંધના સ્વાતંત્ર્ય સાથે સૌન્દર્યવતી સુમરીઓના સતીત્વ પણ લૂંટશે. બીજું બને જ નહિ. હિંસક પાસે અહિંસાની આશા રાખવી વ્યર્થ.'

'હા-ભૂમિભૂખ્યો ને રૂપશિકારી અલાઉદ્દીન સિંધને ગુલામ બનાવશે. રૂપાળી સુમરીઓની લાજ લૂંટશે. હિંદુઓને બળજબરીથી વટલાવશે. પાવિયો મંદિરો તોડીને મસજીદો ચણાવશે પણ........'

'પણ શું?' ગુજજરકુંવરીના સાદમાં ડણક ભળી.

રાણો હમીર અફસોસ નીગાળતા સાદે બોલ્યો : 'ગુજ્જરકુંવરી, તારાથી શું અજાણ્યું છે? મહાસતી પદમણીને હાથ કરવા મેવાડ પર ત્રાટકેલા નિર્દય અલાઉદ્દીને મેવાડ પર વરવો વિનાશ વેર્યો છે. પાદશાહે નીમેલો જાતિદ્રોહી માલદેવ મેવાડનો રણધણી બની બેઠો છે. મેવાડ રાજનો સાચો હક્કદાર હું આજે અરવલ્લીની અખોવર ગાળીઓમાં અથડાતો કૂટાતો ફરૂં છું. ગુજ્જરકુંવરી, રાજ ખોઈને રાનરાન રખડતો રાણો સિંધને શી રીતે મદદ કરી શકે?'

'કોઈ પણ ઉપાયે સિંધને ઉગારવો ઘટે.'

રાણો હમીર દુઃખભર્યા સાદે બોલ્યો : 'ગુજ્જરકુંવરી, મારો પ્રથમ ધર્મ ખોયેલું રાજ હાંસલ કરવાનો. પણ અલાઉદ્દીને ચિતોડ-ગઢમાં રાખેલા દશ હજાર અફઘાનોને હરાવે એટલાં રાજપૂતો મારી પાસે નથી, થોડા ભાયાતોથી ચીતોડ સર થાય નહી. ઘા ફગી જાય અને દુશ્મન ચેતી જાય તો પછી ચિતોડ હાથ કરવું અઘરુ થઈ પડે.'

'રાણાજી, કોઈપણ ઉપાયે અને કોઇપણ ભોગે સિંધને ઉગારવો ઘટે. મેવાડના રાણા રાજપૂતોના છત્રીસ કૂળમાં ઉંચેરા મનાય છે. ધર્મ રક્ષકનું બિરૂદ ધરાવનાર રાણાજીએ સિંધના ધર્મ અને સંસ્કારનું રક્ષણ કરવું જ જોઈએ.'

રાણો હમીર દુઃખભર્યા સાદે બોલ્યો : 'ગુજ્જરકુંવરી, મેવાડ રાજપૂતોના માથાના મંદિલ સમું મનાય છે અને...'

'અને શું......'

'ગુજ્જરકુંવરી, સિંધ તો મેવાડરાજના આદિસ્થાપક બાપ્પા રાવળનું સાસરૂં અને મેવાડા રાણાનું મોસાળ છે'

'હેં...'

'હા. બગદાદના ખલીફાનો સેનાપતિ મહંમદ–બીન–કાસીમ સિંધના હિંદુ રાજાની દાહીરને હણીને એની બે રાજકુંવરીઓના હરણ કરીને બગદાદ ભણી રવાના થયો હતો. કાસીમના હાથમાં પકડાયેલી દાહિરની રૂપાળી કુંવરીઓએ પોતાના પુરોહિત દ્વારા બાપ્પા રાવળને વિનંતી કરી હતી કે તમે સુરજવંશી. અબળાના આધાર. અમને મલેચ્છના હાથમાંથી છોડાવો. અમારી વહારે ચઢો. યાદ રહે, અમે શુદ્ધ રાજપૂતાણીઓ છીએ. તમે અમારી વહારે નહીં ચડો તો મલેચ્છ અમને બગદાદ ભેગી કરશે. પરંતુ અમારા સતીત્વને અભડાવવાનો સમો જાગશે તો અમે આત્મહત્યા કરશું.'

'પછી બાપ્પા રાવળ સિંધની રાજકુંવરીઓની વહારે ચડયા?'

'હા, ચડયા. સિંહ જેવા બાપ્પા રાવળ ખલીફાના સેનાપતિ કાસીમને મુલતાન આગળ આંબી ગયા. મારકણા મેવાડા અને અરણા પાડા જેવા આરબો વચ્ચે ખૂંખાર જંગ જામ્યો. પણ ન્યાય બાપ્પા રાવળના પક્ષે હતો. ન્યાય ત્યાં જય. બાપા રાવળથી હારેલો કાસીમ જીવ લઈને ભાગી ગયો. કાસીમના હાથમાંથી આંચકી લીધેલી સિંધની

બંને રાજકુંવરીઓને બાપ્પા ચિતોડ લઈ આવ્યા. થોડા દિ' વળોટયા કે પરાક્રમપુંજક સિંધુ રાજકુંવરીઓ બાપ્પા રાવળને વરી.'

'હા.'

'ગુજજરકુંવરી, સિંધ એ મેવાડનું વહાલું સગું છે. મેવાડના રાણાનું મોસાળ છે. આફતમાં ફસાયેલા મોસાળિયાને મેવાડે મદદ કરવી ઘટે. પણ રાજ ખોઈને રાનરાન રખડતો હું સિંધને શું મદદ કરી શકું?'

'કોઈ ઉપાયે અને કોઈપણ ભોગે.' દેવળદે બોલી.

ઊંડા વિચારમાંથી જાગેલો રાણો હમીર ઉત્સાહભર્યા સાદે બોલ્યો: 'સાંભર્યું—સાંભર્યું.'

'શું?'

'ગુજજરકુંવરી, હું કે મેવાડ સિંધના સુમરા રાજવી ધોધા-રાજને મદદ નહિ કરી શકીએ. મેવાડ રાજના આદિસ્થાપક બાપ્પા રાવળને મેવાડનું રાજ રળી આપનાર અગુણા પાનોર અને ઉંદ્રિના ભીલ જોદ્ધાઓ પણ સિંધ તરફ જતા શાહી લશ્કરને અટકાવી નહિ શકે.'

'તો?'

'ગુજજરકુંવરી, ધારે તો રાજસ્થાનના સીમાડે આવેલી ડુંગરાળ અને અખોજર રિયાસતની સુવાંગ માલીકણ મીણાંરાણી મદાલશા શાહી લશ્કરનો સફળ સામનો કરી શકે.'

દેવળદેએ મીણાંનું કે મીણાં રાણી મદાલશાનું નામેય સાંભળ્યું નહોતું. મીણાં કેવા હોય તે પણ એ જાણતી નહોતી. અચરજ વાગોળતી ગુજજરકુંવરીએ પ્રશ્ન કર્યો: 'મીણાં કેવા હોય? કેવા છે? મીણાં રાણી મદાલશા કેવડી છે? છે કેવી?'

રાણા હમીરે વાત કરી: 'ગુજજરકુંવરી, ઉજળિયાત સ્વાતંત્ર્યપ્રિય ભીલોને જંગલી માને છે. અસંસ્કારી ધારીને એને

ઘૃણાભરી નજરે જુએ છે. ભીલો સાથે વહેવાર કરતાંયે આંચકો અનુભવે છે. પણ સંસ્કારી સમાજ ધારે છે એટલાં ભીલો અસંસ્કારી નથી.'

'હા.'

'ગુજજરકુંવરી, ભીલો આ ભૂમિના મૂળ વતની, સાચા માલિક. ભીલો પાસેથી રાજપૂતોએ ભૂમિ પડાવી લીધી. ભીલો જંગલ ઊંડાણે જઈ વસ્યા.

'પણ ભીલો ક્રૂર નથી કે નથી કામી. ભીલડી છાનાં પાપ કરતી નથી. એ છાનાં પાપ શીદને કરે? ભીલડીઓ પુરુષ જેટલી જ સ્વતંત્ર છે. ભીલ જુવાનડી પોતે જ પતિ પસંદ કરે છે. પરણ્યા પહેલાં પણ પતિસુખ માણી શકે છે. પછી ભલા ભીલડીને છાનાં પાપ કરવા પડે શીદને?'

'ભીલડીઓને ભારે સુખ.'

'ગુજજરકુંવરી, એમાંયે બાપ્પા રાવળને મેવાડનું રાજ રળી આપનાર અગુણા પાનોરના દેવવંશના ભીલભીલડીઓ અને ઊંદ્રિના બલીવંશના ભીલભીલડીઓ તો અન્ય ભીલોથી સાવેય નોખાં તરી વળે છે.'

'કારણ?'

'ગુજજરકુંવરી, અગુણા પાનોર અને ઊંદ્રિના ભીલો એમ માને છે કે અમે રાજપૂત જણેતા અને ભીલ બાપનો વસ્તાર છીએ. ત્યારે રાજપૂતો એમ કહે છે કે અમારો કોઈ મનફર જુવાનિયો ભીલ નવોઢાના રૂપમાં મોહી પડ્યો હતો એનો આ વંશવેલો છે. એ તો જે હો તે, પણ એક વાત સાચી કે અગુણા પાનોર અને ઊંદ્રિના ભીલભીલડીઓની નાડગોમાં રાજપૂત લોહી વહે છે.'

'મીણાંની વાત કરો. મીણાંરાણી મદાલશા કેવી અને કેવડી છે એ કહો.'

રાણો હમીર હસીને બોલ્યો : 'ગુજરકુંવરી, ઉજળિયાત જેમ જંગલી ભીલોને અડતા નથી કે વહેવાર કરતા નથી એમ ભીલો પણ મીણાંને અડતાં નથી કે એની સાથે વહેવાર પાડતાં નથી.'

'જંગલીનાયે જંગલી કહોને.'

'કહેવું હોય તો કહી શકાય' રાણો હમીર ગંભીર સાદે બોલ્યો : 'રાણી મદાલશાને જોતાં તો એમ જ લાગે કે ઈન્દ્રની શ્યામલી અપ્સરા ભૂલી પડીને ભૂમિ પર ભટકવા મંડી છે.'

'હા.'

'ગુજરકુંવરી, મીણાં કહે છે કે અમારી ઉત્પત્તિ થઈ છે માછલીમાંથી–અમારી આદિ જણેતા ભલે માછલી હતી પરંતુ અમારો બાપ હતો જગતનો પહેલો સાહસિક ને સમુદ્રયાત્રી ઋષિ અગસ્થ.'

'કર વાત.'

'ગુજરકુંવરી, મીણાંની વાત હસી કાઢવા જેવીયે નથી. મને લાગે છે કે સમુદ્રયાત્રી રૂષિ અગસ્થ પણ મહર્ષિ પારાસર જેમ મછગંધામાં મોહ્યા હતા ને પરિણામે વેદ વ્યાસનો જન્મ થયો હતો એમ કોઈ આકર્ષક માછણ પર મોહી પડ્યા હશે ને માછણને ગર્ભ રહ્યો હશે. એનો વસતાર આ મીણાં. મીન એટલે માછલું. મીનામાંથી બન્યું મીણાં.'

'બને તો બને ય ખરું.'

'ગુજરકુંવરી, સમાજે હડસેલી મૂકેલી મીણાં કોમ આજે ભલે જંગલી જીવતર જીવે છે છતાં એના સમાજજીવનમાં આર્ય ભાવનાનાં દર્શન થાય છે.'

'ગુજ્જરકુંવરી, રાજસ્થાનના સીમાડે આવેલી ઝાડી અને ડુંગરાથી ઘેરાયેલી ભોમકામાં વસતા મીણાં બડા બહાદુર છે. સાવેય કુદરતી જીવન જીવતાં મીણાં પુરુષો માત્ર લંગોટ ભીડે છે ને મીણાં સ્ત્રી પહોળા પાંદડાં વતી કાયા ઢાંકે છે. વારપરબે નહાતી મીણાં સ્ત્રી ઉપરવાસ નીકળી હોય તો માઝનિયા બોકડા જેવી ગંધાય છે. એના ઓળ્યાચોળ્યા વગરના ઝંટિયાના ઝટુકલાં એના ચોખંડા ચહેરાને વધુ વિરુપતા બક્ષે છે.'

'વોય મા!'

'છતાં ન્યાય ખાતર કહેવું પડે કે નર્યું જંગલી જીવતર જીવતાં મીણાં–મીણીઓ વ્યભિચારી નથી. મીણાંનું ચોખલિયું પંચ વ્યભિચારીને દેહાંત દંડ આપે છે.'

'આ નવું.' ગુજ્જરકુંવરી અચરજભર્યા સાદે બોલી ઉઠી: 'આવા મીણાંની રાણી મદાલશા કેવી છે? કેવડી છે?'

'નજરોનજરે તો નથી દીઠી પણ વાત તો સાંભળી છે કે મીણાં રાણી મદાલશા છે ખુબ સુંદર. પચીસ વર્ષની મેદાલશા પરાક્રમી છે. સારીયે મીણાં કોમ રાણી મદાલશાનો પડયો બોલ ઝીલે છે. મીણાંની સુવાંગ માલીકણ મદાલશા સમજુ અને સમાપારખુ પણ છે.'

'રાણાજી, મોટી પચીસ વર્ષની થઈ છતાં મદાલસા હજુ કુંવારી જ છે?'

'હા. મીણાંની પૂજ્ય રાણી મીણાં પુરુષને પરણી શકતી નથી. રાણી પરણે છે, બ્રાહ્મણને કાં તો રાજપૂતને.'

'ભોગ બિચારાના.'

પણ કોઈ વિચાર આવતાં ચોંકી ઉઠેલો રાણો હમીર ઉત્સાહ ભર્યા સાદે બોલી ઊઠ્યો: 'ભલું સાંભળ્યું. મીણાં રાણી પરણી છે,

સુમરા રાજપૂતને. રાણીનો પતિ સિંધનો સુમરો સિંધ પર આક્રમણ કરવા જતાં લશ્કરનો સામનો કરવા રાણી મહાલશાને સાબદી બનાવશે. તૈયાર થયેલી રાણી મહાલશાની હાકલ થતાં જ એક હજાર મીણાં અને એક હજાર મીણીઓ એનો હુકમ બજાવવા એકઠાં થશે.'

'રાણાજી, તાબડતોડ મીણાં રાણી મહાલશાને ખબર આપો કે ખૂની અલાદિયાએ સિંધ પર ચડાઈ કરી છે. એને રોકો, પાછો વાળો, પાદશાહ સિંધને ખેદાનમેદાન કરી નાખશે.'

ને રાણા હમીરે પોતાના અંગત સામંતને મીણાં રાણી મહાલશાને ખબર કરવા દોડાવ્યો.

પરંતુ સજાગ મીણાંની ચકોર રાણી મહાલશાને ચેતવવાની જરૂર જ નહોતી. એ તો પાદશાહના લશ્કરને હતું નહોતું કરવા સઘળી તૈયારી કરી ચુકી હતી.

પણ અલાઉદ્દિનના જોરાવર લશ્કર સામે એક હજાર મીણાં જોદ્ધા કેટલો વખત ટકી શકે? મીણાં રાણી પોતાના જાતભાઈઓને બીન હેઠળ કચડાવી મારી નાખે એવી મૂર્ખ નહોતી.

મહાલશાએ રાણા હમીરના સંદેશવાહક સામંતને 'હું જાણું છું.' આટલો સંદેશ આપીને રવાના કરી દીધો. ને મહાલશા કામે વળગી.

એણે આસપાસના જંગલોમાંથી પાંચસો જેટલી જંગલી ભેંસો હાંકા કરાવીને એક સ્થળે ભેગી કરાવી.

આ જંગલી ભેંસો ગર્યની ભેંસો કરતાં જુદી જ ઓલાદની હતી. સામાન્ય ભેંસનાં શીંગડાં પાછળ વધ્યાં પછી થોડાં આગળ વધે છે. ગર્યની ભેંસોનાં શીંગડાં તો ચાર ચાર વળ ખાઈને માથા પર જ રહે છે.

ત્યારે આ ભેંસોના શીંગડાં આગળ વધેલાં હતાં. સીધા અને

અણીદાર હતાં. બે બે હાથ લાંબા, ભાલાં જેવી અણીવાળા શીંગડાવાળી ભેંસો જોરૂકી અને ઝનૂની હતી.

માણસને જોતાં જ ભુરાંટી થતી આ ભેંસો માટે મદાલશા કહેતી : મનુષ્ય પ્રયત્ને કરીને કે કુદરતી લીલાએ દાંતડિયા સુર સાથે ગામેરુ ખડેલી મળી હશે એમાંથી આ ઓલાદ પેદા થઈ હશે.

એ તો જે હો તે પણ રાણી મદાલશાની રિયાસતના જંગલમાં નિર્બંધ રહેતી ભેંસો ભયંકર અને ઝનૂની હતી.

રૂડું રાંધણાં ટાણું થયું ત્યારે દરિયાના ઉછળતા લોઢ પેઠે હિલોળા લેતું પાદશાહનું જબરું ઘોડેસવાર લશ્કર રાણી મદાલશાની રિયાસતની હદને ઘસાઈને નીકળ્યું.

રસ્તાની બન્ને બાજુએ પાંચસો પાંચસો વાંભ ઊંચા ડુંગરો આવેલા હતા. એની સામે સો વાંભ ઊંચી ટેકરી ઓળંગીને માર્ગ જતો'તો.

ઊંચા ડુંગરો વચ્ચે ખીણ નહોતી. પરંતુ આદિકાળથી ઘસારો ખમતો માર્ગ ચારેક હાથવા ઊંડો ઊતરી ગયો'તો. બે ડુંગર વચ્ચે થઈને જતો રસ્તો સાંકડોય નહોતો. પચાસ ઘોડાં એકી સાથે ચાલી શકે એટલો પહોળો માર્ગ સામે આવેલી એકસો વાંભ ઊંચી ડુંગરી ઓળંગ્યા પછી સમથળ બનતો. મદે છકેલા પાદશાહ અલાઉદીનને કોઈનો ડર નહોતો. ત્રીસ હજાર ઘોડેસવારના જોરૂકા લશ્કરનો સામનો કરવા કોઈ સમર્થ પણ નહોતો.

રૂપરાશી સુભગાના રૂપજોબનની ભોગવણીના દીવાસ્વપ્નોમાં રાચતો કામૂક પાદશાહ નાચતા હૈયે કૂચ કરતો'તો.

લશ્કરના મધ્યમાં હાથી પર બેઠેલો પાદશાહ ચોતરફ નજર ફંગોળતો. પહાડી ઘોડાના અસવારો જોઈને મનમાં મલકાતો

અલાઉદ્દીન હાથીના હોદા પાછળ ઉભેલી તુરક બાંદીનું અળખામણું અડપલું કરતો બોલ્યો : 'અમે લોંડી, બોલ. કોઈ રાજામહારાજા મારી સામે ટકી શકે ખરો ?'

'ના—ખુદાવિંદ.'

બે બે ગાઉમાં પથરાયેલા ડુંગરો વચ્ચે થઈને વહેતો માર્ગ પહોળો પણ લાંબો હતો. શાહી લશ્કર ડુંગર વચ્ચે આવેલો માર્ગ કાંપતું હતું. ને હાકલાપડકારા કરીને ડુંગરી પર એકઠી કરેલી ભેંસો ભુરાંટી થઈને ભાગી છુટવાનો લાગ જ ગોતતી હતી.

શાહી ઘોડેસવારો વચ્ચેના માર્ગમાં પ્રવેશ્યા. ડુંગરથી અધગાઉ દૂર રહ્યાં કે રાણી મદાલશાએ જંગલી ભેંસો રોકી ઉભેલા જુવાનોને હુકમ કર્યો: 'જુવાનો, સાબદા બનો. શાહી લશ્કર મારકામાં આવી ગયું છે. ઝાડીમાં ઝોકારી-સંતાડી રાખેલા ઊંટોના ફેરણાં પર જંગલી ભેંસોના લોહીમાં પલાળેલાં પોતાં ચોપડો. ઊંટ અકળાશે ને પછી બદલાશે. ઊંટો બદલાય કે એને ડુંગરીની ટોચ પર ભેળી કરેલી જંગલી ભેંસો પર હુડદાવી મૂકો.'

ચિત્તા જેવા ચપળ મીણા જુવાનો કામે લાગી ગયા. ડુંગરીથી થોડે દૂર આવેલી ઝાડી ઓથાણે સંતાડી-ઝોકારી મૂકેલા એકસો ઊંટના ફેરણાં પર ભેંસના લોહીમાં બોળેલાં પોતાં ચોપડયાં.

ભેંસનું લોહી નાકે છબતાં જ ઊંટો ઘો—ઘો—ઘો—ઘો કરીને બેઠા થઈ ગયા. ફાટલ ને બળુકા ઊંટોને જંગલી ભેંસો તરફ હુડદાવીને મીણા જુવાનો આઘાપાછા થઈ ગયા. પોતા તરફ વહ્યે આવતાં ઊંટોને જોતા જ ટેકરી પર એકઠી કરેલી જંગલી ભેસો ભડકી.

ભેંસ અને ઊંટ વચ્ચે 'આદિકાળથી વેર ચાલતું' આવે છે. ઊંટ ભાળીને ગામેરૂ ભેંસ ભુરાંટી બને છે પણ જંગલી ભેંસ બને છે ગાંડી. ભેંસ અને ઊંટ વચ્ચેના જાતિવેરનું આગોચર કારણ આજસુધી કોઈને સાંપડયું નથી ને સાંપડશે નહિ.

ધો–ધો–ધો નો વહરો ઘોર કરતા પોતા ઉપર ઉલળ્યા આવતા ઊંટોને જોતાં જ જંગલી ભેંસો ભુરાંટી થઇને ભાગી. ગાંડી થયેલી ભેંસોએ પાદશાહી લશ્કરના ઘોડેસવારો સામે આંધળી દોટ દીધી.

આંખ બંધ કરીને દોડેલી ભેંસો પાછળ દોડયા ઊંટો !

તોપના ગોળાવેગે દોડેલી મદમસ્ત ભેંસોની દોટને રોકવાની કોઈની તાકાત નહોતી.

પૂછડાં ઊંચાં કરી માથાં નીચાં નમાવીને દોડેલી ભેંસો જોતજોતામાં તો ઘોડેસવારો નજીક પહોંચી યે ગઇ.

પાદશાહ કાંઇ વિચારે કે બોલે તે પહેલાં તો દોડતી શિલાઓ પેઠે દોડેલી જંગલી ભેંસો ઘોડા સાથે ભટકાઈ.

હડફેટે આવેલા ઘોડને ગોથું મારીને ઉથલાવી નાંખતી પાંચસો ભેંસો લશ્કર સોંસરી પડી.

અલમસ્ત ભેંસોનો ટલ્લો લાગતો તો પહાડી ઘોડો પણ દડા પેઠે ઉછળીને દશ હાથવા દૂર જઈ પડતો.

કાળો બાંકોસો જાગ્યો. જબરી અવ્યવસ્થા થઈ પડી. દેકારો સાંભળીને પાદશાહ બરાડયો: ‘ કયા હૈ ?’

પણ જંગલી ભેંસોએ વેરેલો વરવો વિનાશ નજરે પડતાં તો નિર્દય અલાઉદ્દીન પણ આભો બનીને બોલી ગયો: ‘ આ તો ભેંસો છે કે જોગણીઓ ?’

ગાંગરતા ઊંટોએ હજુ પણ ભેંસોનો પીછો છોડયો નહોતો.

ને જોતજોતામાં તો અસંખ્ય ઘોડાઓને ઘાયલ કરતી, બહુ સંખ્ય સવારોને ખરીઓ નીચે કચડતી પાંચસો ભેંસો લશ્કર સોંસરી નીકળી પણ ગઈ.

જંગલી ભેંસો તો જતી રહી પણ એણે વેરેલો ભયંકર વિનાશ જોઇને પાદશાહે કૂચ થંભાવી દીધી.

ત્યારે એ ડુંગર વચ્ચે વહેતા પહોળા મારગો પર હજારો ઘોડા પડ્યા'તા, હજારો ઘોડેસવારો જીવ ખોઈ બેઠા'તા. પહોળા રાહદારી મારગે ખૂંખાર જંગ શમી ગયા પછીના સમરાંગણનું બીપણ રૂપ ઓઢ્યું'તું.

પાદશાહે ત્યાં જ પડાવ નાખ્યો. સાંજ સુધીમાં તો એને જાણ કરવામાં આવી કે જંગલી ભેંસોએ આપણા પંદર હજાર ઘોડા સાથે ઘોડેસવારોને ખતમ કર્યા છે.

સિંધ તરફ દોટમોઢે દોડેલો પાદશાહ જખ મારીને પાછો ફર્યો—નવું લશ્કર લેવા.

તાલંબાજ મીણારાણી મદાલશાએ પોતાના એક પણ સૈનિકનો જાન ગુમાવ્યા વિના પાદશાહના પંદર હજાર સીપાહીઓ સાથે પંદર હજાર ઘોડાને જમસદન પહોંચાડી દીધા'તા.

ધો–ધો–ધો નો વહુરો ઘોર કરતા પોતા ઉપર ઉલળ્યા આવતા ઊટોને જોતાં જ જંગલી ભેંસો ભુરાંટી થઇને ભાગી. ગાંડી થયેલી ભેંસોએ પાદશાહી લશ્કરના ઘોડેસવારો સામે આંધળી દોટ દીધી.

આંખ બંધ કરીને દોડેલી ભેંસો પાછળ દોડયા ઊંટો!

તોપના ગોળાવેગે દોડેલી મદમસ્ત ભેંસોની દોટને રોકવાની કોઈની તાકાત નહોતી.

પૂછડાં ઊંચાં કરી માથાં નીચાં નમાવીને દોડેલી ભેંસો જોતજોતામાં તો ઘોડેસવારો નજીક પહોંચી યે ગઇ.

પાદશાહ કાંઇ વિચારે કે બોલે તે પહેલાં તો દોડતી શિલાઓ પેઠે દોડેલી જંગલી ભેંસો ઘોડા સાથે ભટકાઈ.

હડફેટે આવેલા ઘોડેને ગોથું મારીને ઉથલાવી નાંખતી પાંચસો ભેંસો લશ્કર સોંસરી પડી.

અલમસ્ત ભેંસોનો ટલ્લો લાગતો તો પહાડી ઘોડો પણ દડા પેઠે ઉછળીને દશ હાથવા દૂર જઈ પડતો.

કાળો બાંકોસો જાગ્યો. જબરી અવ્યવસ્થા થઈ પડી. દેકારો સાંભળીને પાદશાહ બરાડયો: ‘ ક્યા હૈ ? ’

પણ જંગલી ભેંસોએ વેરેલો વરવો વિનાશ નજરે પડતાં તો નિર્દય અલાઉદ્દીન પણ આભો બનીને બોલી ગયો: ‘ આ તો ભેંસો છે કે જોગણીઓ ? ’

ગાંગરતા ઊંટોએ હજુ પણ ભેંસોનો પીછો છોડયો નહોતો.

ને જોતજોતામાં તો અસંખ્ય ઘોડાઓને ઘાયલ કરતી, બહુ સંખ્ય સવારોને ખરીઓ નીચે કચડતી પાંચસો ભેંસો લશ્કર સોંસરી નીકળી પણ ગઈ.

જંગલી ભેંસો તો જતી રહી પણ એણે વેરેલો ભયંકર વિનાશ જોઇને પાદશાહે કૂચ થંભાવી દીધી.

ત્યારે બે ડુંગર વચ્ચે વહેતા પહોળા મારગો પર હજારો ઘોડા પડ્યા'તા, હજારો ઘોડેસવારો જીવ ખોઈ બેઠા'તા. પહોળા રાહદારી મારગે ખૂંખાર જંગ થમી ગયા પછીના સમરાગણનું બીપણ રૂપ ઓઢ્યું'તું.

પાદશાહે ત્યાં જ પડાવ નાખ્યો. સાંજ સુધીમાં તો એને જાણ કરવામાં આવી કે જંગલી ભેંસોએ આપણા પંદર હજાર ઘોડા સાથે ઘોડેસવારોને ખતમ કર્યા છે.

સિંધ તરફ દોટમોઢે દોડેલો પાદશાહ જખ મારીને પાછો ફર્યો—નવું લશ્કર લેવા.

તાલબાજ મીણુરાણી મદાલશાએ પોતાના એક પણ સૈનિકનો જાન ગુમાવ્યા વિના પાદશાહના પંદર હજાર સીપાહીઓ સાથે પંદર હજાર ઘોડાને જમસદન પહોંચાડી દીધા'તા.

આ બનાવ અભુતપૂર્વ મનાય. પાદશાહ ખૂદ લશ્કરને દોરતો હોય ને એ લશ્કર પાછું ફર્યું હોય એવો બનાવ ભૂતકાળમાં ક્યારેય બન્યો નહતો.

પણ હકિકત હતી. સિંધ પર આક્રમણ કરવા ઉપડેલું શાહી સૈન્ય અધવચ્ચેથી પાછું ફર્યું હતું. પાદશાહને જખ મારીને પાછું ફરવું પડ્યું હતું.

બે હાથમાં બે ભાલા પકડીને ધસી આવતા જમદૂત જેવા સીધા અને અણીવાળાં શીંગડાંવાળી જંગલી ભેંસોએ એના પંદર હજાર ઘોડા સાથે ઘોડેસવારોને જમસદન પહોંચાડ્યા હતા.

ખુદ પાદશાહને પણ અચરજ પમાડે એવા બનાવનો તાગ મેળવવો સહેલો નહોતો.

સામાન્ય રીતે માનવીથી દૂર રહેતી જંગલી ભેંસો છંછેડો નહિ ત્યાં સુધી સામી મંડાતી નથી. કારણ વગર કોઈને રંજાડતી નથી. ઝાઝા માણસોને જોતાં જ જંગલમાં નાસી જવાની આદતવાળી ભેંસોએ એક સંપે થઈને ઘોડેસ્વારોનો કચ્ચરઘાણ વાળ્યો હતો. આ પહેલો જ બનાવ હતો.

ગામેરૂ ભેંસોય ઊંટને જોઈને ભુરાંટી થાય છે. પણ ભુરાંટી થઈને ભાગેલી ભેંસો આવો ભયંકર વિનાશ વેરી શકે એવી કોઈને કલ્પનાયે નહોતી.

પરંતુ સૂરજ ઉગે છે એટલે સત્ય બીના હતી. માથા આગળ વધેલાં અને અણીવાળાં શિંગડાંવાળી જંગલી ભેંસોએ શાહી લશ્કરના અડધા ઘોડા અને અડધા ઘોડેસ્વારોને ખતમ કરી નાખ્યા હતા.

ને કુદરતનો કોપ જોઈને ઢીલો પડેલો પાદશાહ લુતા લમણે પાછો વળ્યો'તો.

દિ' ઉગ્યે દિલ્હી પહોંચેલો તંતીલો પાદશાહ દિ' આથમ્યે તો પાછો વળી નીકળ્યો. ત્રીસ હજાર ઘોડેસ્વારો સાથે વળી એણે કૂચ કરી.

એ જ રસ્તે અને એ જ રફતારે શાહી લશ્કર સિંધ તરફ દોડયું જતું હતું. રાણી મદાલશાની રિયાસતની હદ નજીક પહોંચતા જ પાદશાહે હુકમ ફરમાવ્યો : 'જંગલી ભેંસોને ખતમ કરો.'

પણ......જંગલી ભેંસો પાદશાહ અલાઉદીન કરતાં ય વધુ અક્કલમંદ હતી. ઘણી શોધખોળ કરી છતાં એક પણ ભેંસ શાહી સિપાહીની નજરે ચડી નહિ.

ને પાદશાહે કૂચ જારી રાખી.

પંદર દિ' પછી શાહી લશ્કરે સિંધના સીમાડે પડાવ નાખ્યો. થાકેલા ઘોડા અને ઘોડેસવારોને આરામ આપવા ઇચ્છતા પાદશાહે ત્રણ દિ' સુધી પડાવ ઉઠાવ્યો નહિ.

દેશદ્રોહી ચનેસર સાથે જ હતો. કેદી જેવી હાલત ભોગવતા ચનેસરે પાદશાહને ઘણી શિકાયત કરી'તી. ઘણોય વિનવ્યો હતો. પરંતુ એની ફરિયાદો અને વિનંતીઓ સાંભળવાની પાદશાહને ફુરસદ જ નહોતી.

પાદશાહના કઠોર વાણીવર્તન મુલાયમ બન્યા નહોતા. અજબ અવિશ્વાસુ અલાઉદ્દિન ચનેસરને પોતાથી દૂર જ રાખતો. સુખ સાહ્યબીવાળા પાદશાહના જબરા તંબુથી ઘણે છેટે ઠોકાતી નાનકડી રાવટીમાં રહેતા દુર્ભાગી ચનેસરની કોઈ દરકાર કરતું નહોતું. સગવડ સાચવતું નહોતું.

હાડેતી પણ વિરૂપ ચહેરાવાળી બે તુરક બાંદીઓ સાથે રાત-દિ' રહેતો ચનેસર હવે તો અકળાઈ ઊઠયો હતો. એનું મુંઝાયેલું મન મનોમન સવાલ કરતું : 'હું તે દોસ્ત છું કે કેદી? હું તો મહેમાન છું કે કેદી?'

પહેલાં તો ચનેસરની રાવટી ફરતા ચાર સીપાહીઓ ચોકી કરતા. પણ સિંધનો સિમાડો આવ્યો કે ચોકિયાતની સંખ્યા વધી. ચાર બદલે બાર સીપાહીઓ ચનેસરની રાવટી ફરતો રાત દિ' ખડેપગે પહેરો ભરતા હતા.

આવતી કાલે સવારે શાહી લશ્કર સિંધની હદમાં પ્રવેશવાનું હતું. વહેલી સવારે કૂચ કરવાનો હુકમ આપીને નવરો થયેલો પાદશાહ ચનેસરને મળવા આવ્યો'તો.

ધાડુંએક અંગરક્ષકો સાથે ચનેસર સામે આવેલો પાદશાહ આવતાવેંત બોલ્યો : 'રાજકુમાર...'

પાદશાહને જોઈને ભડકેલો ચનેસર લળી લળીને સલામો કરતો બોલ્યો : 'જી– જહાંપનાહ!'

'રાજકુમાર, આવતી કાલે શાહી લશ્કર સિંધની હદમાં દાખલ થશે.'

'હા–હજુર.'

'જોતજોતામાં સિંધના પાટનગર પહોંચેલું શાહી લશ્કર સિંધ સર કરશે.'

ઘડીભર મૂંગો રહેલો ચનેસર દબાયેલા સાદે બોલ્યો : 'ખુદાવિંદ, સિંધ નધણીયાતું નથી. સિંધને સર કરવો તમે માનો છો એટલો સહેલો પણ નથી.'

'એમ ?' પાદશાહે વ્યંગ કર્યો.

'હા–હજૂર. સિંધના સુમરા શૂરા છે. સિંધુપતિ ઘોઘારાજ જવાંમર્દ છે. રૈયત પણ રાજભક્ત અને રણરસિયણ છે.'

'બાખુબ' પાદશાહના વિરૂપ ચહેરા પર ઘૃણા છવાઈ.

પણ કોઈ વાત યાદ આવતાં ચનેસરે ફરિયાદ કરી : 'જહાંપનાહ, બીજું તો ઠીક પણ હું તે શાહી મહેમાન છું કે કેદી? દોસ્ત છું કે દુશ્મન ?'

'કોણ કહે છે કે, તમે કેદી છો ?'

'તમારા વાણી અને વર્તાવ જોઈને મને મહસુસ થાય છે કે હું શાહી મહેમાન નથી, કેદી છું.'

'શિકાયત કરો.'

'પહેલાં મારી રાવટી પર ચાર અફઘાનોની ચોકી ચડતી. હવે બાર ચોકિયાતો ચોકીપહેરો ભરે છે.'

'રાજકુમાર, સિંધનો સિમાડો આવ્યો. કાલે સવારે શાહી લશ્કર સિંધની હદમાં દાખલ થશે. તમે શહેનશાહના દોસ્ત બન્યા છો એ વાત સહુકોઈ જાણે છે. સારુંયે સિંધ તમારું દુશ્મન બન્યું છે. કોઈ માથાફરેલ સુમરો તમારો જાન લે નહિ એટલા જ ખાતર તમારી રાવટી પર ચાર બદલે બાર સિપાહીઓની ચોકી ચડાવી છે.'

'હં...' ઘડીક મૂગો રહેલો ચનેસર મુંઝવણભર્યા સાદે બોલ્યો : 'એ તો ઠીક. અફઘાન ચોકિયાતો મને કનડતા નથી કે નથી નડતા; પણ આ તુરક બાંદીઓએ મને તંગ કરી નાખ્યો છે.'

'બાલો–શિકાયત કરો.'

'આ તુરકાણીઓ દિએ મારી સાથે ને સાથે રહે એ તો ઠીક· સહન થાય. પણ રાતેય મારો કેડો છોડતી નથી. મોઢાની છુટી અને નિર્લજ બાંદિઓ દિએ મારી પડખે બસે છે ને રાતે પડખે જ સુએ છે.' ચનેસર ધૃણાભર્યા સાદે બોલ્યો: 'આ તે રીત છે કાંઈ? આવી નિર્લજ ઓરતોય જન્મે છે એવું તો મેં બાંદીઓના બદ–વહેવાર જોયા પછી જ જાણ્યું.'

ઘુવડના ઘુઘવાટ જેવું નભરમું હસતો પાદશાહ વિરૂપ સાદે બોલ્યો: 'એમાં બિચારી બાંદીઓનો શું દોષ ? એ તો એની ફરજ અદા કરે છે.'

'આવી તે ફરજ નહિ હતી હોય!' ચનેસર બોલ્યો: 'હજુર, સિંધુપતિના રાજમહેલમાં ઘણીબધી વડારણો છે. એમાં કેટલીક છકેલીયે છે. છતાં કોઈ વડારણ આ બાંદિઓ જેટલી નિર્લજ નથી.'

ચનેસરની બાલીશ અકળામણ અનુભવીને અસુર જેવો અલાઉ–દિન હો–હો કરતો હસી પડયો.

ચનેસર પાછળ ઉભેલી અધુરા પહેરવેશવાળી નિર્લજ તુરક બાંદિઓ સામે આંખનો હિણો ઉલાળો કરતો પાદશાહ બોલ્યો: 'ચનેસરજી, મને લાગે છે કે શાહી બાંદિઓ તમને પસંદ નથી. એમાં બાંદિનો શું દોષ ? હું ખુદ બાર બાંદિઓના ઘેરા વચ્ચે ઊંઘું છું.'

'ખુદાવિંદ, બાંદિઓનો ભીષણ ભરડો તમને મુબારક.'

એક ઝાટકે વાતના વહેણને વાળી લેવામાં પાવરધો અને પ્રપંચી પાદશાહ મીઠા સાદે બોલ્યો: 'છોડો યે બાત. આજથી બાંદિઓ તમારાથી અલગ ઊંઘશે.'

'બડી મહેરબાની.'

'ચનેસરજી, તમે સિંધની આંગળે આંગળ ભૂમિના જાણકાર. સુમરાના સંપ અને શૌર્યનાયે અનુભવી. સિંધ ી રૈયતની મર્દાનગીનાયે માહિતગાર.'

ચનેસર ઉત્સાહભર્યા સાદે બોલી ઉઠયો : 'જહાંપનાહ, સુમરા રાજપૂતો શૂરવીર છે ભાયાત-સામતો રાજભક્ત છે અને સિંધની રૈયત જમને ય જવાબ આપે તેવી જવામર્દ છે.'

'અને સુમરીઓ ?'

'ખુદાવિંદ, ભારતમાં જેની જોડ જડતી જ નથી એવી સૌંદર્યવતી સુમરીઓય સમો જાગે તો તલવાર વાપરી જાણે છે. પ્રાણ કરતાંયે સતીત્વને મોંઘુ માનનારી સુમરીઓ પણ પડ જગાડે એવી પરાક્રમી છે.'

ચનેસરની સાચી વાત સાંભળીને પાદશાહના વિકરાળ ચહેરા પર ચિંતા છવાઈ.

કોઈ વિચાર આવતાં જ પાદશાહે સવાલ કર્યો : 'ચનેસરજી, સાચું બોલો. સિંધની રાજકુંવરી સુભગા ખૂબ રૂપાળી છે?'

'પરાક્રમી પણ.'

'ચનેસરજી, ઓરત શૂરી હોય એવું હું માનતો નથી.'

'હજુર, તમારો ઉછેર બુઝદિલ ઓરતોના ખોળામાં થયો છે એટલે તમને સુભગાના શૌર્યની વાત ગળે નહિ ઉતરે.'

અપમાન ગળી જઈને સ્વાર્થી પાદશાહ હસીને બોલ્યો : 'ચનેસરજી, ઓરત ખાવિંદનું દિલ બહેલાવે, ઘરની સારસંભાળ રાખે અને ઓલાદ પેદા કરે. આથી વધુ નાચીઝ ઓરત બીજુ કરે ય શું ?'

'અમે રાજપૂતો સ્ત્રીને દેવી માનીને પુજીયે છીએ. હિંદુ સ્ત્રીઓ એ પદને લાયક પણ છે. કેટલીક રાણીઓએ સફળ રાજવહીવટ કર્યો છે તો કેટલીક રાણીઓએ ધર્મયુધ્ધે ચડેલાં સૈન્યનું સેનાપતિપદ સંભાળ્યું છે.'

'રાજકુંવરી સુભગા ખૂબ સુંદર છે એ કબુલ, એ શૂરી હશે એની યે ના નહિ. પરંતુ સુમરા ભાયાત–સામંતોને બહેકાવીને તમારો રાજહક્ક છીનવી લેનાર સિંધુપતિ ઘોઘારાજ બુઝદિલ હશે એમાં બે મત નહિ.'

ઘોઘારાજનું નામ સાંભળતાં જ ચોંકી ઉઠેલા ચનેસરના ચહેરા પર ઘૃણા છવાઈ. એ તીખા સાદે બોલ્યો: 'જહાંપનાહ, મારા ઓલા ભવનો દુશ્મન સિંધુપતિ ઘોઘારાજ નામર્દ નથી હોં, શૌર્યના સાક્ષાત અવતાર સમો ઘોઘારાજ ધણખુંટ જેવો બળુકો અને ફરસીધર ભગવાન ફરસુરામ જેવો વિનાશક છે.'

'ક્યા બકતે હો?' મૂળ સ્વભાવને વશ થયેલો પાદશાહ બરાડયો: 'શું વાત કરો છો? ઘોઘારાજ એવો બળુકો અને બહાદુર છે?'

'હા–હજુર.'

'નામુમકિન.'

'ઘોઘારાજ પડમાં ઉતરશે ત્યારે કબૂલ કરશો.'

'ભલે.'

વિચારમાંથી જાગેલો ચનેસર ઉતાવળા સાદે બોલી ગયો: 'જહાંપનાહ, ઘોઘારાજને હાથ બેઠેલાં સંહારક શસ્ત્રની વાત સાંભળવી છે?'

'હા–હા.'

'જહાંપનાહ, ઘોઘારાજે આપસુજે એક અલૌકિક એવું ચક્કર બનાવ્યું છે. વાંભવા વ્યાસની પહોળી ઢાલની કિનારી ફરતાં પાડેલાં કાણાંમાં એણે વાભવાંની દોરીઓ પહેરાવી છે. મીણ પાયેલી મજબુત અને લાંબી દોરીઓના છેડે પાતળી બેધારી છરીઓ બાંધી છે. સેંકડો છરીઓ બાંધેલી પહોળી ઢાલ વચ્ચે પાડેલાં કાણાંમાં આંગળી ભરાવીને ઘોઘારાજ એ છરી–ચક્કર ચડાવે છે.'

'ક્યા બાત?' પાદશાહ આભો બનીને બોલી ગયો.

'ખુદાવિંદ, ચપળ અને કાંડાબળુકો ઘોઘારાજ છરી–ચક્કર ચડાવે છે. એને જબરો વેગ આપે છે. ઘોઘા રાજની આંગળી પર ફરવા માંડેલું છરી–ચક્કર જ્યારે વા વેગે ફરવા લાગે છે ત્યારે છરીઓ કળાતી નથી. ફરતી છરીઓનું તેજ ચક્કર દેખાય છે.'

'હા ..'

'જહાંપનાહ, દશ હાથના ઘેરાવામાં વિજળી વેગે ફરતી ચક્કરની છરીઓ જેને અડકે છે એને વાઢી નાંખે છે. છરી-ચક્કર અઠતાંવે ત જ દુશ્મનના માથાં ઉતરવા માંડે છે.'

'મા શા લ્લા.'

ચનેસર પોરસાતા સાદે બોલ્યો : 'હજુર, સાંભળી વાત નથી કરતો. મે ઘોઘારાજને હાથ બેઠેલા છરી–ચક્કરની વિનાશક તાકાત નજરોનજર નિહાળી છે.'

'વાત કરો.'

'હજુર, આજથી બે વરસ પહેલાં મુલતાનનો આરબ જાગીર-દાર અલ હસન મનમોજ ખાતર ઉમરકોટ ઉપર ચડ્યો હતો. બે હજાર આરબ સિપાહીઓ લઈને ઉમરકોટ આવેલાં અલ હસને લલકાર કર્યો'તો કે સુમરા પડ આપે. લલકાર સાંભળતાં જ કેસરિયાળ સાવઝ જેવો ઘોઘારાજ છરી–ચક્કર ચડાવીને એકલો અને એકલવાયો આરબો પર ત્રાટક્યો. અબુધ આરબોએ આવું હથિયાર જનમ ધરીને જોયું જ નહોતું. એની વિનાશક તાકાતથી અજાણ આરબો લાંબા ખંજરો પકડીને ઘોઘારાજ પર તળપ્યા. પણ વેગે ચડેલું છરી–ચક્કર આરબોને ઘોઘારાજ નજીક આવવા દે તો આરબો ખંજર હુલાવેને ? ચક્કર–ચક્કર ફરતાં છરી–ચક્કરે માંડ્યા આરબોનાં માથાં ઉતારવાં. છરી–ચક્કર અડ્યું નથી કે આરબનું માથુ ઉડ્યું નથી. જોતજોતામાં ઘોઘારાજે બસો આરબોનાં માંથાં ઉતારી લીધાં !

નવા હથિયારની વિનાશક તાકાત જોઈને ડરેલો અલ હસન જીવ લઈ ને ભાગી છૂટયો.'

'હા–પછી ?'

'પછી શું ?' ચનેસર હસીને બોલ્યો : 'જહાંપનાહ, અમે રાજપૂતો દુશ્મનના મોતનીયે ઈજ્જત કરીએ. છરી–ચક્કરે વાઢી નાખેલાં આરબોને અમે ઈજ્જતથી અવલમંજલ પહોંચાડયા...'

ચનેસરની વાત સાંભળીને ઊંડા વિચારમાં ઊતરી ગયેલો બાદશાહ અસાવધપણે બોલી ગયો : 'છરી–ચક્કર...મોત–ચક્કર...'

'હા–હજુર, એ મોત ચક્કર જ છે.'

'ચનેસરજી, ઘોઘારાજ એટલો બહાદૂર અને બળુકો છે ?'

'ચાલાક પણ.' ચનેસર બોલ્યો : 'સિંધુપતિ ઘોઘારાજ અમારા પૂર્વજ ઘોઘારાજ જેવો ચાલાક છે એટલે તો સુમરા એને ઘોઘારાજ બદલે ઘોઘારાણો કહે છે.'

'ઘોઘારાણો ?'

ચનેસરે વાત વણી : 'જહાંપનાહ, મૂર્તિભંજક મહમંદ ગઝનવી ભગવાન સોમનાથનું મંદિર તોડી, લિંગના ટુકડા કરીને આ મારગે થઈ ને જ પસાર થયો'તો. આ પ્રદેશથી ગઝનવી અજાણ હતો. એના સિપાહીઓ પણ બેજાણ હતા. ત્યારે મહંમદ ગઝનવીના લશ્કરનો ભોમિયો બન્યો હતો અમારો વડવો ઘોઘારાજ. ચાલાક અને ધર્મપ્રેમી ઘોઘારાજે મૂર્તિભંજક મહંમદ ગઝનવીના લાવલશ્કરને સિંધના રણની ઊભી વાટે દોર્યું હતું. સિંધના વિકરાળ અને ગોઝારા રણની ઊભી વાટે ચડેલા સિપાહીઓ થાકી ગયા. બપોર ચડે કે રણ ધખી ઉઠ્યું. ચામડી બાળનાર ઉની લુ વરસવા લાગી. નજર લંબાતી ત્યાં સુધી અફાટ રણ દેખાતું. નહોતો છાંયડો કે નહોતું

પાણી...ગઝનવીના અજાણ સિપાહીઓ સિંધના રણમાં અથડાઈ કુટાઈને મરી ગયા. પાણી પાણીના પુકાર પાડતાઢળી પડ્યા.

'ખુદ મહંમદ ગઝનવી પણ રણમાં રણ્યો. દગાની ગંધ આવતા ગઝનવીના સિપાહીઓએ ભોમિયા બનેલા ઘોઘારાણાને ખતમ કરી નાખ્યો'તો. ધર્મપ્રેમી ઘોઘારાણાએ આત્મબલિદાન આપીને ધર્મઘાતક મહંમદ ગઝનવીના લાખલેખા સિપાહીઓને કમોતે માર્યા હતા. સિંધની અઢારે આલમ ઘોઘારાણાને દેવ માનીને પૂજે છે. સુમરા વરઘોડિયાં એના થાનકે છેડાછેડી છોડે છે.'

'માન્યામાં નથી આવતું.'

ચનેસર નકાર સાદે બોલ્યો : 'જહાંપનાહ, માનવું ના માનવું તમારી મરજી. એમ તો ઈતિહાસકારોય માનતા નથી. તવારીખનવેશો કહે છે કે મૂર્તિભંજક મહંમદ ગઝનવી ગઝનીમાં આવેલા શાહી મહેલમાં સુખેથી મૃત્યુ પામ્યો હતો. પણ લોકવાયકા કહે છે કે મહંમદ ગઝનવી સિંધના રેતાળ રણમધ્યે રખડી રવડીને મૃત્યુને ભેટ્યો'તો.'

પણ બીજી જ પળે સજાગ બનેલો પાદશાહ સહેજ કરડા સાદે બોલ્યો : 'ચનેસરજી, તમે ચેતતા રહેજો. આવતી કાલે આપણે સિંધની હદમાં દાખલ થશું. કોઈ મરણિયો સુમરો તમને જોખમાવે નહિ.'

'ભલે.'

એક ઘૃણાભરી નજર ચનેસર પર નાખીને પાદશાહ ચાલતો થઈ ગયો.

ત્યારે સંધ્યા ખીલી ઉઠી હતી.

વિજોગણને વરવા ભાસતા પણ સંજોગણને મીઠા લાગતા સંધ્યાનાં સોનેરી રંગમાં નહાતા સિંધુપતિ ઘોઘારાજના રાજમહેલમાં દાખલ

થયેલા એક ફકીરે દૂવા ગુજારી : 'ખુદા ખેર રખે ..ફકીરકુ ખાના ખીલાવ બચ્ચા.'

ફકીરને જોઈને હસી પડેલા ચોકિયાતે એને ટોકયો નહિ કે રોકયો નહિ.

ઘોઘારાજના મંત્રણાખંડમાં આવી ઉભેલો એ ફકીર ઊંચા સાદે બોલ્યો : 'ખુદા ખેર રખે...'

ફકીરનો પહાડી અવાજ સાંભળતાં હડી કાઢીને દોડેલી એક જુવતી પહોળા મંત્રણાખંડમાં પ્રવેશી. ખંડમાં દાખલ થતી ધીંગી જુવાનડી પર નજર નોંધતો ફકીર બોલ્યો : 'ફકીરને રોટી આપ માઈ.'

પણ માઈનું સંબોધન સાંભળતાં જ ક્રાળઝાળ બનેલી હાંફતી જુવતી ફકીરનો કાન પકડી ત્રાડી : 'તને શરમ નથી થતી ! હું તારી માઈ છું ?'

'એ રાણી, જીભમાં હાડકું નથી તે એ જેમ ફાવે એમ વળે.'

'તારી જીભ હાલશે તો મારા હાથ હાલશે.' ધીંગી ધડબી જુવતી ડારતા સાદે બોલી : 'એ અવળચંડા, સગી બાયડીને માઈ કહેતાં શરમાતો ય નથી ?'

'ભુલ થઈ.'

'માફી માગ.' બળુકી જુવાનડી ઊંચા સાદે બોલી : 'જો તું માફી નહિ માંગે તો હું સુભગા આગળ રાવ ખાઈશ. રાજમાતા સમક્ષ ફરિયાદ કરીશ.'

'રાણી, આવી નમાલી વાત સુભગાને કહેવાય નહિ.' ધીંગી જુવાનડીને પગે લાગતો ફકીર બોલ્યો : 'માફ કર.'

સિંધના પાટનગર ઉમરકોટ મધ્યે આવેલા ઘોઘારાજના રાજ-મહેલમાં બેરોકટોક પ્રવેશેલો ફકીર અસલી ફકીર નહોતો. એ તો હતો

ઘોઘારાજના જાસુસ ખાતાનો વડો લુણીંગ. આપ આવડને સુમરા રાજવીના જાસુસખાતાનો ઉપરી બનેલો લુણીંગ જાતે હતો બહુરૂપી.

વેશપલટો કરવામાં પાવરધો લુંણીગ, ભારતના બાર પ્રાંતોની બાર ભાષા બોલી જાણતો. હિંદુ અને ઈસ્લામ ધર્મનો પક્કો માહિતગાર લુંણીગ પંડિત બનતો ત્યારે વેદની રૂચાઓ બોલતો અને ફકીર બનતો ત્યારે કુરાનના કલમો પઢતો.

એ જ્યારે સંસ્કૃત શ્લોકો બોલતો ત્યારે પંડિતો આભા બનતા. ને કુરાનના કલમો પઢતો ત્યારે મૌલવીઓ અચરજ પામતા.

જાસુસવડો લુણીંગ વફાદાર હતો. સુમરા રાજવી ઘોઘારાજનો વિશ્વાસપાત્ર હતો. કરડા સ્વભાગની સુભગા પણ ઉપયોગી જાસુસ લુણીંગનું માન જાળવતી. સુમરા ભાયાત–સામંતોય એને માનની નજરે જોતાં. એ બધું સાચું પણ લુંણીગની પરણેતર રાણી એને કાન પકડાવીને ઉઠબેસ કરાવતી.

હોય એ તો. મહાભારતનું ઘનઘોર જુદ્ધ જગાડનાર મહા જોદ્ધા શ્રી કૃષ્ણનેય પટરાણી સત્‌ભામા હથેલીમાં નહોતી નચાવતી ?

રૂડી રાત ઢળી.

પણ લુણીગ આવ્યો જાણીને ભાણું હડસેલીને દોડેલી સુભગા મંત્રાણાખંડમા પ્રવેશતાંવેંત બોલી : ‘સલામ માલેકૂમ.’

‘માલકૂમ સલામ.’ ફકીર વેશધારી લુંણીગે પડઉત્તર વાળ્યો.

રાજકુંવરી સુભગા દેવી વાજેવાજ આવેલો ઘોઘારાજ ખંડમાં મૂકેલી સાંઘાંમાચી પર બેસતાં બોલ્યો : ‘શું વાવડ છે લુંણીગ ?’

ઘોઘારાજ સામે ગોઠણ વાળી બેઠેલો લુંણીગ સાચટ સાદે બોલ્યો : ‘અન્નદાતા, શાહી લશ્કરે સિંધના સીમાડે પડાવ નાખ્યો છે. લશ્કર છે જબ્બર. પાદશાહ ખુદ લશ્કરને દોરે છે. ત્રીસ હજાર ઘોડેસ્વારનું

બળુકું સૈન્ય, એક સો તોપો અને એક હજાર લાંબી જંજાળ્યો લઈને અલાઉદ્દીન આવી ચડ્યો છે.'

'હં...બીજું કાંઈ?'

'ચનેસરજી પણ સાથે છે.'

ચનેસરનું નામ સાંભળતાં જ ભભુકી ઉઠેલી સુભગા ચીસ જેવા સાદે બોલી: 'પૂળો મૂકો એ દેશદ્રોહીના નામ પર.'

'શાંત થા–સુભગા.' ગંભીર સ્વભાવનો ઘોઘારાજ શાંત સાદે બોલ્યો.

સુભગા મૂંગી બની કે લુંણીગે વાત વણી: 'ચનેસરજી શાહી કેદીની હાલત ભોગવે છે.'

'ક્યાં ભોગવે!' સુભગા વચમાં બોલી ઊઠી.

'હં...બોલ.'

જાસુસવડો લુણીંગ ગંભીર ચહેરે બોલ્યો: 'એક સો તોપો અને એક હજાર જંજાળ્યું સાથે ત્રીસ હજાર ઘોડેસ્વારનું તોતીંગ લશ્કર લઈને સિંધ પર ચડેલા પાદશાહને પાછો હઠાવવો સહેલો નથી.'

'લુંણીગ, વિજય પરાક્રમને વરે છે–સંખ્યાને નહિ.' સુભગા ધનુટંકાર જેવા રણકતા સાદે બોલી.

'રાજકુમારી, શત્રુની તાકાતની ઓછી આંકણી કરવી ના ઘટે.'

ઘોઘારાજે સવાલ કર્યો: 'બીજું કાંઇ?'

'અન્નદાતા, મેં પાદશાહના લશ્કરની સબળાઈ કહી, હવે એની નબળાઈ વર્ણવું' લુંણીગ ગંભીર સાદે બોલ્યો: 'અફઘાનો વિકરાળ અને ઝનૂની છે; પણ એના અડધ ઝાઝેરા ઘોડા છે અજડ અને બિન કેળવાયેલાં.'

'એથી આપણને ફાયદો શું?'

'ઘણો બધો.' લુંણીગ સ્વસ્થ સાદે બોલ્યો: 'સવારો ભલે ઝનૂની અને લડાયક હોય પણ જો ઘોડા નવાસવા અને મર્યાદાની કેળવણી પામ્યા વગરના હોય તો હાર પમાડે.'

લુણીંગના મોં પર લુચ્ચું હાસ્ય છવાયું. એ ધીરા સાદે બોલ્યો: 'અન્નદાતા, શાહી લશ્કરીઓના અડધ ઝાઝેરા ઘોડા અનાડી છે. મને લાગે કે પાદશાહે આ ઘોડા હાલ તરત જ લશ્કરમાં ભરતી કર્યા છે. એ અનાડી ઘોડાને ઉશ્કેરવા ઘટે.'

'ઉપાય બતાવ.'

'ઉપાય છે સીધો અને સચોટ. સિંધ છે માલધારીઓનો મુલક. સિંધમાં ગાયોબળદો અસંખ્ય છે. ને નબળાં જાનવરોને કનડતી બગાસોનો પણ પાર નથી. લાખો બગાસો પકડાવો. પકડેલી બગાસોને માટીના કુડલામાં પુરાવો. બગાસો ભરેલા હજારો કુડલાં પાદશાહની કૂચના માર્ગ પર મૂકી દેવડાવો. ઘોડાના ડાબોટાની હડફેટે આવેલાં કાચી માટીનાં કુડલાં ફુટશે અને ફુટેલાં કુડલાંમાંથી બહાર નીકળેલી બગાસો શાહી લશ્કરના ઘોડાને વળગશે.'

'પછી શું થશે?' સુભગાએ સવાલ કર્યો.

લુણીંગ મરકીને બોલ્યો: 'પછી થશે જોયા જેવી. બગાસો ચોંટતા જ બીન તાલીમી ઘોડાઓ ઠેકશે, ભાગશે અને લાતો ઉછાળશે. ભુરાટાં થયેલાં ઘોડા બેકાબુ બનીને ફાવે એ દિશાએ દોટ મૂકશે. લશ્કરમાં જબરી અવ્યવસ્થા થશે. બગાસોએ અકળાવેલા અજડ ઘોડા સવારને પાડીને ભાગી નીકળશે.'

'પછી?'

'ઘોડા જતાં ઘોડેસ્વાર સિપાહી બળલંગ બનશે.'

થોડામાં ઘણું સમજનારી સુભગાએ નકામા પ્રશ્ન પૂછીને થાકી ગયેલાં લુણીંગને થકવ્યો નહિ.

'હું જાઉં.' લુણીગે રજા માગી.

ઘરે જવા સાબદા બનેલાં લુણીગને હાથના ઈશારે રોકતી સુભગાએ પ્રશ્ન કર્યો: 'બીજું બધું તો ઠીક પણ અજબ અવિશ્વાસુ મનાતા અલ્લાઉદ્દિને તારા પર વિશ્વાસ કેમ કર્યો?'

લુણીંગ મરકીને બોલ્યો: 'સુભગાદેવી, હરેક ઈન્સાનમાં એકાદ નબળાઈ તો હોય છે જ. પાદશાહ છે બડો ધર્મઝનૂની. હિંદુ સાધુ સંતોને જોતાં જ એની આંખોમાં ઝેર અંજાય છે. પણ સાંઈ ફકીર પર એ આંધળો વિશ્વાસ મૂકે છે. હું બન્યો ફકીર...સિંધના સીમાડે ખડી કરી દીધી પીરની દરગાહ હું બની બેઠો દરગાહનો મુજાવર.'

'હા...........'

'સુભગાદેવી, રાતોરાત દરગાહ ખડી કરી હતી પણ દરગાહ પુરાણી છે એવું દેખાડવા દરગાહ પર ધુળ છાંટી. દરગાહ પર ફાટેલો લીલો નેજો ચડાવ્યો હતો. પાદશાહે દરગાહ જોઈ. એને દરગાહ લાગી પુરાણી અને મુજાવર ભાસ્યો પવિત્ર. પાદશાહે મને સિંધની ભીતરી વાતો પૂછી. મેં બેટાને અવળા રવાડે જ ચડાવી દીધો. પાદશાહે જાહેર કર્યું કે દરગાહનો મુજાવર ચમત્કારી છે. ખુદાનો પ્યારો બંદો છે.'

'હા.'

'મને લશ્કરમાં હરવા ફરવાની છુટ મળી. મને જોતાં જ અફઘાનો મારા પગમાં પડતા. પૂછું એનો સાચો ઉત્તર આપતાં.'

'તું જબરો છે.' સુભગા સંતોષી સાદે બોલી:

'હવે હું જાઉં?' લુંણીગે વળી રજા માંગી.

'હા–આરામ કર.' ઘોઘારાજે રજા આપી.

કે રાણી ધણીને લઈને ચાલતી થઈ.

ત્યારે રાતનો પહેલો પ્રહર વીતી ચૂક્યો હતો.

રાજમાતા સંઘાદેવીના ઓરડામાં પ્રવેશેલી સુભગાના ચહેરા પર શરમ છવાઈ હતી. રાજમાતાના મોં પર ચિંતા લીપાઈ હતી. ત્યારે ઘોઘારાજનો ચહેરો હસું હસું થતો હતો.

હતુ શું ? હોય શું ? રાજમાતાએ સુભગાનાં લગ્નની વાત છેડી હતી. ચિંતા ઠાલવી'તી : 'ઘોઘારાજ, સમય બારીક છે. દેશદ્રોહી ચનેસરના પાપે દિલ્હીનો પાદશાહ સિંધ પર ચડી આવ્યો છે. શૂરા સુમરા પાદશાહના સૈન્યનું શોભતું સામૈયુ કરશે એની ના નહિ. સુમરા મરી પરવારશે પણ વિધર્મી પાદશાહને તાબે નહિ થાય. સુમરીઓ પણ પડ જગાડશે. સતીધર્મ સાચવવા પ્રાણ કાઢી નાંખશે. એ બધુ સાચું પણ પાદશાહના અસંખ્ય સિપાહીઓ સામે થોડા સુમરા કેટલી ઘડી ટકી શકશે ?'

'મા આના કરો.'

'મને રાત ને દિ' સુભગાની ચિંતા થાય છે.'

'મા, મારી ચિંતા જ કરશોમાં.'

'સુભગા, તું મા નથી એટલે એવું બોલે છે.'

'મા કહે, મા આના કરે.'

'મારે સુભગાને ઠેકાણે પાડી દેવી છે.' રાજમાતા સચિંત સાદે બોલી : 'સિંધ પર આસમાની સુલતાની ઉતરે તો........'

'બોલો.'

'ઘોઘારાજ, તારા ધ્યાનમાં કોઈ મુરતિયો આવ્યો છે ?'

'મારું મનાશે ?'

'તું સુભગાનો શંદાર છે—દુશ્મન નથી.'

'મા, સિંહણનું ધાવણ સોનાના પાત્રમાં જ ઝીલાય એમ પરાક્રમી સુભગાને જવાંમર્દ વડસરપતિ અબડો અડભંગ સિવાય અન્ય કોઈ જીરવી નહિ શકે.'

'અબડો અણભંગ મારી નજરમાંયે વસી ગયો છે. પણ......'

'પણ શું ?'

'સુભગાનું મન માનવું જોઈએ ને ?'

ધરતી પર નજર ઢાળી દેતી સુભગા બોલી : 'તમારું કરેલું લીંટું કદી નહિ ઓળાંડું.'

સુભગાનો મખરાબ મળતા જ ઉત્સાહમાં આવેલો ધોધારાજ ઉતાવળા સાદે બોલી ગયો : 'મા, શુભ મુરતે શ્રીફળ મોકલું ?'

'હા–વડસરપતિ અબડા અણભંગ જેવો જવાંમર્દ જણ કચ્છમાં બીજો એકેય નથી.'

'ભલે. કાલે સુભગાનું શ્રીફળ મોકલીશ.'

અચાનક ઉભી થયેલી સુભગા સ્પષ્ટ નકાર સાદે બોલી : 'ભાઈ, એક વાત યાદ રહે.'

'શું ?'

'ભાઈ, સિંધ પર ઉતરેલો પાદશાહી ઓથાર આથો થયા પછી જ હું પડ પીઠિયાળો કરીશ.' સુભગા દઢ સાદે બોલી : 'આ શરતે શ્રીફળ મોકલજો. વડસરના ધણીનેય એ શરત કબુલ હોય તો જ શ્રીફળનો સ્વીકાર કરે.'

'સુભગા, અબડો અણભંગ વિલાસી નથી.'

'ચોખવટ કરવી સારી.'

'ભલે માવડી.' સુભગાને હાથ જોડતો ધોધારાજ હસીને બોલ્યો : 'આ સિંહણ શે.. સચવાશે ?'

રાજમાતા ગંભીર અવાજે બોલી : 'ઘોઘારાજ, શ્રીફળ મોકલી દેજે. આ સંબંધ સિંધને ઉપયોગી નિવડશે. બીજું કાંઈ નહિ તો આપણા પર પાદશાહની ભીંસટ ઉતરશે, ઉતરવાનો કોઈ આરોવારો નહિ રહે તો સુભગાને એના ભાવી પતિ અણભંગના હાથમાં સોંપી દઈશું.'

સુભગા પણ આખર સ્ત્રી હતી. જુવાન સ્ત્રી. સુભગાના આંતર નયણાં સમક્ષ વડસરપતિ અબડા અણભંગની પૌરુષસભર મૂર્તિ આળેખાઈ કે એના હૈયામાં મીઠો સબાકો જાગ્યો, ચહેરા પર શરમ છવાઈ અને આંખો પર શરમનો વણતોલ ભાર આવી પડ્યો.

સુભગાનું રુદિયું લવ્યું : 'અબડો અણભંગ.'

# પ્રકરણ ૧૮ મું : : સુમરા અને સમા એક થાય તો?

સૂર્ય સરતો જતો'તો.

ને દુશ્મનનું યે રૂડું વાંછનારી સરલહૃદયા રાજમાતા સંધાદેવીએ મૂંઝવણ છતી કરી : 'ઘોઘારાજ, અટંકી સુભગા માની ગઈ—અબડા અણભંગને શ્રીફળ મોકલવાની સંમતિ આપી—મારા માથા પરથી મહાબોજ આઘો થયો. સુમરાનાં આરાધ્યદેવ ભગવાન કોટેશ્વર વરઘોડિયાને સો વરસના કરે. આ સંબંધ સિંધના સુમરા અને કચ્છના સમાને ફળદાયી નિવડશે. પણ......'

'પણ શું ?' ઘોઘારાજે સવાલ કર્યો.

'પણ સુભગાનું શ્રીફળ આપવા મોકલશું કોને ?'

રાજમાતા સંધાદેવી ગંભીર સાદે વળી બોલી : 'શાંતિનો સમય હોત તો રાજકુવરીનું શ્રીફળ લઈ રાજપુરોહિત જાત. રાજપુરોહિત સાથે એક વડારણને ય મોકલત. શ્રીફળ સ્વીકારી અબડો રાજપુરોહિતને રૂડી દક્ષિણા આપત. સાથે ગયેલી વડારણને ય નવાજત. પણ આ બધું શાતિકાળમાં શોભે.'

'તમે સાચું ભણ્યા.'

રાજમાતા સંધાદેવી દુઃખભર્યાં સાદે બોલી : 'ઘોઘારાજ, સિંધ

પર પાદશાહનો ઓથાર ઉતર્યો છે. શાહી લશ્કરે સિંધના સિમાડે પડાવ નાંખ્યો છે. જંગના ભણકારા વાગે છે. આવા વિકટ સમયે સામાન્ય રાજપુરોહિત સાથે સુભગાનુ શ્રીફળ મોકલાય નહિ. જરા જેટલી શરતચૂક થાય કે બોલવામાં તલમાત્ર ફેર પડે તો સંબંધ વણસી જાય. ને જો સુભગાનું શ્રીફળ પાછું ફરે તો સિંધના સુમરા અને કચ્છના સમા રાજપૂતો વચ્ચે માથાવાઢ વેર જાગે.'

'સુભગાનું શ્રીફળ લઈને વડસર મોકલશું કોને ? કયા રાજપુરોહિત સાથે કયી વડારણને વડસર રવાના કરશું ?' ઘોઘારાજે પ્રશ્ન કર્યો.

ઘડીભર અબોલ રહેલી રાજમાતા સંધાદેવી ગંભીર સાદે બોલી : 'સુભગાનું શ્રીફળ આપવા જવાનું કામ સામાન્ય નથી. સામાન્ય રાજપુરોહિતને વડસર મોકલાય પણ નહિ. મારી નજર મહામંત્રી પર ઠરી છે. સુભગાનું શ્રીફળ લઈને જલધરને મોકલ્યો હોય તો ?'

'ભલે.' ઘોઘારાજ બોલ્યો : 'માતા, મહામત્રી જલધરને વડસરપતિ અબડો અણભંગ પૂજ્ય માને છે. મંત્રીનો મંત્રી અને બામણનો બામણ...દાઢીની દાઢી અને સાવરણીની સાવરણી.'

જલધર સાથે માયાદેવીની વડારણ મરઘાંનેણીને મોકલજે.'

'એય ભલું.' ઘોઘારાજ મરક્યો.

ને રાજમાતાના બોલાવ્યા જલધર અને માયાદેવીની વડારણ મરઘાંનેણી સંધાદેવી સામે ખડાં થયાં.

સરલ સ્વભાવની સંધાદેવીએ જલધર અને મરઘાંનેણી આગળ હૈયું ઠાલવ્યું. વાતનું નામચરણ વાળ્યા પછી સાચા મોતીથી મઢેલું શ્રીફળ જલધરના ખોળામાં મૂકતી રાજમાતા રૂડા સાદે બોલી : 'જલધર, સારા કામમાં સો વિઘન. બારીક સમયે મૂરત–કમૂરત જોવા બેસાય નહિ. તમે આ જ પગલે વડસર જવા રવાના થજો.'

'ભલે–મા.'

'મહામંત્રી, આ સંબંધથી સોનામાં સુગંધ ભળશે. બળને પરાક્રમ મળશે. સિંધના સુમરા અને કચ્છના સમા એક થશે.'

રાજમાતા સંધાદેવી પોરસાતા સાદે વળી બોલી: 'મહામંત્રી, સાવઝ સમા સિંધના સુમરા અને કચ્છના શૂરા સમા રાજપૂતો એક થશે તો ધર્મઘાતકી અલાઉદ્દીનને ભૂંડી શિકસ્ત આપશે.'

'બેશક.' મહામંત્રી જલધર વિશ્વાસભર્યા સાદે બોલ્યો.

'કરો કંકુના.' રાજમાતા સંધાદેવીએ જલધર સાથે વડારણ મરઘાંનેણીને ય વિદાય આપી.

જલધરની પ્રેમિકા મરઘાંનેણીને મન તો સોનાનો સૂરજ ઊગ્યો'તો. ભાવતું'તું ને વૈદ્યે ચીંધ્યું એવો ઘાટ થયો'તો. સુભગાનું શ્રીફળ લઈને વડસર જતા જલધર સાથે પોતે ય જશે એવી સુખદ કલ્પનામાં રાચતી મરઘાંનેણી ઉત્સાહભર્યા સાદે બોલી : 'મહામંત્રી, વડસરની વાટ વરણાંગી બનશે.'

મરઘાંનેણીના મનમાં રમતા મીઠા ભાવ પામી ગયેલો મહામંત્રી જલધર મનમાં બોલ્યો: 'હવે મરઘાંનેણીને વધુ વાર આઘી રાખવી યોગ્ય નથી.'

જવાબ જડ્યો નહિ કે મરઘાંનેણી છણકી : 'મહામંત્રી, તમારા મોમાં મગ ભર્યા છે? બોલતા કેમ નથી ?'

ઉતાવળા પગલે ચાલતો મહામંત્રી જલધર હેતહિણા સાદે બોલ્યો : 'સમય બારીક છે. પળેપળ કિંમતી છે.

જલધરનો સૂકોભઠ જવાબ સાંભળીને મરઘાંનેણીના હઈયામાં ઉઠેલો હેતનો ઊભરો હેઠો બેસી ગયો.

છતાં જલધર સાથે વડસર જવાના સુખાળવા સમણાંમાં રાચતી મરઘાંનેણી બોલી: 'આપણે ક્યારે પરિયાણ કરશું ?'

પણ બીજી જ પળે માયાની માયાદેવીનો ક્રૂર સ્વભાવ યાદ આવતાં જ નિરાશ બનેલી મરઘાંનેણી મનમાં ગણગણી : 'માયાદેવી મને જલધર સાથે જવાની મનાઈ કરશે તો ?'

માયાદેવીના માયામહેલ નજીક આવેલો મહામંત્રી જલધર નિઃશંક સાદે બોલ્યો : 'મરઘાંનેણી, હું અપતાલ આવું છું. તું સાબદી રહેજે. રાજનો સાંઢણીસવાર સાંઢણી શણગારી આપે એટલી જ વાર છે. તું તૈયાર રહેજે.'

ઘર તરફ વળેલા જલધર આડી ફરેલી મરઘાંનેણી ભીના સાદે બોલી : 'મહામંત્રી, તમે છો સ્વતંત્ર ને હું છું પરતંત્ર. હું છું માયાદેવીની વડારણ. હું પરાધિન. માયાદેવી મને રજા આપશે તો જ હું વડસર આવી શકીશ.'

'હા–હો.' જલધર સાચક સાદે બોલ્યો : 'રાજમાતાએ વાસીદામાં સાંભેલું વાળ્યું'તું. માયાદેવીની વડારણ. સંવાદેવીએ તને આજ્ઞા કરતાં પહેલાં માયાદેવીનો મખરાબ લેવો ઘટે. માયાદેવીને કહેવું જોઈએ કે મહેરબાની કરીને મરઘાંનેણીને વડસર મોકલો.'

'મહામંત્રી, માયાદેવી છે નઠોર અને કઠોર. મનની મેલી માયાદેવી રાજકુંવરી સુલગાનુ શ્રીફળ મોકલવાની શુભ વાત સાંભળીને ઉભી બળી ઓલવાશે. સારા કામમાં વિઘન નાંખશે. માયાદેવી મને તમારી સાથે વડસર જવાની સોઈઝાટકીને ના ભણશે. હું પરાધિન ગોલી. માલિકણની મરજી ઉપરવટ થઈ શકું નહિ.'

ઊંડા વિચારમાંથી જાગેલો જલધર હસીને બોલ્યો : 'હું સિફારસ કરીશ. તું યે તારાથી બનતું કરજે.'

વિજળીના સળકારા પેઠે મરઘાંનેણીના લમણાંમાં કોઈ વિચાર ઝબક્યો કે એનો નમણો ચહેરો ચમક્યો. આંખોમાં વિશ્વાસ અંજાયો. માયામહેલ તરફ ડગ ભરતી મરઘાંનેણી નકાર સાદે બોલી : 'મહામંત્રી,

મારું ધાર્યું બર આવશે તો તમારે સિફારસ કરવાની મહેનત જ કરવી નહિ પડે.'

'તો પાડ તારો' કહીને જલધર ઘરે ગયો.

પોતાના શયનખંડમાં પ્રવેશેલી મરઘાંનેણી પર નજર પડતાં જ માયાદેવી કઠોર સાદે બોલી: 'રાજમાતા સંઘાદેવીએ તને શું કામે બોલાવી'તી?'

જવાબ આપવા સાબદી બનેલી મરઘાંનેણીએ મોં મચકોડયું. આંખોમાં અણગમો આંજતી એ બોલી: 'ધૂળ અને રાખ.'

'છતાં......'

બીજી જ પળે ગંભીર બનેલી મરઘાંનેણી ગંભીર સાદે બોલી: 'મહારાણી...'

મરઘાંનેણીને બોલતી વારતી માયાદેવી કઠોર સાદે બોલી: 'મહારાણી મરી ગઈ. માયાદેવી કહે. હવે હું નથી મહારાણી કે નથી રાણી.'

'બા, ઉપરથી ભોળી દેખાતી રાજમાતા બડી ચાલાક છે–હો.'

'હું એને રૂવાંડે રૂવાંડે ઓળખું છું.'

'સમાપારખુ સંઘાદેવી જવાંમર્દ અને જોરુકા વડસરપતિ અબડા અણભંગ સાથે સુભગાનું ચોકઠું બેસાડવા તૈયાર થઈ છે.'

'શું વાત કરે છે?'

'બા, રાજકુંવરી સુભગાનું શ્રીફળ લઇને મહામંત્રી જલધર અપતાલ પરિયાણ કરવાનો છે.'

જલધરનું નામ સાંભળતાં જ માયાદેવીના હૈયામાં અગનિ ઉલળ્યો. એ દાહક સાદે બોલી: 'મહામંત્રી જલધર......'

'બા, રાજમાતા સંઘાદેવી કહે છે કે મારે સિંધના સુમરા અને કચ્છના સમા રાજપૂતોને એક કરવા છે.' મરઘાંનેણી ધેરા

સાદે બોલી: 'પણ આ તો માત્ર દેખાવ જ છે. સાચી વાત જુદી છે. ભીતરનો ભેદ હું પામી ગઈ છું.'

'બોલ.'

'બા, દિલ્હીનો પાદશાહ સિંધ પર ચડી આવ્યો છે. સાંભળ્યું છે કે પાદશાહે રૂપાળી રાજકુંવરી સુભગાને હાથ કરવા જ ચડાઈ કરી છે. જો સિંધુપતિ સુભગાને પાદશાહના હાથમાં સોંપે તો પાદશાહ આવ્યો'તો એ જ પગલે પાછો વળી જાય. તો સુમરા રાજપૂતોના માથાં વઢાય નહિ. સિંધ ઉગરી જાય.'

'મરઘાંનેણી, તેં રાજમાતાને બરાબર ઓળખી!'

'બા, ચાલાક રાજમાતા સંધાદેવી પાદશાહ સાથે થનારા ખૂંખાર જંગમાં કચ્છના સમા રાજપૂતોને ઓરવા ઇચ્છે છે.'

ઊંડા વિચારમાંથી જાગેલી માયાદેવી ક્રૂર સાદે બોલી: 'મરઘાંનેણી, કોઈ ઉપાયે ને કોઈપણ ભોગે સિંધના સુમરા અને કચ્છના સમા વચ્ચે સંધાતો સંબંધ તોડવો જોઈએ.'

'હા-બા.'

'પણ જો સમા અને સુમરા વહાલા સગા બન્યા, એક થયા તો દિલ્હીનો જોરાવર પાદશાહ પણ સિંધનું ફુલે ય ફરકાવી નહિ શકે. તો ચનેસર ગુમાવેલું રાજ હાંસલ કરી નહિ શકે. મારી સ્થિતિ તો આથી યે બદતર બનશે.'

'તમે શું ધાર્યું?' મરઘાંનેણીએ પ્રશ્ન કર્યો.

માયાવી માયાદેવી નિર્લજ સાદે બોલી: 'કોઈ ઉપાયે ને કોઈ પણ ભોગે અબડો અણભંગ સુભગાના શ્રીફળનો અસ્વીકાર કરે એવો પ્રયત્ન કરવો ઘટે'.

'એવો પ્રયત્ન કરે કોણ?'

'તું.'

'હું ?' ભડકવાનો ખોટો ડોળ કરી મરઘાંનેણી બોલી.

'હા. તારા સિવાય આવું ભગીરથ કામ અન્ય કોઈને ચીંધાય નહિ.' માયાદેવી સચિંત સાદે બોલી : 'આ વાત છતી થઈ જાય તો...'

'વીવા કરતાં યે રળિયામણું. સુભગા આપતાં સિંધ બચી જતું હોય તો ઘોઘારાજે પળે ય ગુમાવ્યા સિવાય તેને પાદશાહને સ્વાધીન કરવી ઘટે.'

'પણ રાજમાતા સંધાદેવી તો સુભગાને પાદશાહના હાથમાં સોંપવા બદલે વડસરપતિ અબડા અણુભંગના હાથમાં સોંપવા તૈયાર થઈ છે.' ઘડીભર મૂંગી રહેલી મરઘાંનેણી કઠોર સાદે બોલી : બા, સિંધ પર આફતનાં વાદળ ઘેરાયાં છે. પાદશાહ સિંધના સીમાડે પડાવ નાંખીને પડયો છે. કાલ સવારે એ પાટનગરને ઘેરો ઘાલશે આવી પડેલી આફતથી ઉગરવા માટે રાજમાતા સંધાદેવી વડસરપતિ અબડા અણુભંગ સાથે સુભગાનું વેવિશાળ કરવા માગે છે. દીકરી આપીને સ્વાર્થ સાધવા સાબદી બનેલી રાજમાતા માને છે કે ઘોઘારાજનો બનેવી બનેલો વડસરનો ઠાકોર અબડો અણુભંગ સગપણનાતે સાળાને મદદ કરશે. આફતથી ઘેરાયેલા સિંધને સહાય કરશે.'

મરઘાંનેણી ઉતાવળાં સાદે બોલી : 'બા, રાત થોડી ને વેહ છે ઝાઝા......ઝટ નિર્ણય કરો. આજ્ઞા ફરમાવો. સુભગાનું શ્રીફળ લઈને મહામંત્રી જલધર અપતાલ સાંઢણી પલાંણશે.'

'તો તું આ જ પગલે જલધર પાસે પહોંચી જા.' માયાદેવી વરણાંગી સાદે બોલી : 'તું યે સાથે જા. મને વિશ્વાસ છે કે જલધર તને રાજી થઈને સાથે લેશે. તારામાં લુબ્ધ બનેલો જલધર તને વડસર સાથે લઈ જવાની ના નહિ જ પાડે.'

'બા, જલધર પાસે જવાની જરૂર નથી. મને સાથે લઈ જવાની રાજમાતા સંધાદેવીએ આજ્ઞા કરી છે.'

'હં,' માયાદેવીનું અભિમાન ઘવાયું. એ કઠોર સાદે બોલી: 'મરઘાનેણી, રાજમાતા એના મનમાં સમજે છે શું ? તું મારી વડારણ. તને કામ ચીંધતાં પહેલાં એણે મને પૂછવું ઘટે. પણ રાજમાતા બન્યા પછી સંઘાદેવી અભિમાની બની છે. એ તને તો શું મને ય પોતાની નોકરાણી લેખતી હશે.'

માયાદેવીના અંતરમાં ઉંઘતું અભિમાન વળ ખાઈને બેઠું થતું બોલ્યું: 'સંઘાદેવી એના મનમાં સમજે છે શું ? હું તને જલધર સાથે નહિ જવા દઉં.'

'બા, સમો વરતે સાવધાન. અપમાન ગળી જાવ. વખત વરતો. અભિમાન કરશું તો આપણું ધ્યેય સિદ્ધ નહિ થાય. મને જલધર સાથે વડસર જવા દો.'

'હો-હો.'

'બા, હું વડસરની લાંબી વાટે અંધારે ને એકાંતે મહામંત્રી જલધર ને મારી જાળમાં......'

'હા-હા. તું જા. જરૂર જા. તૈયાર થઈ જા. પણ......'

'પણ શું ?'

'મરઘાનેણી, વડસરની લાંબી વાટે અંધારે ને એકાંતે તું જલધરને તારી જાળમાં ફસાવીશ એની ના નહિ. પુરુષમાત્ર છે પામર. જલધર છે જુવાન દેખાતો આધેડ અને અવિવાહિત પુરુષ. તું ધારે તો જોગંદરનો ય જોગ ઉતરાવે. બિચારા જલધરને પછાડવો એ તો તારા ડાબા હાથનો ખેલ.'

'હા-બા. હું તો વજજરકછોટાધારી હડમાન જતિને ય......' રંગમાં આવેલી મરઘાનેણી વરણાંગી ભાવે બોલી.

'પણ સુભગાની સુંદરતા અને શૌર્યનો અનુભવ કરી ચૂકેલો અબડો અણભંગ સિંધની રાજકુંવરીનું શ્રીફળ પાછું નહિ જ ઠેલે.'

'ઠેલશે.'

'મારું મન ના ભણે છે.'

'મને દ્રઢ વિશ્વાસ છે.' મરઘાંનેણી બોલી: 'બા, મને વડસર પહોંચવા દો. હું વડસરની લાંબી વાટે મહામંત્રી જલધરને મહાત કરીશ. ને વડસર પહોંચ્યા પછી એવું કરીશ કે વડસરનો ઠાકોર અબડો અણભંગ રાજકુંવરી સુભગાના શ્રીફળને પગનું ઠેબું મારીને પાછું ઠેલશે.'

'તું શું કરીશ?'

'ગમે તે.'

મરઘાંનેણીની વાત સાંભળીને માયાદેવીના ચહેરા પર પિશાચી સંતોષ છવાયો. એ હળવા હૈયે બોલી: 'મરઘાંનેણી, વડસરપતિ અબડો અણભંગ જો સુભગાના શ્રીફળને પાછું ઠેલશે તો સિંધના સુમરા અને કચ્છના સમા રાજપૂતો વચ્ચે માથાંવાઢ વેર જાગશે. સિંધના સુમરા અબડા અણભંગે કરેલું આ ઘોર અપમાન ગળી નહિ જાય. તો......સમા અને સુમરા સામા મળ્યે બોલશે પણ નહિ.'

'બા, મેં તમારા ગોળાનું પાણી પીધું છે. તમારા ખોળામાં ઉછરીને જુવાન થઈ છું: હું મરઘાંનેણી...'

તાલંબાજ મરઘાંનેણીની લપસણી વાતો સાંભળીને લપસી પડેલી માયાદેવીએ છાની રાખવા જોગી વાત છતી કરી. વડસર જવા તૈયાર થયેલી મરઘાંનેણીના કાનમાં મોં ઘાલીને બોલી: 'મરઘાંનેણી, ભલું સાંભર્યું.'

'શું?'

'વાવડ મળ્યા છે કે માલ લઈને વાંઢયે ગયેલા મારા માવતર વડસરની સીમમાં દંગા નાખીને પડ્યા છે. મારાં પિયરીયાં લાહર વડસર પંથકમાં માલ ચારે છે.'

'પિયરનું શું કામ પડ્યું?'

'મરઘાંનેણી, કોઈ જાણે નહિ એ રીતે તું મારા બાપને મળજે. મારા પિયરીયાંને મારા વતી કહેજે કે જો તમારે તમારા ભાણેજને સિંધની રાજગાદી પર બેસાડવો હોય તો તાબડતોબ ઉમરકોટ પહોચો.' માયાદેવી ટાઢા સાદે બોલી : 'મરઘાંનેણી, મારા પિયરીયાં જાડા જણ છે. લાહોરોનો મુખી મારો બાપ ધારે તો એક હાકલે દશ હજાર જુવાનો ભેળા કરે. હાડબળુકા લાહરો બહાદુર પણ છે.'

'હા—બહાદુર છે.' મરઘાંનેણીએ વાતને વળ દીધો.

માયાદેવી ઉત્સાહભર્યા સાદે બોલી : 'મારા બાપને કહેજે કે જો દીકરીનું દુઃખ ભાંગવું હોય તો પાણી યે પીવા ઊભો રહે નહી.'

'કહીશ.'

'મરઘાંનેણી, મારા બાપ દ્વારા હું પાદશાહ જોડે સંબંધ.....'
પણ હડાક ઓરડામાં આવેલી એક વડારણ પર નજર પડતાં જ ચાલાક માયાદેવીએ વાત વાઢી.

વડારણ વાજેવાજ માયાદેવી સામે આવેલો જલધર બે હાથ જોડીને બોલ્યો : 'મહારાણી, મરઘાંનેણીને મારી સાથે મોકલો છો ને?'

મીઠાબોલી માયાદેવી મીઠા સાદે બોલી : 'મહામંત્રી, કયી અભાગણી આવા શુભ કામ આડો પગ ભરે? ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય. હું મુરખી નથી કે સુભગાનું શ્રીફળ લઇને જતી મરઘાંનેણીને રોકું. હું એવી ઇર્ષ્યાળુ નથી. શું સુભગા મારી દીકરી નથી? સંઘાદેવી ભલે જુદાઇ રાખે પણ હું નોખડપણું નહિ દેખાડું. મરઘાંનેણીને ખુશીથી સાથે લઈ જાવ. મરઘાંનેણી ઉપરાંત બીજી વડારણ જોઈતી હોય તો ય આપું.'

'એ તમારી વડાઈ.'

'મહામંત્રી, રાજમાતાએ સુભગાનાં વેવિશાળ બાબત મારો મખરાબ લીધો હોત તો મને દુઃખ ના થાત.'

'હા દેવી.' કહેતો જલધર પાછો ફર્યો.

ઉમરકોટ બહાર નીકળેલી સાંઢણીને વડસરના સીધા મારગે ચડાવ્યા પછી જલધર બોલ્યો : 'સમાલ મરઘાંનેણી, સાંઢણી છંછેડું છું. છંછેડેલી સાંઢણી વા વેગે દોટ મૂકશે.'

આગળ બેઠેલા જલધરનો ખભો પકડતી મરઘાંનેણી રણકતા સાદે બોલી : 'મહામંત્રી, હું સાંઢણીથી અજાણ નથી.'

જલધરે સાંઢણીને છંછેડી. તપેલી સાંઢણી તોપના ગોળા વેગે દોડવા માંડી. સાંઢણીની દોટનો જબરો વેગ જોઈને ચેતેલી મરઘાંનેણી ભીંતે વળગતી ભીંત–ગરોળી પેઠે મહામંત્રીની લોંઠકી પીઠ પર ચોંટી ગઈ.

એક ગાઉ ભોં વાઢયા પછી મરઘાંનેણીની જીભ ઉઘળી. એણે માયાદેવીએ કહેલી સઘળી વાતો છતી કરી. વાતનું નામાચરણ વાળતી મરઘાંનેણી કરડા સાદે બોલી : 'મહામંત્રી, દેશદ્રોહી દીકરો દિલ્હીના પાદશાહને સિંધ પર દોરી લાવ્યો ને વિશ્વાસઘાતી મા, અણીના સમયે સિંધનો વિશ્વાસઘાત કરવા તૈયાર થઈ છે. એ પાપણી પરધર્મી પાદશાહની મદદ વડે ચનેસરને સિંધની રાજગાદી પર બેસાડવા ઘાંઘી થઈ છે. ધન્ય દિકરો ને ધન્ય મા; પણ મહામંત્રી, મારું ચાલે તો હું જાતિદ્રોહી ચનેસરને અને દેશદ્રોહી માયાદેવીને ભાલે પરોવું.'

અટાણ સુધી મૂંગો રહીને મરઘાંનેણીનો હૈયાવલોપાત સાંભળી રહેલો મહામંત્રી જલધર લાંહિયાળ સાદે બોલ્યો : 'મરઘાંનેણી, મેં ક્યાં દેશદ્રોહ કર્યો છે કે તું મારી પીઠમાં ભાલાની અણીઓ ભોંકે છે?'

આધું કહે ત્યાં બાધું સમજનારી મરધાંનેણી મહામંત્રીની વાતનો મરમ પકડતા જ એક વેંત પાછી હઠી ગઈ. એની ઢળી પડેલી નજર પોતાના ઘાટીલા અમરત કુંભ પર ઠરી કે એ શરમાઇને અવળું જોઈ ગઇ.

આપઢાળી રેવાલ ચાલે ચાલતી સાંઢણીની ચાલ સુંવાળી હતી. અસવારોના પેટનું પાણીયે હલે નહી એવી મુલાયમ ચાલે ચાલતી સાંઢણી વડસરની દશ્યે વહેતી થઈ હતી.

ધવે જલધર ને મરધાંનેણી અબોલ બન્યાં'તાં.

ત્યારે અઠધ રાતનો ગજર થયો'તો.

જળે ય જંપી ગયા હતાં; પણ નહોતો જંપ્યો જાસુસવડો લુણીંગ. એ જંપવા ધારે તો ય એની ઘરવાળી રાણી એને જંપવા દે એવી સુંવાળી નહોતી.

હાથણી જેવી હાડેતી રાણીનો બળુકો ટલ્લો લાગતાં બે હાથ આઘો હડસેલાઈ ગયેલો લુણીંગ સમોનમો થતો બોલ્યો : 'રાણી, હું તો કાનબહાબઠ રમવુ હોય તો રમું. માદળામાદળ રમવાનું આપણું ગજું નથી.'

'ધણી, કાનબહાબઠ શું ને માદળામાદળ શું ?'

'સાંભળ. એક હતી પાડી ને એક હતો પાડો. પાડીની ધણીયાણી સ્વાર્થ સાધવા પાડીને બે આંચળ ધવરાવતી. પણ પાડામાં શું સ્વાર્થ બળ્યો હોય ? પાડાની માલિકણ પાડાને માના આંચળેય માંડ અડવા દેતી. ભેંસ પ્રાહવો વાળે કે પાડાને આઘો કાઢતી. પાડી હતી હાડેકી ને બળુકી. ત્યારે પાડો હતો નબળો. બન્ને તળાવકાંઠે ચરતાં. પાડીને પાડા સાથે રમવાનું દિલ થયું. પાડો ય પાડી સાથે રમવા ઈચ્છતો'તો. પાડી પાસે આવેલાં પાડાએ પોતાના કાન પાડીના કાન પર આંટયાં.

પાડીએ ય કાન ફફડાવ્યા. પાઠી પાડો કાનબઠાબઠની રમત રમતાં’તાં. પણ બળુકી પાડીને આવી રમત રૂચી નહિ. એણે તો રણકીને માર્યું પાઠાને માથું. પાડીનું બળુકું ગોથું લાગતાં જ દુબળો પાડો જઈ પડયો ગારાના માંદળામાં. પાડો બોલી ઉઠયો : આપણે કાનબઠાબઠ રમીએ. માદળા માદળ નથી રમવું.’

ધણીની વાતનો મરમ સમજાતાં જ ભભૂકી ઉઠેલી રાણી ડોળા કાઢતી બોલી : ‘ તેં...ધણી, શું તું મને ભેંસ ધારે છે? શું હું ભેંસ જેવી નીંભર અને કામાસકત છું ?”

‘ ના–પણ અલડ તો ખરી જ.’

‘ તું શું બોલ્યો ?’

‘ રાણી, તું જો અજડ ના હોત તો મને ટલ્લો મારત જ નહી. તું જાણે છે કે તું છે કાઠાકરમી ને હું છું કાઠાહિણો. તું છે જાડી ને હું છું દુબળો. તું છે બળુકી ને હું છું નબળો. તું છે ઊંચી અને પકતી......’

‘ મોંમાં જીભ ઘાલ.’

‘ જીભ મોંમાં જ છે.’

ઘડીભર અબોલ રહેલી હાડેતી રાણી વેણના ઘા કરવામાં પાવરધા ધણી સામું દુઃખભરી નજરે જોતી બોલી : ‘ ધણી, પરણ્યાને બાર બાર વરસ વળોટી ગયાં છતાં ય તને મારું પારખું પડયું નહી.’

‘ પારખું તો પડયૂં છે. હું જાણું છું તે તારો ટલ્લો લાગશે તો હું ખાટલા પરથી ઉલળી પડીશ.’

‘ એ......અવળચંડા, ડામ ચોડમાં.’ રાણી ગળતા સાદે બોલી : ‘ ધણી, સાચું બોલ—ખોટું બોલ તો કોટેશ્વર દાદાની ધરાઈ. હું

તને વેઠી છું ? મેં તને દુભવ્યો છે ? હું છું ગજાદાર ને તું છે ઝીણે હાડે. એ તો જેવા માવતરનાં હાડ હોય તેવા છોરું પાકે. મારા દેહમાં બળ માતું ય નથી. ધારું તો બે આદમીને બથમાં ઘાલીને ભીંસી નાખું છતાં...હું તને વેઠી છું ? બળનો પરચો દેખાડ્યો છે ક્યારેય ?'

ભાદરવાની ભેંસ જેવી પોતાની અલમસ્ત ઘરવાળીના ચહેરા પર છવાયેલા સૌમ્યભાવો જોઈને લુણીંગે અવળચંડાઈ સંકોરી. રાણીના પડખામાં ગરનો એ મીઠા સાદે બોલ્યો : 'મારી રાણી છે તો રૂપાળી.'

ધણીને હેનાળ હાથે આઘો કરતી હાડેની રાણી સાફ સાદે બોલી : 'માણસ થા. હેવાન બનમાં.'

'હું હેવાન ?'

'હા.' રાણી હસીને બોલી : 'ધણી, સિંધ પર મલેચ્છનો ઓથાર ઉતર્યો છે. ઝનૂની અલાઉદ્દીન આપણા સીમાડે પડાવ નાંખીને પડ્યો છે.'

'હા–પડયો છે.'

'ધણી, જેના પગે મૂકેલી મેંદી ઉપટીયે નથી એવી આણાંતોએ ય ધણીહેત આંધા ઠેલ્યા છે. જુવાનડીઓ, આધેડ અને અવસ્થાવાન સ્ત્રીઓ પણ દેશના દુશ્મનો સાથે ભરી પીવા સાબદી બની છે. પીઠા-તલના આવગા ઓરડામાંયે પ્રેમની વાતો બદલે રણજંગની વાતો ઘોળાય છે.'

'આવું બધું કર્યું કોણે ?'

'સુભગાદેવીએ.' પોતાની વાતનો દોર સાંધતી રાણી બોલી : 'ધણી, આણાંતોએ ધણીહેત આઘાં ઠેલ્યાં છે ત્યારે મને પરણ્યાને તો બાર વરસ વીતી ગયાં. હું નથી જુવાન કે નથી થઈ આધેડ... મારે ય ધણીહેત અગરાજ છે.'

પાડીએ ય કાન ફફડાવ્યા. પાડી પાડો કાનબઠાબઠની રમત રમતાં'તાં. પણ બળુકી પાડીને આવી રમત રૂચી નહિ. એણે તો રણકીને માર્યું પાડાને માથું. પાડીનું બળુકું ગોથું લાગતાં જ દુબળો પાડો જઈ પડ્યો ગારાના માંદળામાં. પાડો બોલી ઉઠ્યો : આપણે કાનબઠાબઠ રમીએ. માદળા માદળ નથી રમવું.'

ધણીની વાતનો મરમ સમજાતાં જ ભભૂકી ઉઠેલી રાણી ડોળા કાઢતી બોલી : 'તેં...ધણી, શું તું મને ભેંસ ધારે છે? શું હું ભેંસ જેવી નીંભર અને કામાસકત છું?"

'ના–પણ અલડ તો ખરી જ.'

'તું શું બોલ્યો?'

'રાણી, તું જો અજડ ના હોત તો મને ટલ્લો મારત જ નહી. તું જાણે છે કે તું છે કાઠાકરમી ને હું છું કાઠાહિણો. તું છે જાડી ને હું છું દુબળો. તું છે બળુકી ને હું છું નબળો. તું છે ઊંચી અને પકતી......'

'મોંમાં જીભ ઘાલ.'

'જીભ મોંમાં જ છે.'

ઘડીભર અબોલ રહેલી હાડેતી રાણી વેણના ઘા કરવામાં પાવરધા ધણી સામું દુ:ખભરી નજરે જોતી બોલી : 'ધણી, પરણ્યાને બાર બાર વરસ વળોટી ગયાં છતાં ય તને મારું પારખું પડ્યું નહી.'

'પારખું તો પડયું છે. હું જાણું છું તે તારો ટલ્લો લાગશે તો હું ખાટલા પરથી ઉલળી પડીશ.'

'ઓ......અવળચંડા, ડામ ચોડમાં.' રાણી ગળતા સાદે બોલી : 'ધણી, સાચું બોલ—ખોટું બોલ તો કોટેશ્વર દાદાની ધરાઈ. હું

સ્વસ્થાથી દોટમોઢે આવી રહેલા શાહી લશ્કરના માર્ગથી એક ખેતરવા આઘે આવેલા વડલા પર ચડી ગયો.

દિ' ઉગ્યો. સિંધની સરહદેથી કૂચ કરેલું શાહી લશ્કર કુલડાં નજીક ને નજીક આવી રહ્યું હતું. હાથીના હોદ્દા પરથી હેઠો ઉતરેલો પાદશાહ અલાઉદીન મનમોજ ખાતર ઘોડા પર સવાર થયો'તો.

ઘોડેસ્વાર લશ્કરના મોખરે ચાલતા પાદશાહે હુકમ કર્યો: 'ઘોડા દબાવો. દિ' આથમ્યા પહેલાં મારે ઉમરકોટના પાધરમાં પહોંચી જવું છે. દુશ્મનની છાતી પર જ પડાવ નાંખવો છે.'

હુકમ કરીને પાદશાહે ઘોડો ફેટાવ્યો. ઘોડેસ્વારોએ પણ ઘોડાના પેટમાં એડીઓ મારી.

દેખાય નહિ કે વહેમ પડે નહિ એ રીતે, આડા અવળા અને આધાપાછા મૂકેલા બગાસો ભરેલા કુલડાંઓની જાળગૂંથણી વચ્ચે લશ્કર પસાર થતું'તું.

પણ ઘોડાના ડાબોટાના ડોટા લાગતા કુડલાં ફુટયાં. ફુટેલા કુડલામાંથી ઉડેલી લાખો બગાંસો ઘોડાને વળગી.

કોઈ કાંઈ જુવે કે સમજે એ પહેલાં તો ઘોડાઓએ ઘસઘાણ મચાવી દીધું. બગાંસોના ચટકા લાગતાં ઉલળેલા ઘોડાએ ઉથલી પડેલા સવારોને પાછલા પગની લાતો મારી. બગાસોનાં ભણુભણાટ અને ઘોડાની દુ:ખભરી હાવળ્યું આડે કાન પડ્યું સંભળાતું નહોતું. ધમાચકડી કરતા વિફરેલા ઘોડા પરથી ઉથલી પડેલા સવારોની ચીચાસો આડે કોઈ કોઈનું સાંભળતું નહોતું.

જોતજોતામાં તો સવાર–માત્રને પીઠ પરથી ઉલાળી નાંખીને ભાગી છુટેલા ઘોડા ચોદશ વેરાઈ ગયા. પહાડી ઘોડા પરથી ભૂંડી મેળનો ભોં પર પછડાયેલો પાદશાહ કમર પકડીને ઉભો થાય ના થાય ત્યાં તો એક ટટુએ એને લાત મારીને પછાડી દીધો.

'પણ...' લુણીંગને બોલવું સુજ્યું નહિ.

'શું કામ એમ પુછે છે ?' રાણીએ જવાબ વાળ્યો. 'સિંધ પર ધાઈ આવેલા મલેચ્છોને મારી હઠાવવા અમે પતિપ્રેમ અગરાજ કર્યો છે.'

'હં...' કહેતો લુણીંગ ઊંડા વિચારમાં સરી પડયો.

પડખે બેઠેલા પતિને હળવો હેતાળ ટહુલો મારતી રાણી ઉત્સાહ ભર્યા સાદે બોલી : 'ધણી, તું બગાસો પકડવાની ને પકડેલી બગાસોથી ભરેલાં કાચી માટીનાં કુલડાં શાહી લશ્કરના માર્ગ વચ્ચે મૂકી દેવાની વાત કરતો'તો ને.'

ખાટલા પરથી હડફ કરતોક ઊભો થયેલો જાસુસવડો લુણીંગ અક્ષરેય બોલ્યા વગર હજારો બગાસોથી હજારો કુલડાં ભરવાની કામગીરી બજાવવા ચાલતો થઈ ગયો.

ત્યારે અડધ રાત ભાંગી ચુકીતી.

ને કામઢો લુણીંગ કામે બાઝયો. સિંધમાં સુમરાનો તુટો નહોતો એમ અન્ય સિંધી રૈયતમાં રાજભક્તિની ઓછપ નહોતી. સારાયે સિંધમાં જાસુસવડા લુણીંગની વ્યવસ્થાશક્તિ વખણાતી.

સિંધ હતું માલધારીનું મહિયર. સિંધમાં જાનવરોનો તુટો નહોતો ને નબળા જાનવરોને વળગેલી બગાંસો અસંખ્ય હતી.

અડધ રાતે કામે વળગેલા લુણીંગે દિ'ના ત્રીજા પ્રહરે તો હજારો બગાંસો પકડીને ભરેલા, હજારો માટીનાં કુલડાં તૈયાર કરી નાખ્યા. બગાંસો ભરેલાં કાચી માટીનાં કુલડાં ગણતરીબાજ લુણીંગે સિંધના પાટનગર ઉમરકોટના સીમાડે આવેલા સપાટ મેદાનમાં ગોખનોખાં મૂકાવી દીધા.

ફકીર વેશધારી લુણીંગ જાણે કાંઈ યે જાણતો ના હોય એવી

દેવશંકર મહેતા કૃત

# દરિયાને ખોળે

ભા. ૧-૨-૩

[ સાહસ ભરપૂર કથા ]

સેટની કિંમત ૨૨-૫૦

દરિયાના લાલ બહાદુર વાઘેર જવામર્દોની આ કથા પારકા માટે-દેશને માટે-પોતાના જાનને-પ્રાણને ન્યોચ્છાવર કરનાર વીરોની દરિયાખેડ-પરદેશિયોના હૈયાને હલબલાવી-જવામર્દોના ખેલ ખેલે છે.